**પ્રકાશક** : **શ્રી અજિત સી. પટેલ**
**દાદા ભગવાન આરાધના ટ્રસ્ટ**
દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,
નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦



**કુલ પાંચ આવૃતિઓ :** ૧૩,૦૦૦ ૧૯૯૭ થી સપ્ટેમ્બર ૨૦૧૨ સુધી
**છઠ્ઠી આવૃતિ :** ૨,૦૦૦ નવેમ્બર, ૨૦૧૩

**ભાવ મૂલ્ય** : **'પરમ વિનય' અને**
**'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !**

**દ્રવ્ય મૂલ્ય** : **૧૦૦ રૂપિયા**

**મુદ્રક** : અંબા ઓફસેટ
પાર્શ્વનાથ ચેમ્બર્સના બેઝમેન્ટમાં,
નવી રિઝર્વ બેંક પાસે, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪
**ફોન :** (૦૭૯) ૨૭૫૪૨૯૬૪

# સમર્પણ

અનંતકાળ વહી ગયો, ન થયું આત્મદર્શન,
પ્રગટ 'જ્ઞાની' વિના, કોણ ખોલે સુદર્શન ?
'જ્ઞાની' તણાં દર્શને, મળી જાય જો નિજદર્શન,
અહો ! અહો ! અનુપમ અભેદ વિશ્વદર્શન !

દૃષ્ટિ પડતાં જ, અવળાનું સવળું બતાવે,
અંતરદાહની અવિરત સીંદરી બૂઝાવે.
ઠોકરો હાશ અટકી, થતાં જ્ઞાન ઉજાશે,
સંસારી દુઃખ અભાવ, સનાતન સુખ સુવાસે.

'જ્ઞાની'ને પ્રગટ્યું જે, 'આ' દર્શન નિરાવરણું,
અનંત ભેદે, પ્રદેશે, આત્મતત્ત્વ ઝળક્યું.
નિજના દોષો દેખાડે, સૂક્ષ્મતરે સૂક્ષ્મતમે,
'દર્શન' કેવળ પૂગ્યું, અટક્યું 'જ્ઞાન' ચાર અંશે.

અહો 'આ' દર્શને, ખુલ્યા મોક્ષમાર્ગ દુષમકાળે,
પ્રત્યેક પગલે પાથર્યા પ્રકાશ પરમ હિતે,
બંધન તોડાવતું, દૃષ્ટિ બદલતું 'દાદા' દર્શન !
'આપ્તવાણી' રૂપે જગકલ્યાણાર્થે સમર્પણ.

# ત્રિમંત્ર






નમો અરિહંતાણં
નમો સિદ્ધાણં
નમો આયરિયાણં
નમો ઉવજ્ઝાયાણં
નમો લોએ સવ્વસાહૂણં
એસો પંચ નમુક્કારો;
સવ્વ પાવપ્પણાસણો
મંગલાણં ચ સવ્વેસિં;
પઢમં હવઈ મંગલં ૧
ૐ નમો ભગવતે વાસુદેવાય ૨
ૐ નમઃ શિવાય ૩
જય સચ્ચિદાનંદ





## દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો

| | |
|---|---|
| ૧. ભોગવે તેની ભૂલ | ૨૪. સત્ય-અસત્યના રહસ્યો |
| ૨. બન્યું તે જ ન્યાય | ૨૫. અહિંસા |
| ૩. એડજસ્ટ એવરીવ્હેર | ૨૬. પ્રેમ |
| ૪. અથડામણ ટાળો | ૨૭. ચમત્કાર |
| ૫. ચિંતા | ૨૮. વાણી, વ્યવહારમાં.... |
| ૬. ક્રોધ | ૨૯. નિજદોષ દર્શનથી, નિર્દોષ |
| ૭. માનવધર્મ | ૩૦. ગુરુ-શિષ્ય |
| ૮. સેવા-પરોપકાર | ૩૧. આપ્તવાણી-૧ |
| ૯. હું કોણ છું ? | ૩૨. આપ્તવાણી-૨ |
| ૧૦. દાદા ભગવાન ? | ૩૩. આપ્તવાણી-૩ |
| ૧૧. ત્રિમંત્ર | ૩૪. આપ્તવાણી-૪ |
| ૧૨. દાન | ૩૫. આપ્તવાણી-૫-૬ |
| ૧૩. મૃત્યુ સમયે, પહેલાં અને પછી | ૩૬. આપ્તવાણી-૭ |
| ૧૪. ભાવના સુધારે ભવોભવ | ૩૭. આપ્તવાણી-૮ |
| ૧૫. વર્તમાન તીર્થંકર શ્રી સીમંધર સ્વામી | ૩૮. આપ્તવાણી-૯ |
| ૧૬. પ્રતિક્રમણ (ગ્રંથ, સંક્ષિપ્ત) | ૩૯. આપ્તવાણી-૧૦ (પૂ.,ઉ.) |
| ૧૭. પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર (ગ્રં., સં.) | ૪૦. આપ્તવાણી-૧૧ (પૂ.,ઉ.) |
| ૧૮. મા-બાપ છોકરાંનો વ્યવહાર (ગ્રં., સં.) | ૪૧. આપ્તવાણી-૧૨ (પૂ.,ઉ.) |
| ૧૯. પૈસાનો વ્યવહાર (ગ્રં., સં.) | ૪૨. આપ્તવાણી-૧૩ (પૂ.,ઉ.) |
| ૨૦. સમજથી પ્રાપ્ત બ્રહ્મચર્ય (ગ્રં., સં.) | ૪૩. આપ્તવાણી-૧૪ (ભાગ ૧થી ૪) |
| ૨૧. વાણીનો સિદ્ધાંત | ૪૪. આપ્તસૂત્ર |
| ૨૨. કર્મનું વિજ્ઞાન | ૪૫. ક્લેશ વિનાનું જીવન |
| ૨૩. પાપ-પુણ્ય | ૪૬. સહજતા |

**(ગ્રં.-ગ્રંથ,સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉતરાર્ધ)**

હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, જર્મન તથા સ્પેનીશ ભાષામાં ભાષાંતરિત થયેલા પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતાં સુરતનાં સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્‌ભૂત આશ્ચર્ય ! એક કલાકમાં એમને વિશ્વદર્શન લાધ્યું ! 'આપણે કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ?' ઈ. જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા.

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્‌ભૂત જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું. અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતાં કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદલોકના નાથ છે, એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે. હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી)ને ૧૯૫૮માં આત્મજ્ઞાન પ્રગટ થયું. ત્યાર પછી ૧૯૬૨ થી ૧૯૮૮ સુધી દેશ-વિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં.

દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ આત્મજ્ઞાની પૂજ્ય ડૉ. નીરુબેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ પૂજ્ય નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા.

આત્મજ્ઞાની પૂજ્ય દીપકભાઈ દેસાઈને પણ દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. વર્તમાનમાં પૂજ્ય નીરુમાના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશમાં આત્મજ્ઞાન નિમિત્ત ભાવે કરાવી રહ્યા છે.

આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને સર્વ જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# સંપાદકીય

પ્રસ્તુત ગ્રંથમાં પ્રગટ પ્રત્યક્ષ 'જ્ઞાની' સ્વમુખેથી વહેલું આત્મતત્ત્વ, તેમ જ અન્ય તત્ત્વો સંબંધી વાસ્તવિક દર્શન ખુલ્લું થાય છે. આખા ગ્રંથનું સંકલન બે વિભાગમાં વિભાજિત થાય છે. પૂર્વાર્ધમાં આત્મા શું હશે ? કેવો હશે ? સંબંધી અનેક પ્રશ્નો પ્રશ્નકર્તા પૂછીને સમાધાન મેળવે છે. જ્યારે ઉત્તરાર્ધમાં 'હું કોણ છું ? જાણવું કઈ રીતે ? પોતાના સ્વરૂપની ઓળખાણ, સાક્ષાત્કાર કઈ રીતે પામવો તેની હવે પ્રશ્નકર્તાને તાલાવેલી લાગી છે, તે માટે પ્રશ્નો પૂછી પૂછીને માર્ગદર્શન પામી રહ્યો છે !

આત્માના અસ્તિત્વની આશંકાથી માંડીને આત્મા શું હશે, કેવો હશે ? શું કરતો હશે ? જન્મ-મરણ શું ? કોનાં જન્મ-મરણ ? કર્મ શું ? ચાર ગતિઓ શું ? તેની પ્રાપ્તિનાં રહસ્યો, મોક્ષ શું ? સિદ્ધગતિ શું ? પ્રતિષ્ઠિત આત્મા, મિશ્રચેતન, નિશ્ચેતન-ચેતન, અહંકાર, વિશેષ પરિણામ, જેવા સેંકડો પ્રશ્નોનાં સમાધાન અત્રે અગોપ્યાં છે. જીવ શું ? શિવ શું ? દ્વૈત, અદ્વૈત, બ્રહ્મ, પરબ્રહ્મ, એકોહમ્ બહુસ્યામ્, આત્માનું સર્વવ્યાપકપણું, કણકણમાં ભગવાન, વેદ અને વિજ્ઞાન વિ. અનેક વેદાંતનાં રહસ્યો પણ અત્રે ખુલ્લાં થાય છે. અધ્યાત્મની પ્રાથમિક પણ પાયાની યથાર્થ સમજ, કે જેના આધારે આખો મોક્ષ માર્ગ કાપવાનો હોય છે એમાં સહેજ પણ સમજફેર થાય તો 'જ્ઞાની'ની 'પેરેલલ' રહી પંથ કપાવાને બદલે એક જ દોરો ફંટાયો તો લાખો માઈલ પંથ કપાતાં એક જ દ્વારે પહોંચવાને બદલે કંઈ ભળતા જ સ્થાને જઈ પહોંચાય !

'આપણે પરમાત્માના અંશ છીએ' એ ભ્રાંત માન્યતા વર્તતી હોય ત્યાં 'પોતે' પરમાત્મા જ છે, સંપૂર્ણ સ્વતંત્ર છે, અંશ નહીં પણ પોતે સર્વાંશ છે' એ ક્યારે સમજાય ? અને એ 'બિલીફ'માં જ ના હોય તો પછી એ પદને પ્રાપ્ત કેમ કરાય ? આવી તો કેટલીય ભ્રામક માન્યતાઓ લોકસંજ્ઞાએ કરીને ગ્રહાયેલી છે જે યથાર્થ દર્શનથી વેગળી વર્તાવે છે !

તમામ શાસ્ત્રોનો, સાધકોનો, સાધનાઓનો સાર એક જ છે કે પોતાના આત્માનું ભાન, જ્ઞાન કરી લેવું. 'મૂળ આત્મા', તો શુદ્ધ જ છે

માત્ર 'પોતાને' રોંગ 'બિલીફ' બેસી ગઈ છે જે પ્રગટ 'જ્ઞાની પુરુષ' પાસે આંટી ઊકલી જાય છે. જે કોટી ભવે ન થાય તે 'જ્ઞાની' પાસેથી અંતઃમુહૂર્તમાં પ્રાપ્ત થાય તેમ છે !

લાખો પ્રશ્નો-વિકલ્પીના કે જીજ્ઞાસુના આવે છતાં જ્ઞાનીના ઉત્તરો સચોટ મર્મસ્થાને અને 'એક્ઝેક્ટનેસ ઓપન' કરનારા નીકળે છે, જે જ્ઞાનીના સંપૂર્ણ નિરાવરણ થયેલાં દર્શનની પ્રતીતિ કરાવે છે. તેમનાં જ શબ્દમાં કહીએ તો 'હું કેવળજ્ઞાનમાં આમ જોઈને જવાબ આપું છું.' વળી વાણીનો પણ માલિકીભાવ નથી. 'ટેપરેકર્ડ' બોલે છે. 'પોતે' બોલે તો ભૂલવાળું નીકળે, 'ટેપરેકર્ડ'માં ભૂલ ક્યાંથી હોય ? 'પોતે' તો 'ટેપરેકર્ડ'ના જ્ઞાતા-દ્રષ્ટા રહે છે.

જિજ્ઞાસુ-મુમુક્ષુને આત્મપ્રાપ્તિ અર્થે, આત્માસંબંધી, વિશ્વસંબંધી ઊઠતી સેંકડો પ્રશ્નોત્તરીને પ્રસ્તુત ગ્રંથમાં સંકલિત કરવામાં આવી છે જે સુજ્ઞ-આત્માર્થીને પોતાની જ ભાષામાં વાતની, 'વસ્તુ'ની સ્પષ્ટતા કરાવે છે. પરંતુ 'વસ્તુ'ને તથારૂપ દૃષ્ટિમાં લાવવા, અનુભવવા તો પ્રત્યક્ષ-પ્રગટ સ્વરૂપે બિરાજેલા જ્ઞાની શ્રી દાદાશ્રી પાસેથી જ પ્રાપ્ત થાય તેમ છે.

બાકી આત્મજ્ઞાન કે કેવળજ્ઞાનની ઊંડી ઊંડી વાતો નિજ આત્મપ્રકાશના એકુય કિરણને પ્રકટ કરવામાં નિષ્ફળતામાં પરિણમે છે. જ્યાં સુધી પ્રત્યક્ષ 'જ્ઞાની'નો સુયોગ સધાય નહીં, 'જ્ઞાની'નું જ્ઞાન લાધે નહીં, ત્યાં સુધી શબ્દાત્મામાં રમણતા રહે છે અને પ્રત્યક્ષ 'જ્ઞાની'નો એક જ શબ્દ હૃદય વીંધી સોંસરવો ઉતરે, ત્યાં અનંત દોષોનું અનાવરણ થઈ સમસ્ત બ્રહ્માંડને પ્રકાશમાન કરનારા પરમાત્મા પોતાની મહીં જ પ્રકટે છે ! આ અનુપમ 'જ્ઞાની'ની અજોડ સિદ્ધિ તો જેણે જાણી તેણે જ માણી છે ! બાકી અવર્ણનીય આત્મપ્રકાશને શબ્દ કઈ રીતે પ્રકાશિત કરે ? કારુણ્ય મૂર્તિ દાદાશ્રી વારંવાર કહેતા સંભળાય છે, 'આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન હોય, આ તો 'એ. એમ. પટેલ' છે. 'દાદા ભગવાન' તો મહીં પ્રગટ થયા છે તે છે. એ ચૌદલોકનો નાથ છે ! તમારે જે જોઈએ તે માંગી લો. પણ તમને ટેન્ડરેય ભરતાં નથી આવડતું !' અને એ હકીકત છે ! એમને 'જે' સકલ બ્રહ્માંડનું સ્વામિત્ત્વ લાધ્યું છે, 'તે' માંગવાને બદલે

હતભાગી જીવો એકાદ 'પ્લોટ'નું ટેન્ડર ભરી દે છે ! તે વખતે તેઓશ્રીનું હૃદય જો કોઈ વાંચી શકે તો જરૂર તેને અપાર કરૂણાથી છલકાતું દિસે !

આત્મસંબંધી પ્રવર્તતી ભ્રામક માન્યતાઓ પરમ સત્‌થી સેંકડો જોજન દૂર ધકેલે છે. ભલે આત્મજ્ઞાન લાધ્યું ના હોય પણ જ્ઞાની પુરુષોએ જે આત્મા જોયો છે, જાણ્યો છે, અનુભવ્યો ને જેની પ્રગટ જ્ઞાનીપુરુષ યથાર્થ સમજ આપે છે, તે જો ફીટ થઈ જાય તોય પોતે ઊંધી દિશામાં જતો અટકે છે. પ્રસ્તુત ગ્રંથમાં સંપૂજ્ય શ્રી દાદાશ્રીએ પોતાના જ્ઞાનમાં 'જેમ છે તેમ' આત્માનું સ્વરૂપ તેમજ જગતનું સ્વરૂપ જોયું છે, જાણ્યું છે, અનુભવ્યું છે, તે સંબંધમાં તેમના જ શ્રીમુખેથી નીકળેલી વાણીનું અત્રે સંકલન કરવામાં આવ્યું છે, જે અધ્યાત્મ માર્ગમાં પદાર્પણ કરનારાઓને આત્મસન્મુખ થવામાં અત્યંત ઉપયોગી નીવડશે.

'જ્ઞાની પુરુષ'ની વાણી નિમિત્ત ને સંજોગાધીન સહજપણે નીકળે છે, તેમાં ક્યાંય ક્ષતિ-ત્રુટી લાગે તો તે માત્ર સંકલનાની જ ખામી હોય, 'જ્ઞાની પુરુષ'ની વાણીની કદી નહીં. તે બદલ ક્ષમા પ્રાર્થના !

**- ડૉ. નીરુબેન અમીન**

# ઉપોદ્ઘાત

## ખંડ : ૧

### આત્મા શું હશે ? કેવો હશે ?

બ્રહ્માંડની સૂક્ષ્મતમ ને ગુહ્યતમ વસ્તુ કે જે પોતાનું સ્વરૂપ જ છે, ‘પોતે’ જ ‘જે’ છે, ‘તે’ નહીં સમજાવાથી ‘આત્મા આવો હશે, તેવો હશે, પ્રકાશ સ્વરૂપ હશે, પ્રકાશ તે કેવો હશે ?’ એવા અસંખ્ય પ્રેરક વિચારો વિચારકોને ઊઠતા જ હોય છે. એનું યથાર્થ કલ્પનાતીત દર્શન તો પ્રગટ ‘જ્ઞાની પુરુષ’ જ કરી, કરાવી શકે છે. તેમના પ્રત્યક્ષ યોગની પ્રાપ્તિ ન થઈ હોય એવાઓને પ્રસ્તુત જ્ઞાનવાણીનો ગ્રંથ સાચો માર્ગ બતાવી તે તરફ વહન કરાવે છે.

જે પોતાનું સેલ્ફ જ છે, પોતે જ છે, એ જાણવું, એનું નામ આત્મા. એને ઓળખવાનો છે.

આત્માના સ્વરૂપની, આકૃતિની આશંકાઓ ને કલ્પનાઓથી પરનું સ્વરૂપ જેણે જાણ્યું, જોયું, અનુભવ્યું ને નિરંતર તેમાં વાસ કર્યો છે તેમણે આત્માને આકૃતિ નિરાકૃતિથી પર કીધો ! સ્થળ, કાળ કે કોઈ આલંબનની જ્યાં હસ્તિ નથી એવું નિરાલંબ, પ્રકાશ સ્વરૂપ છે આત્માનું. એવા આત્મામાં ‘જ્ઞાની’ રહે છે. પોતે જુદા, દેહ જુદો, પાડોશી તરીકે દેહ વ્યવહાર કરે છે !

વિશ્વમાં નાસ્તિક નથી કોઈ. અસ્તિત્વનું ભાન ‘હું છું’ એ ભાન છે. એ બધા જ આસ્તિક ! આત્મા અસ્તિત્વ, વસ્તુત્વ ને પૂર્ણત્વ સહિત હોય. અસ્તિત્વનું ભાન જીવમાત્રને, વસ્તુત્વનું ભાન વિરલાને ને પૂર્ણત્વ તો પ્રસાદી છે વસ્તુત્વ જાણ્યાની ! એ વસ્તુત્વનું ભાન તો ભેદજ્ઞાની જ કરાવે.

આત્માના અસ્તિત્વની પ્રતીતિની ખાતરી કરાવતાં ‘જ્ઞાની’ કહે છે કે જેમ સુગંધ અત્તરના અસ્તિત્વને ઊઘાડું કરી દે છે, તેમ આત્મા અરૂપી છતાં તેના સુખ સ્વભાવ પરથી પરખાય. અનંત જ્ઞાન, દર્શન, શક્તિ, સુખ એવું અનંત ગુણધામી સ્વરૂપ એ પરમાત્માનું છે અને તે ‘પોતે’ જ છે પણ પોતાના સ્વરૂપનું ભાન થાય પછી જ એ સર્વ ગુણો નિરાવરણા થાય !

ચેતન અને જડનો ભેદ તેમના ગુણધર્મોથી જણાય. જ્ઞાન-દર્શન, જોવું-જાણવું એ ચૈતન્ય સ્વભાવ છે, જે અન્ય કોઈમાં નથી.

જીવના અસ્તિત્વની આશંકા કરનાર 'મારા મોઢામાં જીભ નથી' એમ વદનારની જેમ પોતાના, વસ્તુ-અસ્તિત્વને સ્વયં ઊઘાડું પાડે છે ! જીવની શંકા જેને ઉપજે તે જ જીવ પોતે ! જડને તે શંકા પડે ?

અંધારામાં પણ મોંમાં મૂકેલા શ્રીખંડમાંની પ્રત્યેક ચીજને જે જાણે છે, તે જીવ છે ! જ્ઞાનતંતુઓ તો ખબર પહોંચાડે છે, પણ જેને ખબર પડે છે તે જીવ છે ! સદાય સુખનો ચાહક ને શોધક રહ્યો તે જ જીવ.

જ્યાં લાગણીઓ છે ત્યાં આત્મા છે, જ્યાં લાગણી નથી ત્યાં આત્મા નથી. છતાં આત્મામાં લાગણી નથી, જેને લાગણીઓ થાય છે તે પુદ્‌ગલ છે. હલનચલન કરે, બોલે, ખાય, પીવે તે ચેતન નથી પણ જ્યાં કંઈ પણ જ્ઞાન છે કે અજ્ઞાન છે, દયા કે લાગણી છે, ત્યાં આગળ ચેતન છે.

આત્માનું સ્થાન આખા દેહમાં વ્યાપ્ત છે. જ્યાં દુઃખનું સંવેદન છે ત્યાં આત્મા છે. માત્ર નખમાં ને વાળમાં જ આત્મા નથી. હૃદયમાં તો સ્થૂળ મનનું સ્થાન છે. જ્યારે સૂક્ષ્મ મન એ બન્ને ભ્રૃકુટીની વચ્ચે અઢી ઈંચ અંદર છે.

આત્માના સંકોચ-વિકાસશીલ સ્વભાવને કારણે દેહનું કોઈ પણ અંગ કપાય કે એનેસ્થેસીયા અપાય ત્યારે તેટલા ભાગમાંથી આત્મા ખસી જાય છે !

જીવનની ત્રણે અવસ્થાઓમાં, અરે ! અનંતા જન્મ-મરણની અવસ્થાઓમાં પણ અજન્મા-અમર એવો આત્મા તેનો તે જ, નિજ સ્વભાવમાં જ, કાયમનો રહે છે ! જન્મેય પુદ્‌ગલ સાથે પોતાને ભવોભવના સથવારા કરવા પડ્યા ! એ 'રોંગ બીલિફ' ગઈ કે થઈ ગયો પોતે સ્વતંત્ર ! સંપૂર્ણ સ્વતંત્ર !!! બાકી નથી ચોંટ્યું પુદ્‌ગલ આત્માને કે નથી આત્મા પુદ્‌ગલને ચોંટ્યો ! પુદ્‌ગલ એટલે પરમાણુ તત્ત્વ ને આત્મતત્ત્વના સંયોગે 'વિશેષ પરિણામે' ઉત્પન્ન થતાં પ્રથમ અહમ્, ક્રોધ, માન, માયા, લોભ એ વ્યતિરેક ગુણોવાળી પ્રકૃતિ ઉત્પન્ન થઈ ને સંસાર સર્જાયો ! આમાં 'મૂળ આત્મા' સંપૂર્ણપણે અક્રિય છે. પુદ્‌ગલ સક્રિય હોવાથી અને અજ્ઞાનતાને કારણે

આત્માના કર્તાપણાની ભ્રાંતિ ઉત્પન્ન કરાવે છે ! આ પ્રકૃતિની સાંકળીએ બન્યા પરમાત્મા બંદીવાન ! પણ જ્યાં બંધન છે ત્યાં મોક્ષ પણ છે. અજ્ઞાનભાવે, ભ્રાંતભાવે બંધન ને જ્ઞાનભાવે મુક્તિ ! કર્તાપણાની, પોતાના સ્વરૂપ વિશેની ભ્રાંતિ તૂટે ત્યારે કોઈ કર્મનો કર્તા પોતે રહેતો નથી, 'પોતે પરમાત્મા જ છે' તેનું ભાન નિરંતર વર્તે છે ને સર્વ રીતે સંપૂર્ણ સ્વતંત્ર, મુક્ત બને છે !

જન્મ-મરણનું મૂળ કારણ અજ્ઞાન છે, ને જ્ઞાનથી છૂટકારો છે, આવાગમન જન્મ-મરણ અહંકારને છે, યોનિ પ્રાપ્તિ 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ'ને આધીન છે, એમાં કોઈની સ્વતંત્રતા નથી, ભગવાનની પણ નહીં !

આરોપિતભાવ-સંસારીભાવને લઈને કારણ શરીર ઉત્પન્ન થયા બાદ બીજા પાર્લામેન્ટરી મેમ્બરો ભેગા થઈ 'રિઝલ્ટ' લાવે છે. જેથી 'ઈફેક્ટ બોડી' થાય છે. પાર્લામેન્ટમાં ઠરાવો થયા બાદ મેમ્બરો ચાલ્યા જાય છે ! ને ઠરાવો રહી જાય છે, એ ઠરાવો એક પછી એક રૂપકમાં આવ્યા કરે છે !

સ્થૂળદેહથી આત્મા છૂટે ત્યારે આત્માની સાથે સૂક્ષ્મદેહ, કારણ દેહ ને ક્રોધ-માન-માયા-લોભ જાય છે. કારણદેહ આવતા ભવે કાર્યદેહ બને છે. કર્મની સિલક હોય ત્યાં સુધી જ તૈજસ શરીર સાથે હોય, એટલે કે આખો અવતાર સાથે રહે અને તે મોક્ષ થતાં સુધી આત્માની સાથે ને સાથે જ હોય છે !

'ડિસ્ચાર્જ'માં તો સ્વતંત્રતા ન જ હોય, પણ 'ચાર્જ'માં ય આત્માની સ્વતંત્ર શક્તિ નથી, 'ડિસ્ચાર્જ'ના ધક્કાથી નવું ચાર્જ થઈ જાય છે, અજ્ઞાનતાને કારણે. ગતભવમાં કર્મોનું 'ચાર્જિંગ' યોજના રૂપે હોય છે, જે આ ભવમાં રૂપક રૂપે, 'ડિસ્ચાર્જ' રૂપે હોય છે. યોજનારૂપ હોય ત્યાં સુધી જ તેમાં ફેરફાર શક્ય બને. રૂપકમાં આવ્યા બાદ એ અશક્ય જ છે. આ ભવનો ફેરફાર આવતા ભવે ફળે ને આયોજન જ અટકે એટલે આત્યંતિક મુક્તિ મળે !

એકેન્દ્રિયથી મનુષ્યગતિ સુધીનું પરિવર્તન 'ઈવોલ્યુશનની થિયરી' પ્રમાણે વાજબી છે. પણ મનુષ્યમાં આવ્યા બાદ, અહંકારની ડોક ઊંચી થાય છે, કર્તા બની 'ક્રેડીટ-ડેબીટ' કરતો થાય છે, મનુષ્ય જીવનમાં વર્તેલી

વૃત્તિઓ-પાશવી, માનવી, રાક્ષસી કે દૈવી વૃત્તિઓને પરિણામે ચતુર્ગતિનાં દ્વાર ખુલ્લાં થાય છે. એક ફેરો મનુષ્ય થયા બાદ, બહુ ત્યારે આઠ ભવ અન્ય યોનિમાં ભટકી 'બેલેન્સ' પૂરું કરી પાછો મનુષ્યમાં જ આવે છે. ભટકામણની અટકાયત તો આત્મજ્ઞાન પછી જ બને ! આત્મજ્ઞાન થયા પછીની ગતિઓ ક્રમબદ્ધ વહે છે, તેમ ન થાય તો તો બધું નિયતિને આધીન જ ગણાય ને ? જીવનો મનુષ્યગતિમાં પ્રથમવાર આવવાનો કાળ નિશ્ચિત છે, પણ મનુષ્યગતિ પછી અહંકાર ઊભો થવાથી ગૂંચવાડો ઊભો થાય, પરિણામે ચતુર્ગતિમાં ભટકે છે. ગમે તેવા સંજોગોની ભીડમાં પોતે, અહંકારને મુક્તિની દિશામાં જ વાળે તો મોક્ષ મળે પણ અહંકારને વાળવો સહેલો નથી, એટલે મનુષ્યમાં આવ્યા પછી મોક્ષે જવાનો કાળ નિશ્ચિત નથી, એ તો સમ્યક્દૃષ્ટિ થાય ત્યાર બાદ જ મોક્ષે જવાનો કાળ નક્કી બને. આ તો લોકસંજ્ઞા પ્રમાણે ચાલી સંસાર તરફ વહન કર્યે જાય છે. 'જ્ઞાની પુરુષ' પામ્યે, જ્ઞાનીની સંજ્ઞા પ્રમાણે પ્રવર્તે તો મોક્ષને પામે !

સૂર્યના સંયોગથી પડછાયો ઉત્પન્ન થાય, અરિસાના સંયોગથી પ્રતિબિંબ ઊભું થાય, તેમાં સૂર્યનું કે અરિસાનું કર્તાપણું કેટલું ? પડછાયાને કે પ્રતિબિંબને જોઈને માત્ર 'બીલિફ' બદલાઈ છે કે 'મને' આ શું થઈ ગયું ? 'રોંગ બીલિફ' બેસવાથી અહમ્ અને બુદ્ધિની ઉત્પત્તિ થઈ, જેના આધારે પ્રકૃતિની પ્રવર્તના બંધાઈ. વાસ્તવિકતામાં 'મૂળ લાઈટ' કે જેના પ્રકાશથી અહમ્ અને બુદ્ધિ પ્રકાશિત થઈ પ્રકૃતિને પ્રકાશમાન કરતાં થયાં, તે 'મૂળ લાઈટ' તરફની દૃષ્ટિ, તેનું ભાન ઊડી જવાથી 'મૂળ લાઈટ' ઉપર પડદો પડ્યો, ભ્રાંતિનો ! ને પ્રકૃતિના ચેનચાળાને 'પોતાના' જ ચેનચાળા માની 'પોતે' પરમાત્મપદથી પરવારી જઈને 'પોતે' પ્રકૃતિ સ્વરૂપે વર્ત્યો !!! જેમ અરીસાની ચકલીને બીજી સાચી ચકલી માની મૂળ ચકલી ચાંચો માર માર કરે તેમ સ્તોને ! કેવી ફસામણ !! સંયોગોમાં ખુદ પરમાત્માની કેવી સપડામણ !!! તેમ છતાંય પરમાત્મા તો નિજ સ્વભાવમાં ત્રિકાળ-બાધિતપણે જ રહ્યા છે.

સંયોગોના દબાણથી આત્માનો જ્ઞાન પર્યાય વિભાવિક થયો છે. મૂળ આત્મા નહિ. વિભાવદશામાં જેવું કલ્પ્યું તેવું પુદ્ગલ પણ વિભાવિક થયું, પરિણામે મન-વચન-કાયા, ઘડાયાં ને 'વ્યવસ્થિત'ના નિયમમાં સપડાયાં ! તેથી જ સ્તો આ ગુહ્યતમ વિજ્ઞાનના જ્ઞાતા એવા 'જ્ઞાની પુરુષ'ના સંયોગથી

પોતાનું 'મૂળ લાઈટ' એક ફેરો દૃષ્ટિમાં આવી જવાથી મુક્તિપદને 'પોતે' પામે છે !!! જેમ ગજસુકુમારને સસરાજીએ માથે સળગતી સગડીની પાઘડી બંધાવી તે ઘડીએ નેમિનાથ ભગવાને દેખાડેલા મૂળ લાઈટમાં પોતે રહ્યા ને આ સંયોગને જ્ઞેય તરીકે જ્ઞાનમાં જોયો ને મોક્ષને પામ્યા !

નિજસ્વરૂપની ને કર્તાસ્વરૂપની રોંગ બીલિફથી રાગ-દ્વેષ ઉત્પન્ન થવાને કારણે આવતા ભવ માટે મન-વચન-કાયાની ત્રણ બેટરીઓ 'ચાર્જ'ને ભજે છે અને જૂની ત્રણ બેટરીઓ સ્વાભાવિક પણે 'ડિસ્ચાર્જ'ને ભજે છે. 'જ્ઞાનીકૃપા'થી 'રાઈટ બિલીફ' બેસે, તો પોતે મુક્તિ પામે !

આત્માના આદિ કે અંતના વિકલ્પો શમાવવા જ્ઞાનીઓ આત્માને અનાદિ અનંત કહી છૂટી ગયા ! કારણ કે સનાતન વસ્તુની આદિ કે અંત કે વધઘટ તે કેવી ? એને આવાગમન ક્યાંથી ? ગોળાકારની શરૂઆત કઈ ?

આદિ જ નથી એને બનાવાય કેમ ? બાકી બનનાર ને બનાવનાર બન્ને વિનાશી જ હોય.

દરેક વસ્તુ, જગત સ્વયં, સ્વભાવથી જ વહન કરી રહ્યું હોવાથી સમસરણ માર્ગમાં જેટલા જીવો સિદ્ધક્ષેત્રમાં જાય છે, તેટલા જ જીવો અવ્યવહાર રાશિમાંથી વ્યવહાર રાશિમાં પ્રવેશે છે, જેના થકી વ્યવહારની અકબંધતા જળવાય છે. જો એક પણ જીવ ખૂટે તો કુદરતનું પ્લાનિંગ પડી ભાંગે ને આજે ચંદ્ર તો કાલે સૂર્ય ગેરહાજર થઈ જાય !

વસ્તી વધારા કે ઘટાડાની હદ કુદરતના હાનિ-વૃદ્ધિના અફર નિયમની બહાર જઈ જ ના શકે !

આત્મા સ્વભાવથી જ મોક્ષગામી છે, વચ્ચે ડખોડખલ ના થાય તો ! શુભ વિચારોથી હલકાં પરમાણુઓ ગ્રહાય છે જેથી આત્માનું ઊર્ધ્વગમન થાય છે ને ભારે ને ભારેખમ પરમાણુઓ ગ્રહાવાથી વનસ્પતિકાય સુધી પહોંચી - જ્યાં નાળીયેરી, કેરી કે રાયણામાં પ્રવેશી, કીધેલા પ્રપંચોનું લોકોને આજીવન મીઠાં મધુરાં ફળ આપી, ઋણમુક્ત, કર્મમુક્ત બને છે ! અને અંતે જ્ઞાની પુરુષ પાસે શુદ્ધાત્મા જાણ્યા પછી સ્વભાવમાં રહીને તેમ જ પુદ્ગલ પ્રસંગનો પૂર્ણપણે નિકાલ થતાં, મોક્ષે જવાય. આ વૈજ્ઞાનિક નિયમોમાં કોઈનું કંઈ સ્વતંત્ર ચલણ નથી.

જગતમાં ભાસતું ભિન્નત્વ ભ્રાંતિને કારણે, અવસ્થાએ કરીને છે, બુદ્ધિની-ડીગ્રી દૃષ્ટિએ જોવાથી ! મૂળ તત્ત્વે કરીને સેન્ટરમાં જોવાથી અભિન્નતા છે, એ જ પરમાત્મ દર્શન છે !!!

જ્ઞાની 'જેમ છે તેમ' જોઈને બોલે. જે 'છે' તેને 'નથી' ના કહે ને જે 'નથી' તેને 'છે' ના કહે. વીતરાગોએ સનાતન તત્ત્વોનાં ગુણો ઉત્પાદ્, વ્યય ને ધ્રૌવ-એમાં ઉત્પન્ન થવું ને વિનાશ થવું એ વસ્તુના પર્યાયોનું અને સ્થિર રહેવું, એ વસ્તુના ગુણને કહ્યું. જેના સ્થૂળ રૂપકોમાં લોકોએ બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ માન્યા ને તેમની મૂર્તિઓ મૂકી !!! અરે, ગીતાની, ગાયત્રીની પણ મૂર્તિઓ મૂકી !!! ગીતામાં શ્રીકૃષ્ણે કહેલા અંતરઆશયને સૂક્ષ્મતમમાં ભજવાને બદલે સ્થૂળ મૂર્તિ ભજી ! ગાયત્રીના મંત્રને જપવાને બદલે મૂર્તિમાં સંતોષાયા !! વાતનું વૈજ્ઞાનિક હાર્દ વિસરાયું ને જાડું કંતાયું !

બ્રહ્મા, વિષ્ણુ ને મહેશની મૂર્તિઓને સત્ત્વ, રજો ને તમો ગુણના પ્રતીકરૂપે મૂકી છે. રૂપકોમાં સત્યતાની આડગલીમાં અટવાઈ જવા કરતાં પાછા પોતાને ઘેર વળી જવું ઉત્તમ ! અવળી દિશામાં પૂરપાટ વેગે પ્રવહન કરતા લોકોને જ્ઞાની સાચી દિશાએ વાળે છે તે ય નિમિત્તભાવે, કર્તાભાવે નહીં !

સત્યનું શોધન તો નિરાગ્રહતાથી જ થાય. આગ્રહ એ અહંકાર છે. હું ચંદુલાલ, આનો કાકો, આનો મામો.... આ 'રિલેટિવ' સત્ય 'રિયલ'માં તો અસત્ય ઠરે છે !

જ્ઞાની હંમેશાં વાસ્તવિકતા જ 'ઓપન' કરે, કોઈ એને ન સ્વીકારે તો પોતાનું ખરું કરાવવા જ્ઞાની સામાની સાથે એના પગથિયે બેસી ના રહે. તારી દૃષ્ટિએ સાચું છે ! કહીને છૂટી જાય ! પોતાના પરમસત્યનો પણ આગ્રહ જ્યાં નથી ત્યાં સંપૂર્ણ વીતરાગત્વ પ્રકટે છે !

અજ્ઞાન જાણે તો જ્ઞાન સામે કિનારે રહેલું જડી જ જાય. આત્મા જાણે તો પુદ્ગલ જાણી જાય. ને પુદ્ગલ જાણે તો આત્મા સમજી જાય. વેદાંતીઓ પુદ્ગલનો પાર પામવામાં પડ્યા ને નેતિ નેતિ કહી અટક્યા ! કેવળજ્ઞાનીઓ નિજ આત્મસ્વરૂપ પ્રથમ પામી, શેષ રહ્યું એ પુદ્ગલ કરીને મુક્ત થયા !!! ખરેખર આત્મજ્ઞાન જાણવાનું નથી. પોતે પોતાના સ્વરૂપનું ભાન થવાનું છે. શબ્દ-આત્મા જાણ્યે કંઈ વળે નહીં.

અભેદનું નિરુપણ કરાવતા વેદ થકી પણ ભેદબુદ્ધિનું જ ઉપાર્જન થાય છે, અબુધતા પમાય તો જ અભેદબુદ્ધિ ફલિત થાય. જ્ઞાની પુરુષે 'વેદ' એ 'થિયરેટિકલ' છે, વિજ્ઞાન એ 'પ્રેક્ટિકલ' છે એમ કહી દીધું. વેદ બુદ્ધિગમ્ય જ્ઞાન 'ઇન્ડિરેક્ટ' પ્રકાશ ને જ્ઞાન 'ડિરેક્ટ' પ્રકાશ છે ! જ્યાં ન પહોંચ્યા વેદ ત્યાં પહોંચ્યા 'જ્ઞાની' ! ચાર વેદો, ચાર અનુયોગો આત્મતત્ત્વને ચીંધે પણ તેને પમાડી ના શકે. શ્રુતવાણી ચિત્તને નિર્મળ બનાવે, જ્ઞાનનો ઉત્તમ અધિકારી બનાવે. પણ મૂળ વસ્તુનો સાક્ષાત્કાર તો અસાધારણ કારણરૂપ જ્ઞાની પુરુષ એમની સંજ્ઞાથી કરાવે ! ત્યાં શબ્દરૂપ વેદ નિઃશબ્દ આત્માને કેમ કરીને વર્ણવે ? વેદ જ્ઞાનસ્વરૂપ ને વેત્તા વિજ્ઞાનસ્વરૂપ છે ! વિજ્ઞાન તો સ્વયં ક્રિયાકારી હોય, જ્ઞાન નહીં ! વેત્તા વેદને જાણે, વેદ વેત્તાને નહીં. તમામ દર્શનો, તમામ નયો, તમામ દૃષ્ટિઓ એક છે ને ભિન્ન પણ છે. દાદરો એક, પણ પગથિયાં ભિન્ન ભિન્ન !!! કૃષ્ણ ભગવાને વેદનેય ત્રિગુણાત્મક કહી દીધા ને અર્જુનને આત્મા પામવા વેદથી પર જવા કહ્યું !

વેદાંત બુદ્ધિને વધારનાર છે. પણ વેદાંત ને જૈન, બન્ને માર્ગે સ્વતંત્રપણે સમકિત થાય.

આત્મા નથી દ્વૈત કે નથી અદ્વૈત ! આત્મા દ્વૈતાદ્વૈત છે !!! દ્વૈત-અદ્વૈત બંને વિકલ્પો છે, જ્યારે આત્મા નિર્વિકલ્પ છે. દ્વૈત-અદ્વૈત બંને દ્વન્દ્વ છે, આત્મા દ્વંદ્વાતીત છે. સાંસારિક અસરો થાય ત્યાં સુધી 'અદ્વૈત છું' એવું મનાય જ નહીં. અદ્વૈત એ નિરાધાર કે નિરપેક્ષ વસ્તુ નથી, દ્વૈતની અપેક્ષાએ છે. 'રિલેટિવ વ્યુપોઈન્ટ'થી આત્મા દ્વૈત ને 'રિયલ વ્યુપોઈન્ટ'થી અદ્વૈત છે ! માટે 'જ્ઞાની'એ આત્માને દ્વૈતાદ્વૈત કહ્યો. 'સ્વ' એ અદ્વૈત ને 'પર' એ દ્વૈત. સ્વમાં જ ઉપયોગ રાખવાર્થે અદ્વૈત કહેવાયું. દેહ અને કેવળજ્ઞાન બંને છે ત્યાં સુધી જ દ્વૈતાદ્વૈત પછી મોક્ષમાં કોઈ વિશેષણ રહેતું નથી. અદ્વૈત સ્વયં વિશેષણ છે.

શું જગત મિથ્યા છે ? દાઢ દુઃખે ને આખી રાત 'મિથ્યા છે'ની માળા ફેરવવાથી શું દુઃખ મિથ્યા થાય છે ? જગતને મિથ્યા માનનારા કેમ રસ્તા પર પૈસા કે પોતાની પ્રિય પોટલી ફેંકી દેતા નથી ? જગત મિથ્યા નથી ને બ્રહ્મેય મિથ્યા નથી. જગત 'રિલેટિવ' સત્ય છે ને બ્રહ્મ 'રિયલ' સત્ય છે. મૂળ વસ્તુને યથાર્થ સમજવા ના દે તે માયા.

બ્રહ્મજ્ઞાન એ આત્મજ્ઞાનનું પ્રવેશદ્વાર છે. સાધનો, સ્વરૂપની એકાગ્રતા કરાવે પણ સ્વરૂપની પ્રાપ્તિ નહીં. આત્મજ્ઞાનથી જ સ્વરૂપની પ્રાપ્તિ થાય. જગતની વિનાશી વસ્તુઓની નિષ્ઠા ઊઠી, અવિનાશી બ્રહ્મની નિષ્ઠા બેસે, બ્રહ્મનિષ્ઠ બને, તેને બ્રહ્મજ્ઞાન કહ્યું. ને આત્મનિષ્ઠ પુરુષ તે સ્વયં પરમાત્મા જ કહેવાય ! આત્મનિષ્ઠ અબુધ હોય ને બ્રહ્મનિષ્ઠમાં બુદ્ધિ રહે !

શબ્દબ્રહ્મ, નાદબ્રહ્મ એ બધાં 'ટર્મિનસ' જતાં વચ્ચેનાં 'ફ્લેગ' સ્ટેશનો છે જે બહુ ત્યારે એકાગ્રતામાં રાખે. એકાગ્રતાથી અધ્યાત્મની આદિ છે, છતાં આત્મા તેનાથી અસંખ્ય માઈલો દૂર છે ! શબ્દ સનાતન નહીં પણ બે-ત્રણ વસ્તુના સંયોગથી ઉત્પન્ન થતી વસ્તુ છે, અસ્વાભાવિક છે. છતાં જે શબ્દ અનુભવ કરાવે તે સાચો, પણ અંતે તો શબ્દનુંય અવલંબન છૂટે છે ને નિરાલંબ દશાને પમાય છે.

બ્રહ્મમય સ્થિતિ થયા બાદ જાગૃતિ પૂર્ણતાએ પૂગે ને જીવમાત્રમાં શુદ્ધ જ ભળાય. 'અહં બ્રહ્માસ્મિ' એમાં પોતાની જાતનો અહંકાર છે. આ અહંકાર એટલે પોતે જ્યાં નથી ત્યાં 'હું છું'નો આરોપ કરે તે. બ્રહ્મપ્રાપ્તિનું પરિણામ નિરંતર પરમાનંદનું સ્વસંવેદન ! જનકવિદેહી જેવી દશા !! સંસારના સર્વ સંયોગોમાંય પરમ અસંગતતાનો અનુભવ !!!

બ્રહ્મપ્રાપ્તિ માટે મળ વિક્ષેપને અથવા તો રાગ-દ્વેષને કાઢવા ભવોભવ વૃથા ફાંફાં મારે છે ! કિંતુ બ્રહ્મપ્રાપ્તિનું બાધક-કર્તા, 'રૂટ કોઝ' અજ્ઞાન છે, જે કોઈ કાઢી શકતું નથી સિવાય કે 'જ્ઞાની પુરુષ'! આત્માને આવરનારું અજ્ઞાન છે, નહીં કે અહંકાર !

જ્ઞાનની આંતરિક જાગૃત દૃષ્ટિ કેવી હોય ? પ્રથમ વિઝનમાં સ્ત્રી, પુરુષો 'કમ્પ્લીટ' 'નેકેડ' દેખાય. દ્વિતીય 'વિઝન'માં ત્વચારહિત કાયા દેખાય ને તૃતીય 'વિઝન'માં ચીરેલો દેહ, આંતરડા, માંસ-હાડવાળો દેખાય !!! અને અંતમાં સર્વમાં બ્રહ્મસ્વરૂપ દેખાય !!!! પછી રાગ-દ્વેષ થાય ?

જીવમાત્રમાં ચેતન તત્ત્વ રહેલું છે, જે સ્વભાવે કરીને એક છે, દ્રવ્યે કરીને નહીં, દ્રવ્યે કરીને તો પ્રત્યેક ચેતન ભિન્ન ભિન્ન ને સંપૂર્ણ સ્વતંત્ર છે. સર્વ આત્માઓ એક જ હોત તો રામચંદ્રજી મોક્ષે ગયા તો બધા જાય ને ? 'એકોહમ્ બહુસ્યામ' શું બ્રહ્મને એવી ઇચ્છા થઈ શકે ?

આત્મા પરમાત્મામાં વિલીન થતો જ નથી. વિલીનીકરણમાં પ્રત્યેક આત્માએ સંપૂર્ણ પોતાપણું, પોતાની સ્વતંત્રતા ગુમાવી, અન્યમાં હોમી દેવાની ? જ્ઞાનીઓ જીવમાત્રમાં સંપૂર્ણ સર્વાંગ ને સ્વતંત્ર રહેલા પરમાત્માનાં દર્શન કરે છે ! આત્મા એક હોત તો રામચંદ્રજી મોક્ષસુખ માણે ને તો મહીં દુઃખ શાને હોય ? આત્મા પરમાત્માનો આવિર્ભાવ હોય તો પછી દુઃખનું વેદન જ ના હોય ને !

આત્મા રિયલ વ્યુપોઈન્ટથી નિરાકારી ને રિલેટિવ વ્યુપોઈન્ટથી સાકારી છે. સિદ્ધગતિમાં આત્મા ચરમશરીરના દેહ પ્રમાણથી ૧/૩ ઘટી ૨/૩ જેટલા આકારે રહે છે, સ્વભાવે નિરાકારી હોવા છતાં ! શરૂઆતમાં નિરંજન-નિરાકાર ભગવાનની ભજના તો મનુષ્ય દેહમાં જે પ્રગટ્યા છે એવા 'જ્ઞાની પુરુષ' કે જે સાકારી ભગવાન જ કહેવાય એની ભજના થકી થાય ને પરિણામે નિરાકાર ભગવાન ઓળખાય !

જ્યાં અનંતુ જ્ઞાન, અનંતુ દર્શન, અનંતુ સુખ, અનંતી શક્તિ છે, અનંતા ગુણોના ધર્તા, અરે જે, સ્વયં પરમાત્મા જ છે એવા આત્માને નિર્ગુણ કેમ કહેવાય ? નિર્ગુણ કહેવાથી એમના અનંતા ગુણોની ભજના, ને તે દ્વારા તેની પ્રાપ્તિથી સદા માટે વંચિત ના રહેવાય ? પરમાત્માની પ્રાપ્તિ તો તેમના ગુણોની ભજનાથી જ થાય છે ને ! આત્મા પ્રકૃતિના ગુણે કરીને નિર્ગુણ ને સ્વગુણોથી ભરપૂર છે. પ્રકૃતિનો એક પણ ગુણ આત્મામાં પ્રવેશ્યો નથી, આત્માનો એક પણ ગુણ પ્રકૃતિમાં પ્રવેશ્યો નથી. પ્રાકૃત ગુણોમાં ક્યારેય ભેળસેળીયો બન્યો નથી એવો આત્મા નિરંતર નિર્ભેળ જ છે !

આત્મા જ્ઞાનવાળો નહીં બલ્કે જ્ઞાનસ્વરૂપ જ છે, પ્રકાશસ્વરૂપે છે, એ પ્રકાશના આધારે જ પોતાને બધાં જ્ઞેયો જણાય છે ને દ્રશ્યો દેખાય છે.

આત્મા સર્વવ્યાપી છે એ કઈ અપેક્ષાએ ?

આત્માનો પ્રકાશ સર્વવ્યાપી છે, નહીં કે આત્મા પોતે ! આ બલ્બનું લાઈટ આખી રૂમને પ્રકાશમાન કરે છે, વ્યાપ્ત કરે છે પણ બલ્બ આખા રૂમમાં નથી, એ તો એની જગ્યાએ જ છે. ફક્ત છેલ્લા અવતારમાં, ચરમ શરીરમાં જ્યારે આત્મા પરમાત્મા થઈ સંપૂર્ણ નિરાવરણો થઈ, સિદ્ધપદમાં પ્રવેશે છે ત્યારે પ્રમેય આખું બ્રહ્માંડ બને છે, આખા બ્રહ્માંડમાં પરમાત્માનો

પ્રકાશ વ્યાપી જાય છે. ખૂબી એટલી જ કે આ પ્રકાશમાં તરતમતા ક્યાં ય નથી હોતી ! પરમાત્મા સર્વ ઠેકાણે હોય, કણ કણમાં હોય તો તેમને ખોળવાપણું જ ક્યાં રહ્યું ? આપણી મહીં રહેલો આત્મા ક્યાં કશે વ્યાપવા જાય છે ? આમ આત્મા ચેતનરૂપે નહીં પણ સ્વભાવરૂપે સર્વવ્યાપી છે !

ભગવાન પ્રત્યેક જીવમાં પ્રકાશરૂપે રહેલાં છે. પણ જીવ દૃષ્ટિગોચર થાય ત્યારે તેમની મહીં ભગવાનનાં દિવ્યચક્ષુથી દર્શન થાય. પ્રભુ ક્રિચરમાં છે, ક્રિયેશનમાં નથી. પણ તે આવરાયેલા છે. જે ભાગ નિરાવરણો થાય તે દિશામાં જ્ઞાન ખુલ્લું થાય, જે વ્યવહારમાં વકીલ, ડૉક્ટર સ્વરૂપે પ્રગટ થાય. એક આત્મામાં આખા બ્રહ્માંડને પ્રકાશવાની શક્તિ છે, કર્મરજથી સંપૂર્ણપણે નિવર્તે તો !

પરમાત્મા સર્વાંશ ને પોતે તેનો અંશ, આ ભ્રામક માન્યતાને ઊડાડતાં જ્ઞાની સચોટ સમજ પ્રગટાવે છે કે, આત્માઓ અનંત છે, સ્વતંત્ર છે. રૂપીના ટૂકડા પડે, અરૂપીના કેમ કરીને પડે ? અંશ થયા બાદ સંધાઈને સર્વાંશ શીદને થાય ? ભગવાનના તે કંઈ ટૂકડા થાય ? સૂર્ય કિરણ ના થઈ જાય ને કિરણ ક્યારેય સૂર્ય ના થઈ શકે !!! સનાતન તત્ત્વ સદા અવિભાજ્ય જ હોય. જેટલા અંશ આવરણ હઠે, તેટલું આંશિક જ્ઞાન પ્રગટ થાય. સર્વ પ્રદેશોના આવરણો ખૂલે ત્યાં પરમાત્મા સર્વાંશ સ્વરૂપે પ્રકાશમાન થાય !

## ખંડ : ૨

## 'હું કોણ છું ?' જાણવું કઈ રીતે ?

આત્મા-પરમાત્મા, બ્રહ્મ-પરબ્રહ્મ, જીવ-શિવ, ઈશ્વર-પરમેશ્વર, આ બધા પર્યાયવાચક શબ્દ છે. પર્યાય પરિવર્તન પામતા દશાફેર વર્તાય છે, પણ મૂળ 'વસ્તુ'માં ફેર થતો નથી. દશાફેરે ઘરમાં ધણી, દુકાને શેઠ ને કોર્ટમાં વકીલ ! પણ હોય એનો એ જ 'પોતે' બધે !!!

જીવ અને શિવમાં ભેદ શું ? પોતે જ શિવ છે પણ પોતાને પડી ગઈ ભ્રાંતિ ને બની બેઠો જીવ ! આ જુદાપણાની ભ્રાંતિ તૂટી ને એ ભેદ તૂટ્યો કે થઈ ગયા જીવ-શિવ અભેદ !

જીવને જીવવા-મરવાનું તો ત્યાં સુધી કે સંસારી દશાને પોતાની મનાય ! જીવવા-મરવાનું મિટ્યું એ શિવ-આત્મા, જીવ કર્મ સહિત ને

આત્મા કર્મ રહિત. પણ બન્નેમાં એનો એ જ આત્મા ! કર્તા-ભોક્તા એ જીવ ને અકર્તા-અભોક્તા એ આત્મા ! જ્યાં સુધી 'તમે ભગવાન' ને 'હું તમારો ભક્ત' ત્યાં સુધી જુદાઈ ! 'હું પોતે જ પરમાત્મા છું' એ ભાન થાય ત્યારે ભેદ ના રહે, ને થઈ ગયો વીતરાગ ! નિર્ભય !! ને મહામુક્ત !!!

ઈશ્વર અને પરમેશ્વર - એમાં ઈશ્વર રાગ-દ્વેષવાળો, કર્તાપણાના અહંકાર સહિત, વિનાશી વસ્તુઓમાં મૂર્છાવાળો ને પરમેશ્વર એટલે વીતરાગ-અકર્તા, પોતાના અવિનાશી પદને જ ભજે તે ! છતાં ઈશ્વરપદ એ તો વિભૂતિસ્વરૂપ છે ! આર્તધ્યાન ને રૌદ્રધ્યાનથી નિવૃત્તિ, એ વીતરાગત્વની પ્રથમ કડી.

'હું ચંદુલાલ છું' બોલવામાં વાંધો નથી, પણ તેવી બીલિફ વર્તવી ના જોઈએ !

પરમાત્મા દશા પામવાના પંથમાં આવતા 'માઈલસ્ટોન'ની પહેચાન પથિકને પંથની પૂરેપૂરી 'સિક્યૉરિટી' કરાવતી જાય છે.

ભૌતિક સુખોની વાંછના છે, વૃત્તિઓ ભૌતિક સુખ શોધવામાં જ ભટકે છે ત્યાં સુધી બહિર્મુખી આત્મા-મૂઢાત્મા છે. મૂઢાત્મદશામાં જીવાત્માને માત્ર અસ્તિત્વનું જ ભાન હોય છે, પુદ્‌ગલ વળગણાને માત્ર પોતાનું જ સ્વરૂપ મનાય છે, એ પ્રથમ એંધાણ ! દ્વિતીય એંધાણમાં મૂઢાત્મામાંથી અંતરાત્મદશામાં આવે ત્યારે વૃત્તિઓ જે બહાર ભટકતી હતી તે નિજઘેર પાછી વળવા માંડે છે. મૂઢાત્માને 'જ્ઞાની પુરુષ' નિમિત્તભાવે પ્રતીતિ કરાવડાવે કે પુદ્‌ગલ વળગણા પોતાની નથી, પોતે તો પરમાત્મા જ છે, ત્યારે 'હું'પણું પરમાત્મામાં પ્રથમ પ્રતીતિભાવે અભેદ થાય છે. હવે અસ્તિત્વનું જ નહીં, પણ તેને વસ્તુત્વનું, એટલે કે 'હું કોણ છું'નું ભાન થાય છે. આ અંતરાત્મદશા એટલે 'ઈન્ટ્રીમ ગવર્નમેન્ટ'ની સ્થાપના. 'ઈન્ટ્રીમ ગવર્નમેન્ટ'ને બે કાર્ય કરવાનાં. વ્યવહારના ઉદયમાં તેમાં ઉપયોગ રાખી વ્યવહારનો સમભાવે નિકાલ કરવાનો ને નવરાશના સમયમાં આત્મ-ઉપયોગમાં રહેવાનું. આ અંતરાત્મદશામાં આવતાં પોતે અમુક અંશે સ્વતંત્ર બને છે અને અમુક અંશે પરતંત્ર બને છે. છતાં પરમાત્મદશા તરફ પ્રગતિ સધાતી રહે છે, સધાતી જ રહે છે. 'જ્ઞાની પુરુષ' કે જે પરમાત્મદશામાં

છે તેમનું જ્ઞાન-દર્શન પામવાથી અંતરાત્મદશા પમાય. પછી અંતરાત્મા પરમાત્માને જુએ ને તે રૂપ થતો જાય ! 'પોતે પરમાત્મા છે' એ પ્રતીતિમાંથી હવે જ્ઞાનભાવે અભેદ થાય છે. વસ્તુત્વની ભજનાથી પૂર્ણત્વ સહેજે સધાય છે. અને જ્યારે સંસારનો સંપૂર્ણ નિકાલ થઈ જાય ત્યારે થઈ જાય ફૂલ ગવર્નમેન્ટ, ત્યારે થયા સંપૂર્ણ પરમાત્મા !!!

કેવળી દશામાં આત્મા પરમાત્મા જ છે. શબ્દરૂપના અવલંબનમાં હોય ત્યાં સુધી અંતરાત્મા ને ભ્રાંતદશામાં મૂઢાત્મા ! હું, બાવો, મંગળદાસ !! એનો એ જ 'હું' ત્રણેવમાં ! જે સંપૂર્ણ વીતરાગ થઈ ગયા તે પરમાત્મા ! વીતરાગ થવાની દૃષ્ટિ જેણે વેદી છે તે અંતરાત્મા, ને ભૌતિક સુખોમાં રત રહી રાગ-દ્વેષ કર્યા કરે તે મૂઢાત્મા !!

આ જગતથી આત્યંતિક મુક્તિ પામેલા, સિદ્ધલોકમાં બિરાજેલા પ્રત્યેક સિદ્ધાત્મા, નિજ નિજનાં સ્વતંત્ર સ્વાભાવિક સુખમાં, નિજસ્થિતિમાં જ હોય છે ! ત્યાં નથી કોઈ ઉપરી કે નથી કોઈ 'અંડરહેન્ડ' ! સિદ્ધાત્માઓ સ્વભાવે એક જ, જ્ઞાન-દર્શન રૂપ છે. ત્યાં ચારિત્ર નથી. ત્યાં નથી કોઈ મિકેનિકલ ક્રિયા કે નથી ત્યાં પુદ્ગલ પરમાણુ. બ્રહ્માંડની ધાર પર તેનું સ્થાન છે. ત્યાં કોઈ કોઈને કોઈ કોઈની અસર નથી તેમજ બીજા ક્ષેત્રોને ય તેમની અસર નથી જતી. સિદ્ધો આપણને કોઈ હેલ્પ ના કરે, માત્ર ત્યાં પહોંચવાનો આપણો ધ્યેય છે માટે 'નમો સિદ્ધાણં' આપણે ભજીએ છીએ !

આ લાઈટ જો ચેતન હોતને તો રૂમની દરેક વસ્તુને જોયા જ કરત ! તેમ સિદ્ધો બ્રહ્માંડના પ્રત્યેક જ્ઞેયને જાણે છે !

મોક્ષ એટલે સ્વ-ગુણધર્મમાં પરિણમવું, સ્વ-સ્વભાવમાં પરિણમવું, નિરંતર પોતાના સ્વાભાવિક સુખમાં જ રહેવું તે !

મોક્ષ કોનો ? જે બંધાયેલો છે તેનો ! બંધાયો છે કોણ ? જે ભોગવે છે તે. ભોગવે છે કોણ ? અહંકાર !!! મોક્ષ પામવાનો ભાવે ય જે બંધાયો છે તેનો છે, આત્માનો નથી, આત્મા તો વાસ્તવિકતામાં મુક્ત જ છે, એ કર્તા નથી, ભોક્તાયે નથી. આ તો અહંકાર જ મોક્ષ ખોળે છે. સંસારમાં કશો સ્વાદ ના રહ્યો ત્યારે મોક્ષ ખોળવા નીકળ્યો છે !

જીવનનો ધ્યેય તો મોક્ષનો જ ઘટે - એ હેતુ અત્યંત મજબૂત હશે

તે અવશ્ય તેને પામશે. આ ધ્યેયને બાધક મોહ છે. મોહ ઉતરે ત્યારે સંસારનો કંટાળો આવે એટલે મોક્ષમાર્ગનું શોધન કરે !

આત્મદશા પ્રાપ્ત થતાં સુધી જ વિચાર દશાની ને તે પણ જ્ઞાનાંક્ષેપકવંત વિચારોની જરૂર, જે આત્મદર્શનને કંઈક પમાડે, પછી તો વિચારથી પરની દશા છે ! અજ્ઞાનદશામાં આત્મનિરીક્ષણ થાય છે તે અહંકારથી થાય છે ને આત્મા તો અહંકારની પાર છે !

ક્રોધ-માન-માયા-લોભના પરમાણુ માત્રથી વિશુદ્ધિને પામી સંપૂર્ણ શુદ્ધતાને અહંકાર પામે, ત્યારે તે 'શુદ્ધાત્મા'માં એકાકાર થઈ જાય એવો એ ક્રમિકમાર્ગ છે ! જ્યારે 'અક્રમમાર્ગ'માં 'જ્ઞાની પુરુષ' 'ડિરેક્ટ' જ શુદ્ધાત્મપદ કે જે અચળપદ છે, દરઅસલ, નિર્લેપ છે, તે પદ જ પ્રાપ્ત કરાવે છે !

પોતાનું સ્વરૂપ શુદ્ધાત્મા છે, દેહ નહીં, તે 'રિયલાઈઝ' થાય કે દેહાધ્યાસ મિટે, અહંકાર ને મમતા જાય. દેહાધ્યાસી દેહાધ્યાસથી છોડાવી ના શકે, દેહાધ્યાસથી રહિત એવા 'જ્ઞાની પુરુષ' જ છોડાવે.

આ દેહ, મન, વાણી, આદિ 'હું છું' એવો અનુભવ વર્તે તે દેહાધ્યાસ, ને આત્માનુભવ પછી આ અનુભવ જાય ને આત્માનો અનુભવ વર્તે. દેહ સાથે જે તન્મયાકાર થાય છે તે મૂળ આત્મા નહીં, માનેલો આત્મા એટલે કે વ્યવહાર આત્મા છે.

અંદરથી 'આ તારું ખોટું છે' એવું જે બોલે છે તે આત્મા નહીં પણ વ્યાવહારિક જ્ઞાન જે જે જાણ્યું તેના આધારે ટેપરેકર્ડ થયેલી, તે બોલે છે ! આ બધું જ આંખ (કેમેરા), કાન (રિસીવર), વાણી (ટેપરેકર્ડ), મગજ (મશીનનું હેડ) તેમ જ ખાય, પીવે, બોલે, ચાલે એ બધું 'મિકેનિકલ' છે.

'હું પાપી છું, હું તપસ્વી છું, હું શાસ્ત્રજ્ઞાની છું', એવું માને છે, અગર તો દેવદર્શન, ધર્મધ્યાન, જપ તપાદિ જ કરે છે, તેનેય 'જ્ઞાની'એ 'મિકેનિકલ આત્મા કરે છે' એમ કહી દીધું !!! જગતની માન્યતામાં જે આત્મા છે, જેને એ સ્થિર કરવા જાય છે, એ સચર, 'મિકેનિકલ આત્મા' છે ને દરઅસલ આત્મા તો અચળ છે, જ્ઞાયક સ્વભાવનો છે. માન્યતા જ મૂળમાં ભૂલ ભરેલી છે. સચર વિભાગમાં રહીને અચળ આત્માને ખોળવા જતાં પ્રાપ્તિ સચરાત્માની જ થાય ને ! 'મિકેનિકલ આત્મા' કે જે સ્વયં

ચંચળ છે, ક્રિયાશીલ છે, તેને જગત સ્થિર કરવા જાય તો તે કઈ રીતે થાય ? અચળ પ્રત્યેની દૃષ્ટિ જ સ્વાભાવિક અચળતાને પમાડે છે. 'મિકેનિકલ આત્મા'ને દરઅસલ આત્મા સ્વભાવે કરીને ભિન્ન છે તે ભિન્નત્વનું ભાન, તે પ્રત્યેની દૃષ્ટિ 'જ્ઞાની' વિણ કોણ સમજાવે, કોણ કરાવે ? દરઅસલ આત્મા તો કેવળજ્ઞાન સ્વરૂપે છે, કેવળ પ્રકાશક રૂપે છે, અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતશક્તિ, અનંત સુખધામ, અનંતા ગુણોથી ભરપૂર એવું ચેતન છે એ તો !!!

સંસારમાં જેની રમણતા છે એ દરઅસલ આત્મા ન હોય. રાગ-દ્વેષ છે. પરિણામ પ્રવર્તે ત્યાં લગી શુદ્ધાત્મપદની પ્રાપ્તિ પણ નથી !

ચેતનના સ્પર્શથી માયાવી શક્તિની ઉત્પત્તિ થઈ, જે ભ્રાંત ચેતન છે. નિશ્ચેતન ચેતન એટલે બાહ્ય બધાં જ લક્ષણો ચેતનનાં ભાસે, પણ ખરેખર તે ચેતન નથી. મૂળ ચેતન તો મહીં છે ને ઉપર નિશ્ચેતન ચેતનનું પડ છે, નિશ્ચેતન ચેતનને જ 'મિકેનિકલ ચેતન' કહ્યું !

મિશ્રચેતન-જ્ઞાનીનો મૌલિક શબ્દ શું સૂચવે છે કે અવસ્થામાં તન્મયાકાર થાય ત્યારથી મિશ્રચેતન થવા માંડે. તે પછી બીજા અવતારમાં પરિપકવ થઈ રૂપકમાં આવે, ડિસ્ચાર્જની પ્રક્રિયા શરૂ થાય ત્યારે 'મિકેનિકલ ચેતન' કહેવાય !

'રિયલ આત્મા' ને 'રિલેટિવ આત્મા' એ અનુક્રમે શાશ્વત્ ને અશાશ્વત્ ગુણોથી પરખાય. 'રિયલ'નું 'રિયલાઈઝ' થાય નહીં ત્યાં સુધી 'રિલેટીવ આત્મા'ને જ 'રિયલ આત્મા' મનાય છે, ભ્રાંતિને કારણે ! એ ભ્રાંતિ વૈજ્ઞાનિક કારણોથી જ ઉત્પન્ન થાય છે. ભ્રાંતિથી જાણનારો ને કરનારો, અવિનાશી ને વિનાશી એક રૂપે જ વર્તે. 'જ્ઞાની પુરુષ' ભ્રાંતિ તોડી આપે ને 'રિયલ' અને 'રિલેટિવ'ની વચ્ચે 'લાઈન ઓફ ડિમાર્કેશન' નાખી આપે ત્યારે આત્મદર્શન કે જે ગુપ્તસ્વરૂપ છે, જેના સિવાય જગતમાં અન્ય કોઈ અદ્ભૂત દર્શન નથી, તે લાધે ! પછી તો પોતે ક્ષેત્રજ્ઞ રહી પરક્ષેત્રની પ્રત્યેક ક્રિયાને જાણ્યા કરે. સ્વક્ષેત્ર ચૂક્યા કે ક્ષેત્રાકાર થઈ ગયા ! 'પરમેનન્ટ' હોય તે જ 'ટેમ્પરરી'ને 'ટેમ્પરરી' કહી શકે, પોતે 'પરમેનન્ટ' જ છે પણ એનું ભાન થાય તો !

પ્રત્યેકનું વ્યક્તિત્વ જુદું જણાવાનું કારણ, પ્રત્યેક વ્યક્તિ દ્રવ્ય-ક્ષેત્ર-

કાળ ને ભાવને આધીન છે ! પણ આમાં ક્ષેત્ર બદલાય છે, એકના ક્ષેત્રમાં બીજો આવે ત્યારે કાળ બદલાઈ ગયેલો હોય, તેના આધારે ભાવ બદલાઈ ગયો હોય એટલે દ્રવ્ય પણ બદલાઈ ગયેલું હોય છે ! બહારના બધા સંયોગો બદલાતા હોવા છતાં આત્મા સ્વરૂપમાં કંઈ પણ બદલ થતી નથી. આત્મા ત્રણે કાળ શુદ્ધ સ્વરૂપમાં જ હોય છે, માત્ર આવરણને કારણે વાસ્તવિકતા દૃષ્ટિમાં આવતી અટકે છે. એક ફેરો દૃષ્ટિ શુદ્ધ થઈ જાય પછી અશુદ્ધિને સ્થાન નથી, અહંકાર છે ત્યાં સુધી અવળી દૃષ્ટિ થવાનું કારણ છે. છતાં આ સર્વ પરિવર્તનામાં નિશ્ચય આત્મા ઉદાસીનભાવે, શુદ્ધત્વમાં જ રહ્યો છે તથા એના પર્યાય પણ શુદ્ધ છે. વ્યવહાર આત્માને શુદ્ધ કે અશુદ્ધ પર્યાય છે. વ્યવહાર સત્યના આગ્રહથી ફરી વ્યવહાર આત્મા ઊભો થાય. 'જ્ઞાની' ના મળે તો બગડેલા વ્યવહારને શુભ કરવાનો ને જ્ઞાની મળે તો વ્યવહારને શુદ્ધ જ કરી લેવાનો ! વ્યવહારમાં 'પોતે' હોય તો 'વ્યવહાર આત્મા' ને 'નિશ્ચય'માં 'પોતે' રહે તો 'નિશ્ચય આત્મા'! પણ મૂળ બધામાં 'પોતે' ને 'પોતે' છે.

જગતનું અધિષ્ઠાન શું ? એને 'એક્ઝેક્ટ' રીતે ખુલ્લું કર્યું હોય તો સંપૂજ્ય શ્રી દાદાશ્રીએ ! જગતનું અધિષ્ઠાન 'પ્રતિષ્ઠિત આત્મા' છે ! મૂળ આત્મા તો આમાં સંપૂર્ણ અકર્તાભાવે, ઉદાસીનભાવે જ રહેલો છે. માત્ર દર્શનશક્તિ આવરાયાથી, વિભાવિક દૃષ્ટિ થવાથી જગત ઊભું થઈ ગયું છે !

મૂળ નિશ્ચય આત્મા છે તે શુદ્ધાત્મા અને વ્યવહારમાં માનેલો આત્મા તે પ્રતિષ્ઠિત આત્મા. 'હું ચંદુલાલ છું', 'આનો મામો છું, આનો કાકો છું' એમ 'રોંગ બીલિફ'થી પ્રતિષ્ઠા કરવાથી પ્રતિષ્ઠિત પૂતળું ઊભું થઈ ગયું, જે ફળ આપ્યા જ કરે. ફળ ચાખતી વખતે અજ્ઞાનતાથી ફરી પાછી નવી પ્રતિષ્ઠા કરે ને એમ સાયકલ ચાલ્યા જ કરે.

દારૂના અમલમાં માણસ વાસ્તવિકતાને વિસરી 'હું રાજા છું' એમ બોલવા માંડે તેમ અહંકારના અમલમાં 'હું ચંદુલાલ છું, આનો ધણી છું, બાપ છું....' એવું જાતજાતનું બોલે છે ! વાસ્તવિક રીતે તો પોતે પરમાત્મા જ છે, ચૌદલોકનો ધણી છે પણ 'રોંગ બીલિફ'થી પોતે બાઈનો ધણી થઈ બેસે છે ને પોતાનું પદ ખોઈ બેસે છે, 'જ્ઞાની પુરુષ' એને નિજપદનું ભાન કરાવે, અહંકાર નિર્મૂળ કરે, પાછલી સર્વ ભ્રાંત અસરો ભૂંસાય ત્યારે એને

પૂર્ણપદ પ્રાપ્ત થાય છે ! બાકી અહંકાર છે ત્યાં સુધી બુદ્ધિના 'વિઝને' દેખાય છે, ને આત્માનું કર્તા-ભોક્તાપણું મનાય છે. જ્ઞાને કરીને જોવાથી 'આત્મા કંઈ જ કરતો નથી' એ 'ફીટ' થાય છે. 'રોંગ બીલિફ' ઊડી જાય તો વાસ્તવિકતા દ્રશ્યમાન થાય. બદલાયેલી 'બીલિફ' જ સંસાર ઉપાર્જનનું, પ્રકૃતિની ઉત્પત્તિનું કારણ છે. દરઅસલ આત્મા આમાં સદાકાળ અસંગ-નિર્લેપ જ રહ્યો છે !

'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ'થી પ્રકૃતિ ઊભી થાય છે તેમાં કોઈનું કર્તાપણું નથી. પ્રકૃતિ 'ઈફેક્ટિવ' છે અને તેની અસર 'પોતાને' થાય છે, પણ તે 'રોંગ બીલિફો' બેઠેલી છે ત્યાં સુધી !

'રાઈટ બીલિફ'થી 'રોંગ બીલિફ'નો છેદ ઊડે ને 'રાઈટ બીલિફ'નો તો પોતાની મેળે જ ખુદસે ખુદનો છેદ થઈ જાય છે અને એ જ આવાં કળિકાળે પણ મુક્તિ કાજે અક્રમ વિજ્ઞાનની વર્તમાન 'જ્ઞાની પુરુષ'ની અજાયબ શોધખોળ છે ! 'રાઈટ બીલિફ'માં વર્તે તો સ્વસત્તાધારી છે ને 'રોંગ બીલિફ'માં વર્તે તો પરસત્તાધીન છે. મિથ્યાદ્દષ્ટિ બધું અવળું દેખાડે. 'જ્ઞાની પુરુષ' મળે ને તેમનો સત્સંગ સાંભળવામાં આવે ત્યારથી દ્દષ્ટિ સમ્યક થવા માંડે અગર તો 'જ્ઞાની પુરુષ'ને પ્રાર્થના કરી આપણી દ્દષ્ટિ બદલાવી લેવી. એક વખત દ્દષ્ટિ બદલાય પછી ભગવાન થતો જાય !

શુભાશુભ ધર્મમાં સત્યાસત્યને સ્થાન છે. સત્ય પર રાગને અસત્ય પર તિરસ્કાર એ પામવાની રીત છે. શુદ્ધધર્મમાં, આત્મધર્મમાં તેને સ્થાન નથી. આત્મધર્મ તો રાગ-દ્વેષથી પરનો, વીતરાગતાનો છે. દ્દષ્ટિવિષથી રાગ-દ્વેષ થાય. જે દ્દષ્ટિ વિનાશી વસ્તુઓ તરફ હતી તેને 'જ્ઞાની પુરુષ' અવિનાશી તરફ વળી આપે, બદલી આપે. પછી 'આત્મવત્ સર્વ ભૂતેષુ' દેખાય.

આત્મસાક્ષાત્કાર ને આત્માનુભવમાં ઘણો ફેર, અનુભવ તો અંતિમ સ્થિતિ ને કાયમની છે ને સાક્ષાત્કારમાં માત્ર આત્માની પ્રતીતિ બેસે. આત્માનુભવ થયા પછી ચારિત્રમાં આવ્યો, તે વર્તાયો કહેવાય.

અરૂપી આત્મા, એનો સાક્ષાત્કાર કરનારોય અરૂપી છે, એટલે સ્વભાવે સ્વભાવ મળી જાય, ને વૃત્તિઓ નિજઘેર પાછી વળે.

આત્મા 'શું છે' અને 'શું નથી' એ બન્ને જાણે ત્યારે આત્મા જાણ્યો કહેવાય. અજ્ઞાનદશા સાથે 'આત્મા શુદ્ધ-બુદ્ધ છે' એવું ના કહેવાય, બહુ ત્યારે દેહની અપેક્ષાએ અશુદ્ધ ને આત્માની અપેક્ષાએ શુદ્ધ છે, એમ કહેવાય.

એક ફેરો ચાખ્યા પછી પાછો ક્યારેય ના જાય એ આત્માનો આનંદ. આવીને ચાલ્યો જાય એ મનનો આનંદ. કષાયોમાં ચિત્ત પડેલું હોય ત્યાં સુધી આત્માનુભવ અશક્ય છે ! નિરંતર પરમાનંદ સ્થિતિ એ જ આત્માનુભવ.

ચિંતા-ઉકળાટ થાય છે તે પરવસ્તુમાં, પોતામાં નહીં, આ ભાન જ્ઞાની કરાવી આપે છે પછી આત્માને કંઈ જ થાય નહીં એ દૃઢ પ્રતીતિ બેસી જાય છે.

'એક્ઝેક્ટ' રીતે આત્મા પ્રાપ્ત થયા પછી માત્ર 'ડિસ્ચાર્જ' કર્મ જ રહે છે, સંવરપૂર્વકની નિર્જરા જ હોય, પછી બંધ ના પડે. કર્મની સત્તા ક્યાં સુધી કે જ્યાં સુધી એને 'પોતાનો' આધાર અપાય, એ આધાર ખસે તો કર્મ 'ન્યુટ્રલ' બની જાય. આધાર કેવી રીતે અપાય કે કરે છે ઉદયકર્મ ને 'મેં આ કર્યું' એ અજ્ઞાનતાથી ! 'જ્ઞાની પુરુષ' સંસારની બધી જ ક્રિયાઓ કરવા છતાં 'હું કંઈ જ કરતો નથી' એવાં સતત ખ્યાલ સહિત આત્મામાં રહે છે. જ્યારે અજ્ઞાની 'હું કરું છું'ના ખ્યાલની બહાર એક ક્ષણ નથી હોતો !

'જેણે આત્મા જાણ્યો, તેણે સર્વ જાણ્યું.' જેને આત્મજ્ઞાન એ કારણ સર્વજ્ઞ, કારણ કેવળજ્ઞાની કહેવાય ! આત્મજ્ઞાની નિરાગ્રહી, નિર્અહંકારી હોય.

'હું શરીર નથી, હું શરીર નથી, હું આત્મા છું, હું આત્મા છું' એમ ગાયા કરવાથી કશું ના વળે. એ તો આત્માનો અનુભવ થવો જોઈએ. આત્મજ્ઞાન કરાવવાના આજ સુધી જે જે સાધનો કર્યાં તે બધાં બંધનરૂપ થયાં. સત્સાધન એટલે કે પ્રત્યક્ષ પ્રકટ 'જ્ઞાની પુરુષ'નું સેવન થાય તો જ છૂટકારો થાય ! સાધનો માત્ર જ્ઞાન સુધી લઈ જાય, જ્યારે આત્મા તો 'વિજ્ઞાન સ્વરૂપ' છે. આત્મા આ દેહની, ઘરોની, લાખ ભીંતોનીય આરપાર જતો રહે એવો સૂક્ષ્મત્તમ છે. એ શી રીતે જડે ? ગમે તેટલી કઠોર તપશ્ચર્યા કે સાધના કરે છતાં આત્મસાક્ષાત્કાર થવો કઠિન છે. અડધા માઈલે સ્ટેશન

હોય ને પોતે ઊંધે રસ્તે બાવીસ માઈલ ફરે તેમાં વાંક કોનો ? રસ્તો ભૂલ્યા તેમાં દેહનો શું વાંક ? વાંક બધો અજ્ઞાનતાનો છે.

આત્માનું જ્ઞાન જ્ઞાની આપે એટલું જ નહીં પણ સૃષ્ટિની સર્વે ગૂંચોના સર્વાંગી સમાધાન આપે. જ્ઞાની પાસેથી સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરાવવામાં અંતરાય આવે તે 'જ્ઞાની પાસેથી જ્ઞાન મેળવવું જ છે' એવા નિશ્ચયથી તૂટે અગર તો જ્ઞાનીને વિનંતી કરે કે 'મારા અંતરાય તોડી આપો' તો તેઓ તોડી આપે. બાકી આત્મા પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળાને કોઈ પ્રતિકૂળતા આવે નહીં. પ્રતિકૂળતા પોતાની જ નબળાઈને કારણે છે. નિજ ઘરમાં જવામાં પ્રતિકૂળતા તે શી ?

જાતે આત્માનો અનુભવ કરવો હોય તો કોઈ ખિસ્સું કાપે, ગાળો દે, માર મારે, તો તે ઘડીએ 'આ મારાં જ કર્મનો ઉદય છે, સામો તો નિમિત્ત છે, એ તો મને કર્મમાંથી મુક્ત કરે છે' એમ કરીને એ નિર્દોષ દેખાય ને ઉપરથી એને આશીર્વાદ અપાય ને એવું કાયમ રહે તો આત્મા પ્રાપ્ત થાય જ. આ કાળમાં આટલું જાતે થાય એવાં પોતાનાં પૂંઠિયાં નથી હોતાં એટલે 'જ્ઞાની' પાસે એક ફેરો આત્મા જાગૃત કરાવી લેવાથી પછી ફરી આત્મા સ્વપ્નમાં પણ ભૂલાય નહીં.

આત્માનો ઉદ્ધાર કઈ રીતે થાય ? મૂળ આત્માનો ઉદ્ધાર તો થઈ ગયેલો જ છે. માત્ર આ માનેલા આત્માનો ઉદ્ધાર કરવાનો છે. તે કેવી રીતે થાય ? 'પોતાને' જ્યારે એમ સમજ ગેડમાં બેસે કે 'મારું સ્વરૂપ તો કેવળજ્ઞાન સ્વરૂપ છે, કેવળદર્શન સ્વરૂપ છે, હું કેવળ ચારિત્રમય છું' ત્યારે એનો પણ ઉદ્ધાર થઈ જાય. અને આ વસ્તુ 'જ્ઞાની પુરુષ' વિણ કોણ ફીટ કરાવે ?

આત્મા સૂક્ષ્મતમ છે, આત્માના બહારના પ્રદેશો છે તે સૂક્ષ્મતર છે. પણ વાણી સૂક્ષ્મતર હોતી નથી એટલે ત્યાંનું વર્ણન કરતાં 'વાણી' અટકી જાય છે. ત્યાં તો અનુભવ જ નીવેડો લાવે.

પોતે, માનેલો આત્મા જે છે તેનાથી યથાર્થ આત્મા જોવા જાય તો તે ક્યાંથી જડે ? ઈન્દ્રિયદૃષ્ટિ અતીન્દ્રિયને કઈ રીતે જોઈ શકે ? એ તો વચ્ચે 'જ્ઞાની પુરુષ' જોઈએ કે જે દૃષ્ટિ બદલી આપે, ત્યારે દેખાય. ઈન્દ્રિયો

એમ ને એમ અંતરમુખ થાય નહીં, ઈન્દ્રિયોને વાડ ના બંધાય ! 'જ્ઞાની' તો પોતે જે પદને પામ્યા હોય તે જ પદ આપણને પમાડે. 'જ્ઞાની' મળ્યે મોક્ષ માગી લેવા જેવો ખરો. સંપૂજ્ય દાદાશ્રી પાસે જે 'અક્રમ વિજ્ઞાન' પ્રગટ થયું છે તે ભ્રાંતિમાર્ગથી હઠાવી મોક્ષમાર્ગ પૂર્ણ કરાવી દે છે, એટલે કે આ પૂર્ણવિરામ માર્ગ છે, અલ્પવિરામ માર્ગ નથી. અક્રમ વિજ્ઞાન તો કહે છે કે મોક્ષે જતાં સંસાર નડતો હોત તો તે કોઈને મોક્ષે જવા જ ના દેત ને ? અક્રમ વિજ્ઞાન થકી આજે મોક્ષ અત્યંત સહેલાઈથી પમાય તેમ છે. એ માટે અક્રમ જ્ઞાની પાસે પહોંચી જાગૃતિમાં 'પરમ વિનય' ને 'હું કંઈ જ જાણતો નથી' એ ભાવને કેમ કરીને 'આ' પામી જઈએ એ ભાવના જ તેની પ્રાપ્તિ કરાવે છે. બાકી બીજી કશી પાત્રતા આ કાળમાં નોંધાતી નથી ને એવી કોઈ પાત્રતા હોતી ય નથી. અક્રમજ્ઞાની પાસે પહોંચ્યો તે જ પાત્રતા.

'જ્ઞાની પુરુષ', પરમ પૂજ્ય દાદાશ્રી પોતાની ભાવના છૂપી રાખી શક્યા નથી, તે તેમના કારુણ્યતા સભર શબ્દોથી ખુલ્લી થાય છે, કે 'મારો 'આઈડિયા' એવો છે કે આખા જગતમાં 'આ' 'વિજ્ઞાન'ની વાત ખૂણે ખૂણે પહોંચાડવી અને દરેક જગ્યાએ શાંતિ થવી જ જોઈએ. મારી ભાવના, મારી ઈચ્છા, જે કહો તે, મારું આ જ છે !'

**- ડૉ. નીરુબેન અમીન**

# અનુક્રમણિકા

## ખંડ : ૧

## આત્મા શું હશે ? કેવો હશે ?

## ખંડ : ૨

## 'હું કોણ છું ?' જાણવું કઈ રીતે ?

❖❖❖❖❖

# આપ્તવાણી

## શ્રેણી - ૮

## ખંડ : ૧

## આત્મા શું હશે ? કેવો હશે ?

### આત્મા એટલે શું ?

**પ્રશ્નકર્તા** : આત્મા એટલે શું ?

**દાદાશ્રી** : આત્મા એટલે ચેતન.

**પ્રશ્નકર્તા** : તો ચેતન એટલે આત્મા અને આત્મા એટલે ચેતન ?

**દાદાશ્રી** : ના. આત્મા તો ખાલી શબ્દ જ છે અને ચેતનેય ખાલી શબ્દ છે, પણ આ લોકોને ઓળખવા માટે કહેવું પડે. બાકી, એ શબ્દથી પર છે. પણ અંગુલિનિર્દેશ તો કરવો પડેને ! નહિ તો ઓળખોય નહીં. શી રીતે ઓળખો ? એટલે આપણા લોકો કહે છે ને કે, તારા આત્માની તપાસ કર ? આત્મા એટલે 'સેલ્ફ' ! 'પોતે કોણ છે' એ જાણવું, એનું નામ આત્મા !! અને એ આત્મા ઓળખવાનો છે. 'રોંગ બીલિફ' ઊડી જાય અને 'રાઈટ બીલિફ' બેસે ત્યારે રાગે પડે, નહિ તો શી રીતે રાગે પડે ?

### આત્મા શું હશે ?

**દાદાશ્રી** : આત્મા વસ્તુ હશે કે અવસ્તુ ?

**પ્રશ્નકર્તા** : અવસ્તુ.

**દાદાશ્રી** : આ દેખાય છે એ વસ્તુ છે કે અવસ્તુ ?

**પ્રશ્નકર્તા** : આત્માને તો જોઈ ન શકાય ને માટે અવસ્તુ, વસ્તુઓ તો જોઈ શકાય છે ને ?

**દાદાશ્રી :** ના. એટલે વસ્તુ અને અવસ્તુ એ તમને સમજાવું. દરેક વસ્તુ, જે અવિનાશી હોય તેને વસ્તુ કહેવાય અને વિનાશી હોય તેને અવસ્તુ કહેવાય. આત્મા આત્મારૂપ જ છે. આત્મા વસ્તુરૂપે અનંત ગુણનું ધામ છે ! અને દરેક વસ્તુ પોતે દ્રવ્યરૂપે ગુણવાન સહિત અને અવસ્થા સહિત હોય. દ્રવ્ય-ગુણ-પર્યાય જેનામાં હોય એ 'વસ્તુ' કહેવાય. વસ્તુ એ અવિનાશી કહેવાય. આત્મા પણ પોતે વસ્તુ છે, એનું પોતાનું દ્રવ્ય છે, પોતાનાં ગુણ છે અને પોતાના પર્યાય છે. અને તે પર્યાય ઉત્પાત, વ્યય અને ધ્રુવ સાથે છે. અને આ આંખે જે દેખાય છે એ બધું અવસ્તુ છે, વિનાશી છે અને આત્મા અવિનાશી છે, વસ્તુ છે. એવી છ અવિનાશી વસ્તુઓ છે, એ છ તત્ત્વોનું જગત બનેલું છે. એ છ તત્ત્વો એકમેકને આમ પરિવર્તનશીલ થયા કરે છે અને તેને લઈને અવસ્થાઓ ઊભી થાય છે. તે અવસ્થાઓથી આ જગત દેખાય છે. જગતમાં ખાલી અવસ્થાઓ જ દેખાય છે.

## આત્મા જાણવો, 'જ્ઞાની' કનેથી !

એટલે જાણવા જેવી ચીજ આ જગતમાં કોઈ પણ હોય તો તે આત્મા છે. અને આત્મા જાણનારા માણસો આ દુનિયામાં ભાગ્યે જ એક કે બે હોય. એટલે કોઈ આત્મા જાણી શકે નહિ. માણસ બીજું બધું જ જાણી શકે, પણ આત્મા જાણી શકે નહિ. અને આત્મા જાણે ને, એને કેવળજ્ઞાનની વાર જ નથી.

હવે એ આત્માને 'જ્ઞાની પુરુષ' પાસેથી જાણે તો આત્મા પ્રાપ્ત થાય, નહિ તો આત્મા કોઈ કાળેય પ્રાપ્ત થાય નહિ. 'જ્ઞાની પુરુષે' આત્મા જોયેલો હોય, જાણેલો હોય, અનુભવેલો હોય અને 'પોતે' 'આત્મા' સ્વરૂપે જ રહેતા હોય. એટલે એવા 'જ્ઞાની પુરુષ' પાસેથી 'પોતે' 'આત્મા' જાણે ત્યારે કામ થાય.

'જ્ઞાની પુરુષ'ની પાસે એવો આત્મા જાણવા બેસે ત્યારે 'જ્ઞાની

પુરુષ'નાં સામાયિકથી પાપો ભસ્મીભૂત થાય. ને પાપો ભસ્મીભૂત થાય તો જ આત્મા લક્ષમાં બેસે, નહિ તો લક્ષમાં ના બેસે. અને પછી તે લક્ષ નિરંતર રહે, નહિ તો દુનિયાની કોઈ ચીજ નિરંતર યાદ જ ના રહે, થોડીવાર યાદ આવે ને પછી પાછું ભૂલી જવાય. અને આ તો 'જ્ઞાની પુરુષ' પાસે પાપ ધોવાઈ જાય એટલે આત્માનું લક્ષ બેસે.

## આત્માના અસ્તિત્વની આશંકા કોને ?

**પ્રશ્નકર્તા** : આત્મા હશે કે નહિ, એ શંકા ઉત્પન્ન થાય એવું છે.

**દાદાશ્રી :** આત્મા છે જ.

**પ્રશ્નકર્તા** : આ બધા ફોરેનના સાયન્ટિસ્ટોએ બધી શોધખોળ કરી છે કે કાચની પેટીમાં મરતાં માણસને રાખીને જીવ કેવી રીતના જાય, ક્યાંથી જાય છે, એ બધી તપાસ કરવા માટે બહુ પ્રયત્નો કર્યા, પણ 'આત્મા છે કે નહિ ?' એવું કશું લાગ્યું નહિ. 'જીવ છે જ નહિ' એવું પુરવાર કર્યું.

**દાદાશ્રી :** ના. પણ 'આ અજીવ છે' એવું કહે છે ? આ પેટી અજીવ છે કે નહિ ? અજીવ જ છે ને ? તો આ માણસ અને આ પેટી બધુંય સરખું ?

**પ્રશ્નકર્તા** : ના, એવું નથી. પણ જીવ જેવી કોઈ વસ્તુ જતી નથી, એવું કહેવા માંગે છે.

**દાદાશ્રી :** એ સાયન્ટિસ્ટો 'માણસ' બનાવે છે, નવાં હૃદય બનાવે છે, બધું બનાવે છે ને ? એટલે નવો માણસ બનાવે તો આપણા જેવો વ્યવહાર કરી શકે એ ?

**પ્રશ્નકર્તા** : નહીં કરી શકે.

**દાદાશ્રી :** તો પછી શા આધારે એ સમજે છે કે જીવ જેવું કશું છે નહિ ?

**પ્રશ્નકર્તા** : એ લોકોએ તો કાચની પેટીમાં મરતા માણસને મૂકેલો પણ જીવ નીકળતી વખતે કશું દેખાયું નહિ એટલે માની લીધું કે જીવ નથી.

**દાદાશ્રી :** એવું છે ને, કાં તો અણસમજવાળો ના કહે, કાં તો સમજણવાળો ના કહે. પણ એથી કરીને બધા લોકોને શંકા ઉત્પન્ન થાય નહિ ને ! અને જે શંકા કરે છે ને, કે જીવ જેવી વસ્તુ નથી, એમ જે કહે છે ને, એ જ પોતે જીવ છે. જેને શંકા પડે છે ને તે જ જીવ છે, નહિ તો શંકા પડે નહિ. અને આ બીજી જડ વસ્તુઓ છે ને, એ કોઈને શંકા ના પડે. શંકા જો કોઈને પડતી હોય તો એ જીવને જ પડે, બીજી કોઈ ચીજ એવી નથી કે જેને શંકા પડે. તમને સમજાય છે એવું ?

મરી ગયા પછી એને પોતાને શંકા પડે ? ના, તો શું ચાલ્યું જતું હશે ? હૃદય બંધ પડી જતું હશે ? શું થતું હશે ?

**પ્રશ્નકર્તા** : હૃદય બંધ પડે એટલે જ માણસ મરી જાય છે.

**દાદાશ્રી :** હા, એ તો માણસ મરી જ જાય. શ્વાસના આધારે જ આ જીવે છે. આ જીવ જે અંદર છે ને, એ શ્વાસના આધારે જ રહ્યો છે. જ્યાં સુધી શ્વાસ ચાલ્યા કરે ત્યાં સુધી એ રહે.

**પ્રશ્નકર્તા** : પણ શરીરના મહત્ત્વના અવયવો કામ કરતા બંધ થઈ જાય ત્યારે માણસ અવસાન પામે છે. જો આમ જ હોય તો જીવ જેવી વસ્તુ જ ના રહી.

**દાદાશ્રી :** જીવ જેવી વસ્તુ છે જ. એ પોતે જ જીવ છે, છતાં પોતે પોતાની પર શંકા કરે છે. આ જેને શંકા પડે છેને, તે જ જીવ છે. આ દેહમાં જીવ નથી એવી જે શંકા કરે છે, તે જ જીવ છે. પોતાના મોઢામાં જીભ ના હોય અને પોતે બોલે કે, 'મારા મોઢામાં જીભ નથી.' એ જ પુરવાર કરે છે કે જીભ છે જ મહીં. સમજ પડી ને ? એટલે આ શંકા છે. એ વાક્ય જ વિરોધાભાસ છે. લોકો કહે છે, 'માણસ અવસાન પામે છે ત્યારે એમાં જીવ જેવી કોઈ વસ્તુ નથી.' એ શબ્દ પોતે જ શંકા ઊભી કરે છે, એને શંકા થઈ છે. એ શંકા જ પુરવાર કરે છે કે જીવ છે ત્યાં.

હું સાયન્ટિસ્ટો પાસે બેસુંને, તો એમને બધાને તરત સમજાવી દઉં કે આ જીવ બોલી રહ્યો છે. તું વળી, તારી નવી શંકા ઊભી કરે છે ? એટલે

જીવ તો દેહધારીમાં છે જ. અને આ 'જીવ નીકળી જાય છે' એવો દાખલો નથી આપતા આપણે ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** અને અહીં ઇન્જેક્શન આપવું પડે છે ને, ત્યારે કેમ બહેરું કરવું પડે છે ? શાથી બહેરું કરવું પડે છે ?

**પ્રશ્નકર્તા** : દુખાવો ને લાગણી ના થાય એટલા માટે.

**દાદાશ્રી :** એ જીવને એટલા ભાગમાંથી ખસેડવા માટે 'ઇન્જેક્શન' આપવું પડે છે, જીવને ખસેડવા માટે આ બહેરું કરે છે. જીવ હોય ત્યાં સુધી 'ઓપરેશન'ની વેદના સહન થાય નહિ, સમજાયું આપને ?

## આત્માની અસ્તિ ! ક્યા લક્ષણે ?

**દાદાશ્રી :** ચેતનમાં ને જડમાં કંઈ ફેર હશે ખરો ? ચેતનના ગુણધર્મ હશે ?

**પ્રશ્નકર્તા** : ચોક્કસ.

**દાદાશ્રી :** શું શું ગુણધર્મો છે ?

**પ્રશ્નકર્તા** : ચેતન હલનચલન કરી શકે, એને લાગણી થાય.

**દાદાશ્રી :** હલનચલન એ તો મશીનરીઓય કરી શકે છે. સ્કૂટર, એન્જિનો, ગાડીઓ બધું હલનચલન કરે જ છે ને ! અને આ પૂતળાં બનાવેલાં, તે હલનચલન નથી કરતાં બધું ? હલનચલન કરે, એ જીવ ના કહેવાય. હલનચલનથી આત્મા ખબર પડતો હોય તો મશીનરી હલનચલન કરે જ છે. બીજા કશાં લક્ષણથી તમને ખબર પડે ? બીજા શેનાથી તમને ખબર પડે કે આમાં આત્મા છે ?

**પ્રશ્નકર્તા** : દરેક જાતની ક્રિયાઓ કરીએ છીએ આપણે.

**દાદાશ્રી :** 'બધી જ જાતની ક્રિયાઓ' એય કામ ના લાગે. 'મશીનરીઓ' બધી જાતની ક્રિયાઓ કરી શકે છે.

**પ્રશ્નકર્તા** : 'મશીનરી'ઓ બધી ક્રિયાઓ કરે છે, પણ દયા ને પ્રેમ તો નથી બતાવી શકતી ને ?

**દાદાશ્રી :** હા, એ 'ડિફરન્સ' છે. એટલે જ્યાં જ્ઞાન છે કે અજ્ઞાન છે, અજ્ઞાન હોય તો અજ્ઞાન ને જ્ઞાન હોય તો જ્ઞાન, પણ જ્યાં કંઈ પણ જ્ઞાન છે કે અજ્ઞાન છે, દયા છે, ત્યાં આગળ આત્મા છે. એવું નક્કી થયું કહેવાય. બાકી હાલે છે, ચાલે છે, એ તો 'મશીનરી' ય ચાલે જ છે ને !

હવે દયા ના હોય ને કોઈ ગાળો ભાંડતો હોય ત્યાં આત્મા છે કે નથી ?

**પ્રશ્નકર્તા** : આત્મા તો હોય જ.

**દાદાશ્રી :** તો દયા નથી ત્યાં પણ આત્મા ખરો ?

**પ્રશ્નકર્તા** : હા, દયા-ક્રોધ તો મશીનરી ના બતાવે ને ?

**દાદાશ્રી :** હા, એટલે આવું બધું છે ત્યાં આત્મા છે એની ખાતરી થાય. આ 'ટેપરેકર્ડ' બોલે છે ખરું, પણ ક્રોધ ને લોભ એનામાં ના હોય ને ? લાગણીઓ છે એ પણ 'ટેપરેકર્ડ'ને ના હોય. અને જ્યાં લાગણીઓ છે ત્યાં આત્મા છે.

## ...પણ એ લક્ષણો કોનાં ?

એ લાગણીઓ આત્માની હશે કે દેહની હશે ? એ દેહનો ગુણ હશે કે આત્માનો ગુણ હશે ?

**પ્રશ્નકર્તા** : આત્માનો.

**દાદાશ્રી :** એમ ! આ ક્રોધ-માન-માયા-લોભ બધુંય આત્માના ગુણ હશે ?

**પ્રશ્નકર્તા** : હા. કર્તા બધો આત્મા જ હોવો જોઈએ.

**દાદાશ્રી :** પણ લોકો તો ક્રોધ-માન-માયા-લોભ કાઢવા ફરે છે. જો આત્માના એ ગુણ હોય તો પછી એ ગુણ તો કોઈ દહાડોય જાય જ નહિ.

અને લોકો ક્રોધ-માન-માયા-લોભને કાઢવા નથી ફરતા ?

**પ્રશ્નકર્તા** : બધા કાઢવા માટે 'ટ્રાય' તો કરે છે.

**દાદાશ્રી :** પણ જો એ આત્માના ગુણધર્મ હોય તો કોઈ કાઢી શકે જ નહીં ને ! જો એ કાઢે તો આત્માયે જતો રહે એટલે એ આત્માના ગુણ નથી.

**પ્રશ્નકર્તા** : એ દેહના ગુણ છે ?

**દાદાશ્રી :** દેહનાય ગુણ નથી અને આત્માનાય ગુણ નથી. આત્માના જો ગુણ કહીએ, તો ક્રોધ-માન-માયા-લોભ એ નિર્બળતા કહેવાય છે અને આત્મા તો પરમાત્મા છે ! એનામાં નિર્બળતાનો એક પણ ગુણ નથી !!!

## તે આત્મસ્વરૂપના ક્યા ગુણધર્મો ?

કેટલાક લોકો કહે છે ને, 'બોલે છે તે મહીં આત્મા બોલે છે.' પણ બોલે છે એ જીવેય નહોય ને ભગવાનેય નહોય, એ તો 'રેકર્ડ' બોલે છે. આ મારે બોલી રહી છે ને તેય 'રેકર્ડ' જ બોલી રહી છે, 'હું' નથી બોલતો. આ બધી 'રેકર્ડ' બોલે છે, 'ટેપરેકર્ડ' ! આ 'ઓરિજીનલ ટેપરેકર્ડ' વાગે એના પરથી આ 'ટેપ' ઊતરે, પછી એના પરથી બીજી ઊતરે. એટલે પહેલી આ 'રેકર્ડ' અને આના પરથી બધી જેટલી જોઈએ એટલી 'રેકર્ડ' ઊતરે. એટલે આ વાણી બોલે છે, આ બધું 'મશીન' ચાલે છે, ખાય છે, પીવે છે, લોહી ફરે છે; પણ એ જીવ ના કહેવાય. એ તો 'મિકેનીકલ' છે. જીવ તો જ્ઞાનસ્વરૂપ છે, જ્ઞાન એટલે પ્રકાશસ્વરૂપ છે. આમાં જે પ્રકાશસ્વરૂપ છે એવું બીજા સ્વરૂપમાં હોય નહિ.

રાત્રે અંધારામાં શ્રીખંડ હાથમાં આપીએ તો પછી શ્રીખંડ ક્યાં મૂકે ? મોઢામાં મૂકતી વખતે આંખમાં ના પેસી જાય ? કે મોઢામાં જ જાય ? શું કહો છો ? કેમ બોલ્યા નહિ ? ઘોર અંધારામાં શ્રીખંડ તમને આપે તો તમે મોઢામાં જ મૂકો ને ? પછી તમને કોઈ પૂછે કે તમે શું ખાધું, તો તમે શું કહો ?

**પ્રશ્નકર્તા** : શ્રીખંડ.

**દાદાશ્રી :** પછી તમને પૂછે કે આ શ્રીખંડમાં મહીં શું શું છે ? ત્યારે તમે શું કહો ?

**પ્રશ્નકર્તા :** દહીં, ખાંડ.

**દાદાશ્રી :** હા. અને દહીં જરા બગડી ગયેલું છે, એવું તેવું હોય તો ખબર પડે કે ના પડે ?

**પ્રશ્નકર્તા :** ચોક્કસ.

**દાદાશ્રી :** અને સારું હોય તોય ખબર પડે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** અને ખાંડ ઓછી હોય તોય ખબર પડે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ખાંડ વધારે હોય તોય ખબર પડે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** અને ખાંડ એકદમ વધારે હોય તો ?

**પ્રશ્નકર્તા :** એય ખબર પડે.

**દાદાશ્રી :** રાતે અંધારામાં શી રીતે ખબર પડે છે ? અંધારામાં ખબર પડે ? અને પછી મહીં દરાખ, ચારોળી આવે તોય ખબર પડે ? ઈલાયચીનો નાનો દાણો હોય તોય ખબર પડે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તો આ બધું જે જાણે છે ને, એ જીવ છે.

**પ્રશ્નકર્તા :** આ લોકો કહે છે કે જ્ઞાનતંતુને લીધે ખબર પડે છે, જ્ઞાનતંતુ ના હોય તો ખબર જ ના પડે.

**દાદાશ્રી :** હા, જ્ઞાનતંતુ ના હોય તો પાછું ના ખબર પડે. પણ ખબર

જેને પડે છે એ જીવ છે. અને જ્ઞાનતંતુ વચ્ચે તારનાં દોરડાં છે, એ તારનાં દોરડાં તૈયાર ના હોય તો જીવને ખબર જ ના પડે. પણ જેને ખબર પડે છે એ જીવ છે. આપને સમજાયું ને ?

હાલે છે-ચાલે છે, એ તો 'મશીનરી' હાલે-ચાલે છે. એ ગુણધર્મ ચેતનમાં નથી. ચેતનના ગુણધર્મ કયા કયા છે ? એને અનંત જ્ઞાનપ્રકાશ છે, અનંત દર્શનપ્રકાશ છે, અનંત શક્તિ છે, અનંત સુખનું ધામ છે !

## સુખનો ગમો, પણ જીવને જ !

હવે સુખ કોણ ખોળે છે ? દુઃખ ગમતું નથી, એ કોણ છે ? શાથી દુઃખ નથી ગમતું ? જો આ જીવ વગરનું ખોખું હોત ને, તો દુઃખ ને સુખ સરખું લાગે. એનું શું કારણ ? કંઈ વિચાર્યું છે એવું ? શું વિચાર્યું છે ?

કોઈ જીવને દુઃખ ગમતું નથી એ વાત ચોક્કસ છે ને ? કોઈ પણ જીવને દુઃખ ગમે ખરું ? આ કીડીઓને તમે અહીં આગળ સાકરનો ગાંગડો નાખો તો ખુશ ખુશ થઈને દોડધામ કરીને લઈ જાય અને ત્યાં આગળ આમ કાંકરા નાખો તો ? નાસી જાય. એનું શું કારણ છે ? ગમે છે શું ? સુખ. એટલે જેને દુઃખ નથી ગમતું અને જે સુખ ખોળે છે, એ જીવ છે. હાલે છે, ચાલે છે એ જીવ નહોય.

## જ્યાં લાગણી હોય, ત્યાં ચેતન !

પછી જેને લાગણીઓ થાય છે, લાગણીઓ હોય છે કે નહિ ? એ જીવ છે. અને જીવ એ જ આત્મા છે અને એ જ ચેતન છે અને તે પરમાત્મા થઈ શકે છે ! 'ફૂલ', 'પરફેક્ટ' થાય ત્યારે 'એ' 'પરમાત્મા' થાય છે !!

આપને સમજાયું ને ? કે જ્યાં કંઈ પણ લાગણી ધરાવે છે ત્યાં આગળ આત્મા છે, ચેતન છે એમ નક્કી થયું. એટલે લાગણીઓ ધરાવતું હોય ત્યાં આપણે જાણવું કે અહીં ચેતન છે અને લાગણી ધરાવે નહિ ત્યાં ચેતન નથી, ત્યાં અનાત્મા છે. આ ઝાડ-પાન પણ લાગણીઓ ધરાવે છે.

**પ્રશ્નકર્તા** : ઝાડ તો એકેન્દ્રિય છે ?

**દાદાશ્રી :** એકેન્દ્રિય એટલે એને સ્પર્શની ઈન્દ્રિયની લાગણીઓ છે, એ સ્પર્શેન્દ્રિયની લાગણીઓ વ્યક્ત કરે છે. આ જીવમાત્ર લાગણીઓવાળા છે. જેને લાગણીઓ ઉત્પન્ન થાય છે ત્યાં આગળ આત્મા છે, એવું નક્કી થયું. જેને લાગણી ઉત્પન્ન થાય એ જ આત્મા છે એવું નહીં, પણ જ્યાં લાગણી ઉત્પન્ન થાય છે ત્યાં આત્મા છે. અને જ્યાં લાગણી ઉત્પન્ન થતી નથી ત્યાં આત્મા નથી.

## ...પણ જેને લાગણી થાય, તે પુદ્ગલ !

હવે આત્મા શું છે ? ત્યાં આગળ એને લાગણી કે કશું નથી. આત્મા તો ખાલી પ્રકાશસ્વરૂપ છે ! પણ જ્યાં લાગણીઓ છે તે ઉપરથી આપણે ખોળી કાઢીએ કે અહીં આત્મા છે.

**પ્રશ્નકર્તા** : એટલે જેના આધારે લાગણી ઉત્પન્ન થાય છે તે ચેતન છે કે લાગણી ઉત્પન્ન થવી એ જગ્યાએ ચેતન છે ?

**દાદાશ્રી :** જેના આધારે લાગણી ઉત્પન્ન થાય છે તે ચેતન છે, એવું એનો આધાર કહીએ તો પાછું નવો વાંક ઊભો થાય એટલે ચેતનની હાજરીથી આ લાગણી ઉત્પન્ન થાય છે. એટલે લાગણી ઉત્પન્ન થાય છે ત્યાં ચેતન છે.

**પ્રશ્નકર્તા** : એ લાગણી ઉત્પન્ન થઈ અને જે અભિવ્યક્ત થયું, તે ચેતન અભિવ્યક્ત નથી થયું ને ?

**દાદાશ્રી :** એ અભિવ્યક્તેય બધું પુદ્ગલ થાય છે, પણ લાગણી ઉત્પન્ન થાય છે ત્યાં ચેતન છે માટે આ લાગણી ઉત્પન્ન થાય છે, પીડા ઉત્પન્ન થાય છે. એટલે ચેતન અને જડનું વિભાજન કરવું હોય તો, આ 'ટેપરેકર્ડ'માં લાગણી ઉત્પન્ન થતી નથી, માટે તેમાં ચેતન નથી.

## નિરંતર 'જાણવું', એ ચૈતન્ય સ્વભાવ !

**પ્રશ્નકર્તા** : એટલે ચેતન અને મેટરમાં ફરક ખરો ?

**દાદાશ્રી :** બહુ જ. ચેતન તો અરૂપી છે; જ્યારે મેટર તો રૂપી છે, અને સડી જાય, પડી જાય એવું છે, વિખરાઈ જાય, બહુ વખત થાય ને એટલે સડ્યા કરે, પાછું આંખે દેખાય એવું રૂપી છે, જીભે ચખાય એવું છે, કાને સંભળાય એવું છે અને ચેતન તો પરમાત્મા છે !

**પ્રશ્નકર્તા** : તો આત્મા ને અનાત્મામાં ફેર શું ?

**દાદાશ્રી :** એના ગુણધર્મથી ફેર છે. દરેક વસ્તુના ગુણધર્મ હોય ને ? આ સોનું, સોનાના ગુણધર્મમાં હોય, તાંબુ, તાંબાના ગુણધર્મમાં હોય. ગુણધર્મથી વસ્તુ ઓળખાય કે ના ઓળખાય ?

**પ્રશ્નકર્તા** : ઓળખાય.

**દાદાશ્રી :** એવી રીતે આત્માના ને અનાત્માના પોતાના ગુણધર્મો હોય છે. તેમાં આત્માના ને અનાત્માના ઘણાખરા ગુણધર્મો મળતા આવે છે, પણ અમુક બાબતમાં અમુક ગુણો મળતા નથી આવતા. જે ચૈતન્ય સ્વભાવ છે એ બીજી કોઈ વસ્તુમાં નથી. ચૈતન્ય એટલે જ્ઞાન ને દર્શન !

એટલે આ જ્ઞાન-દર્શન એ આત્માના ગુણ છે. નિરંતર જાણ્યા જ કરવાનો સ્વભાવ એ આત્માનો છે. એ જાણવાનો સ્વભાવ બીજા જડમાં નથી. આ ધોકડામાં (દેહમાં) એ જાણવાનો સ્વભાવ નથી. જાણવાનો સ્વભાવ આત્માનો સ્વભાવ છે અને એ જ પરમાત્મા છે !

## આત્મા, કેવો અનંત ગુણધામ !!

**પ્રશ્નકર્તા** : આત્મા તો જ્ઞાનવાળો જ છે ને ?

**દાદાશ્રી :** એ પોતે જ જ્ઞાન છે. પોતે જ્ઞાનવાળો નહીં, જ્ઞાન જ પોતે છે ! જ્ઞાનવાળો એને કહીએ તો 'જ્ઞાન' અને 'વાળો' એ બે જુદું થયું કહેવાય. એટલે આત્મા પોતે જ જ્ઞાન છે, એ પ્રકાશ જ છે પોતે ! તે પ્રકાશના આધારે આ બધું જ દેખાય છે. એ પ્રકાશના આધારે આ બધું સમજણેય પડે છે અને જણાય છેય ખરું; જાણવામાંય આવે છે, ને સમજણમાંય પડે છે !

એટલે આત્મા તો પરમાત્મા છે, અનંતગુણનું ધામ ! એના તો બહુ બધા ગુણો છે, એટલા બધા ગુણો છે કે ન પૂછો વાત !! આત્મા એ પોતાના 'સ્વાભાવિક' ગુણોનું ધામ છે, એટલે એ ગુણો કોઈ દહાડો આઘાપાછા ના થાય એવા ગુણનું ધામ છે ! અનંત જ્ઞાન છે, અનંત દર્શન છે; અનંત શક્તિ છે, અનંતસુખનું ધામ છે, અવ્યાબાધ સ્વરૂપ છે, એવા જાતજાતના આત્માના ગુણો છે.

## એ આત્મગુણો ક્યારે પ્રગટે ?

એક સેકન્ડેય તમને એકુય આવ્યો નથી, તમે અત્યારે પ્રાકૃત ગુણ વેદો છો. 'તમારી' 'બીલિફ' પ્રમાણે ગુણો તમને પ્રાપ્ત થશે. 'તમે' 'ચંદુલાલ' રહેશો તો તમને પ્રાકૃતગુણો પ્રાપ્ત થશે ને 'તમે' 'શુદ્ધ' ચૈતન્ય' થશો તો પછી પોતાના 'સ્વભાવિક' ગુણો ઉત્પન્ન થશે ! તમારે જ્યાં બેસવું હોય ત્યાં બેસો.

જ્યાં આત્માના ગુણ નથી ત્યાં આત્મા છે જ નહીં. આ સોનું તેના ગુણમાં હોય ત્યાં સુધી સોનું હોય, બીજાના ગુણમાં પોતે ના હોય. આ સંસારમાં જે દેખાય છે તે બીજાના ગુણ છે બધા, ત્યાં 'પોતે' હોય નહીં. 'પોતે' એમાં જ્ઞાતા-દ્રષ્ટા હોય, પણ ભળેલો ના હોય. 'આત્મા' એમાં ભેળસેળ થયો નથી. આત્મા ભેળસેળિયો નથી, આત્મા નિર્ભેળ છે !

## આત્મા ઓળખાય શી રીતે ?

**પ્રશ્નકર્તા** : આત્મા દેખી શકાય ? કે કલ્પના જ છે ?

**દાદાશ્રી :** આપણને હવા દેખાતી નથી, છતાં તમને ખબર પડે ને કે હવા છે ? કે ના ખબર પડે ? આ અત્તરની સુગંધ આવે છે, પણ એ સુગંધ દેખાય છે ખરી ? છતાં આપણને 'અત્તર છે' એ વાતની ખાતરી થાય છે ને ? એવું 'આત્મા છે' એની આપણને ખાતરી થાય ! જેમ સુગંધ પરથી અત્તર ઓળખાય, એવું આત્મા એના સુખ ઉપરથી ઓળખાય, પછી આ બધું જગત 'જેમ છે તેમ' દેખાય. તેના ઉપરથી ખાતરી થઈ જાય કે આત્માના અનંત ગુણો છે. અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત શક્તિ,

અનંત સુખધામ, એ તો કેટલાં બધા ગુણ છે ! આત્મા પોતે જ પરમાત્મા છે, પણ 'પોતાને' 'એનું' ભાન થવું જોઈએ. એક ફેરો ભાન થયું કે પછી બધા ગુણો પ્રગટ થઈ જાય. અનંતભેદે આત્મા છે, અનંત ગુણધામ છે ! એના એક પણ ગુણ જાણ્યા નથી તમે અત્યારે.

આત્મા ત્રિકાળી વસ્તુ છે અને અનંતસુખનું ધામ છે; જ્યારે આ લોક અહીં કેરીઓમાં સુખ ખોળવા નીકળ્યા છે, બજારુ કેરીઓમાં, 'માર્કેટ' 'મટિરિયલ્સ'માં ! આ આંખે જે દેખાય છે, કાને જે સંભળાય છે, નાકે સુગંધ આવે છે, જીભે ચખાય છે, અહીં સ્પર્શ થાય છે, એ બધું 'માર્કેટ મટિરિયલ્સ' છે.

## 'જ્ઞાની' પરિચયે, અનંત શક્તિ વ્યક્ત થાય !

**પ્રશ્નકર્તા** : આત્મામાં અનંત શક્તિ ખરી ?

**દાદાશ્રી :** હા. પણ એ શક્તિ 'જ્ઞાની પુરુષ' થકી પ્રગટ થવી જોઈએ. જેમ તમે સ્કૂલમાં ગયા ત્યારે શીખવાડ્યું હતું ને ? તમારું જ્ઞાન તો હતું જ તમારી મહીં, પણ એ પ્રગટ કરી આપે છે. એમ 'જ્ઞાની પુરુષ' પાસે પોતાની શક્તિઓ બધી પ્રગટ થાય. અનંત શક્તિ છે, પણ એ શક્તિ બધી એમ ને એમ 'અંડરમાઈન' (દબાયેલી) પડેલી છે. એ શક્તિ અમે ખુલ્લી કરી આપીએ. (દબાયેલી) જબરદસ્ત શક્તિ છે ! તે તમારા એકલામાં નહીં, દરેક જીવમાત્રમાં એવી શક્તિ છે પણ શું કરે ? આ તો લેયર્સ ઉપર લેયર્સ (સ્તરો) નાખેલાં છે બધાં !

**પ્રશ્નકર્તા** : આત્માની શક્તિ અને શારીરિક શક્તિ, એ બેને કંઈ સંબંધ ખરો ?

**દાદાશ્રી :** એ બેની શક્તિ જુદી જ છે.

**પ્રશ્નકર્તા** : એ બંને એકબીજાને અસર કરે ?

**દાદાશ્રી :** કરે જ છે ને ! આ શારીરિક શક્તિને લીધે તો પેલી આત્માની શક્તિ બંધ થઈ જાય છે. શારીરિક શક્તિ વધારે હોય તો પાશવતા વધે.

**પ્રશ્નકર્તા** : અને આત્માની શક્તિ વધારે હોય તો ?

**દાદાશ્રી :** પાશવતા ઘટે ને મનુષ્યપણું ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા** : તો પછી આત્માની શક્તિ મેળવવા માટે માણસે શું પ્રયત્ન કરવો જોઈએ ?

**દાદાશ્રી :** આત્માની શક્તિ મહીં છે જ. આત્માની શક્તિ એ તો પરમાત્માપણાની શક્તિ છે. બાકી એ પરમાત્મામાં એક શેક્યો પાપડ ભાંગવાની શક્તિ નથી અને આમ અનંત શક્તિના એ માલિક છે !

**પ્રશ્નકર્તા** : અમને એ બધો મેળ બેસતો નથી.

**દાદાશ્રી :** એ મેળ બેસવો જ જોઈએ. મેળ બેસતો નથી ને, ત્યાં સુધી સમજવામાં ફેર છે જરા ! મેળ ના બેસેને, એ જ્ઞાન જ નથી, અજ્ઞાન હોય તો જ મેળ બેસે નહીં. બાકી મેળ બેસવો જ જોઈએ, પણ એને માટે થોડો 'ટાઈમ' લઈને આપણે પરિચય કરવો પડે.

**પ્રશ્નકર્તા** : કઈ રીતે ?

**દાદાશ્રી :** અહીં જોડે બેસીને, જરા 'ટાઈમ' કાઢીને, વિશેષ બેસીને 'જ્ઞાની પુરુષ' પાસે પરિચય કરવો પડે !

આત્માની અનંતજ્ઞાન શક્તિ છે, એકાદ-બે જ્ઞાનશક્તિ છે એવું નથી. આ અનંતજ્ઞાન શક્તિ છે તેના આધારે તો જ્યોતિષવાળાનું જ્ઞાન, વકીલાતનું જ્ઞાન, ડૉકટરનું જ્ઞાન, એ બધું જ્ઞાન બહાર પડ્યું છે. દરેકના જુદા જુદા 'સબ્જેક્ટ્સ' હોય એ બધાં જ્ઞાન ખુલ્લાં થાય એટલી બધી જ્ઞાન શક્તિ છે ! એટલે આત્મા અનંતશક્તિનો ધણી છે ! અનંત જ્ઞાન શક્તિ છે ને અનંત વીર્ય શક્તિઓ છે !! બહુ ગજબની શક્તિ ધરાવે છે એવા એ પરમાત્મા છે !!!

## 'પટેલ' પાડોશી ને 'પોતે' 'પરમાત્મા'માં !

**પ્રશ્નકર્તા** : એ આત્માનું સ્વરૂપ કેવું દેખાય ? તેજસ્વી દેખાય છે કે કંઈક આકૃતિ દેખાય છે ?

**દાદાશ્રી :** એ આકૃતિ નથી તેમ નિરાકૃતિ પણ નથી. આકૃતિ એ બધી માણસની કલ્પનાઓ છે, બુદ્ધિજન્ય વિષય છે. આત્મા એ તો આત્મા જ છે, પ્રકાશસ્વરૂપ છે. હા, જે પ્રકાશને સ્થળનીય જરૂર નથી, આધારનીય જરૂર નથી એવું પ્રકાશસ્વરૂપ આત્માનું છે. અને ડુંગરોનીય આરપાર જઈ શકે એવું છે, એવો એ આત્મા છે અને એવા 'આત્મા'માં 'હું' રહું છું !!! એટલે આ 'એ. એમ. પટેલ'ને ગાળો ભાંડે, મારે, તોય 'મને' કશું ના થાય. 'હું જુદો, 'પટેલ' જુદા. 'પટેલ' પાડોશમાં છે અને વ્યવહાર જે કરે છે એ 'પટેલ' કરે છે.

## આત્મા : સાકારી કે નિરાકારી ?

**પ્રશ્નકર્તા** : એવું કહેવાય છે કે ભગવાન તો તેજ તેજના અંબાર છે, નિરંજન-નિરાકાર છે.

**દાદાશ્રી :** અને ભગવાન સાકારી પણ છે.

**પ્રશ્નકર્તા** : તમે આમેય કહો છો ને તેમેય કહો છે.

**દાદાશ્રી :** 'બાય રિલેટિવ વ્યુ પોઈન્ટ' ભગવાન સાકાર છે અને 'બાય રીયલ વ્યુ પોઈન્ટ' નિરાકાર છે.

**પ્રશ્નકર્તા** : એ અલૌકિક ભાષા ક્યાં શીખવા જવાની ?

**દાદાશ્રી :** અહીં જ શીખવાની.

તમારું નામ ચંદુલાલ, ને નાના હતા તે દહાડેય ચંદુલાલ હતું; ને પૈણ્યા પછીય ચંદુલાલ છે ને ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** ને પાછા 'ધણી' કોના થયા ? શાના આધારે ? પહેલાં 'ધણી' હતા ?

**પ્રશ્નકર્તા** : ના, પહેલાં નહોતો.

**દાદાશ્રી :** પણ એના એ જ 'તમે' છો ને ? એ જ મારું કહેવાનું

કે આવું, એ નિમિત્ત ભેગું થાય ને, તો આ સંબંધથી 'તમે' 'ધણી' કહેવાયા. આ સાપેક્ષ વાત છે. એવું પેલા સંબંધથી સાકાર ભગવાન છે અને સંબંધ વગર નિરાકાર ભગવાન છે.

એટલે તારે જો નિરાકાર ભગવાનને ભજવા હોય, નિરાકારનું ઓળખાણ કરવું હોય તો સાકારી ભગવાનની પાસે જા. નિરાકાર ભગવાન આંખે દેખાશે નહીં ને તને બુદ્ધિમાં નહિ સમજાય. તને કોઈ રીતે નિરાકાર સમજણ પડશે નહિ, પણ જેનામાં નિરાકાર પ્રગટ થઈ ગયેલા હોય, એવા સાકારી ભગવાન પાસે જા.

અહીં મનુષ્યરૂપમાં મુખ્ય સાકાર ભગવાન કોને કહેવાય ? 'જ્ઞાની પુરુષ'ને કે જેમનામાં, મનુષ્યરૂપમાં જેને ત્યાં નિરંજન-નિરાકાર પ્રગટ થઈ ગયા હોય ! એ સાકાર ભગવાન કહેવાય !!

**પ્રશ્નકર્તા** : પણ આત્માને કોઈ આકાર સ્વરૂપે કલ્પવો હોય તો કેવો કલ્પવો ?

**દાદાશ્રી** : એનો આકાર કલ્પવાનો હોય જ નહીં, એના કરતાં સાકારી ભગવાનની જોડે બેસવું. સાકારી ભગવાન એ જ આત્માનું સ્વરૂપ ! જે દેહ સાથે આત્મજ્ઞાની છે, એ સાકારી ભગવાન કહેવાય, એ રીતે કલ્પવું, એમનાં આખા મંદિર સાથે દર્શન કરવાં. બાકી, આત્માને આકાર છે નહિ. એનું નિરાકારી સ્વરૂપ 'જ્ઞાની પુરુષ' પાસે જાણવું પડે ! અને પછી એનું સ્વરૂપ આપણને ગેડમાં બેસી જાય, 'ફીટ' થઈ જાય, એ પછી ભૂલાય નહીં !

એટલે આત્માને આકાર ના હોય, એ નિરાકારી વસ્તુ છે. છતાંય પણ સ્વભાવે આત્મા કેવો છે ? જે દેહમાં છે, એ દેહનો જે આકાર છે એના જેવા આકારનો છે. પણ ત્યાં આગળ સિદ્ધગતિમાં છેલ્લા દેહના આકારનો ૧/૩ ભાગ જેટલો આકાર ઘટી જાય છે. એટલે ૨/૩ ભાગના આકારે રહે છે. એટલે જે પાંચમા આરાનો દેહ હોય અને ત્રીજા આરાનો જે દેહ હોય, એનામાં બહુ ગજબનો ફેરફાર છે. એ ઊંચાઈ જુદી અને આ ઊંચાઈ જુદી. પણ જે ચરમદેહે કામ થયું તે દેહ પ્રમાણે જ ત્યાં સિદ્ધગતિમાં આકાર હોય છે પણ આત્મા નિરાકાર છે.

**પ્રશ્નકર્તા** : ત્યાં પડછાયા જેવું હોય ? શું હોય ?

**દાદાશ્રી :** ના, પડછાયા જેવું નથી, એવી કશી વસ્તુ ત્યાં આગળ ના હોય. પડછાયો એ પુદ્ગલ છે.

**પ્રશ્નકર્તા** : જેમ આપણે હવામાં હાથ ફેરવીએ ને કંઈ હાથમાં ના આવે, તેમ મોક્ષમાં ત્યાં જઈએ ને આમ હાથ ફેરવીએ તો આપણને કંઈ ભટકાય ખરું ?

**દાદાશ્રી :** ના. આમ હાથ ફેરવીએ તો કશુંય હાથમાં ના આવે. અરે, આ અગ્નિ લઈને આમ આત્માની મહીં ફેરવીએ તોય આત્મા દઝાય નહીં. આમ મહીં હાથ ફેરવીએ તોય આત્મા હાથને અડે નહીં. એવો આત્મા છે. એ આત્મામાં બરફ ફેરવીએ તોય ઠંડું ના થઈ જાય, એમાં તલવાર ફેરવો તો એ કપાય જ નહીં.

**પ્રશ્નકર્તા** : છતાં આકાર તો હોય ને ?

**દાદાશ્રી :** એ નિરાકારી આકાર છે, નિરંજન-નિરાકારી આકાર છે. એ તમારી કલ્પનામાં છે તેવો આકાર નથી. એનો 'સ્વભાવિક' આકાર છે.

## આત્મા, દેહમાં ક્યાં નથી ?

**પ્રશ્નકર્તા** : આત્મા જે છે એનો એક્સ-રેમાં કે કોઈ સાધનમાં ફોટો પણ પડતો નથી.

**દાદાશ્રી :** હા, આત્મા તો બહુ સૂક્ષ્મ છે એટલે એ હાથમાં આવે નહીં ને ! કેમેરામાં ના આવે ને આંખે દેખાય નહીં; દૂરબીનથી ય દેખાય નહીં, કશાથી દેખાય નહીં એવો આત્મા સૂક્ષ્મ વસ્તુ છે.

**પ્રશ્નકર્તા** : એટલે આશ્ચર્ય થાય કે આત્મા ક્યાં હશે ?

**દાદાશ્રી :** એ આત્માની આરપાર દેવતા ચાલ્યો જાય તોય એને દેવતા અડે નહીં, એટલો બધો આત્મા સૂક્ષ્મ છે.

**પ્રશ્નકર્તા** : પણ આ શરીરમાં આત્માનું સ્થાન કયું છે ?

**દાદાશ્રી :** એવું છે, આત્મા આ શરીરમાં કઈ જગ્યાએ નથી ? આ વાળમાં આત્મા નથી અને આ નખ છે ને, જેટલા નખ કાપીએ છીએ ને, એ ભાગમાં આત્મા નથી. બીજે બધે જ આ શરીરમાં આત્મા છે. એટલે કયા સ્થાનમાં આત્મા છે એવું પૂછવાની જરૂર નથી, કયા સ્થાનમાં આત્મા નથી, એમ પૂછવાનું.

આ વાળમાં, આપણે જે વાળ કાપીએ છીએ ને, એમાં આત્મા નથી. ઊંઘમાં કોઈએ વાળ કાપી લીધા તો આપણને કશી ખબર ના પડે એટલે એમાં આત્મા નથી અને જ્યાં આત્મા છે ને ત્યાં તો આ ટાંકણી ખોસીએ તો તરત ખબર પડી જાય.

**પ્રશ્નકર્તા** : સામાન્ય રીતે આત્મા તો મગજમાં હોય ને ? અને આ જ્ઞાનતંતુઓને લીધે પેલી ટાંકણી ખોસીએ તો ખબર પડે ને ?

**દાદાશ્રી :** ના, આખા શરીરમાં આત્મા છે. મગજમાં તો મગજ હોય, એ તો મશીનરી છે અને એ તો આ બધી અંદરની ખબરો આપનાર સાધન છે. આત્મા તો આખા શરીરમાં જ રહેલો છે. અહીં પગે જરીક કાંટો વાગ્યો કે તરત ખબર પડી જાય ને ?

એટલે આ દેખાય છે ને તે ફોટો જ આત્માનો છે. ફક્ત એની ઉપર પડળ ચઢી ગયાં છે એટલું જ. બાકી, ફોટો એનો એ જ છે. આત્માનો ફોટો પછી એનો એ જ રહે છે.

એટલે આ શરીરમાં જ્યાં જ્યાં ટાંકણી અડાડીએ ને ખબર પડે છે ત્યાં આત્મા છે. રાત્રે હઉ જરા ટાંકણી અડાડે તો ખબર પડી જાયને ? બાકી આ શરીરમાં જ્યાં જ્યાં ટાંકણી અડાડીએ ને દુઃખ થાય, એ જાણે છે તે આત્મા છે. નહિ તો આત્મા ચાલ્યો જાય પછી આપણે ટાંકણી માર માર કરીએ તોય પણ ચંદુભાઈ બોલે નહીં, કશુંય હલે કરે નહિ.

**પ્રશ્નકર્તા** : આત્માને દુઃખ થાય છે એમ આપણે કહી શકીએ ?

**દાદાશ્રી :** આત્માને દુઃખ હોય નહિ. આ બરફ પર દેવતા નાખીએ તો બરફ દઝાય ખરો ?

**પ્રશ્નકર્તા** : વાળ કાપવાથી આપણને દર્દ થતું નથી, એટલે ત્યાં આત્મા નથી ?

**દાદાશ્રી :** નથી.

**પ્રશ્નકર્તા** : અને જ્યાં દર્દ થાય છે, ત્યાં આત્મા છે ?

**દાદાશ્રી :** હા, ત્યાં આત્મા છે.

**પ્રશ્નકર્તા** : તો સુખ-દુઃખની અસર થાય તો આત્મા સંસારી થઈ ગયો ?

**દાદાશ્રી :** ના. આત્મા સંસારી થતો નથી. આત્મા મૂળ સ્વરૂપે જ છે. તમારો માનેલો આત્મા સંસારી થઈ ગયો છે, જેને તમે આત્મા માનો છો એ સંસારી થઈ ગયો છે અને એ 'મિકેનીકલ' છે. એટલે પેટ્રોલ પૂરો તો ચાલે, નહીં તો બંધ થઈ જાય. આ નાક દબાવી રાખે ને તો અરધો કલાક-કલાકમાં 'મશીન' બંધ પડી જાય. એટલે લોકો 'મિકેનીકલ' આત્માને આત્મા માને છે. મૂળ આત્માને જોયો નથી, મૂળ આત્માનો એક અક્ષરેય સાંભળ્યો નથી અને 'મિકેનીકલ' આત્માને જ સ્થિર કરે છે. પણ 'મિકેનીકલ' સ્થિર ના થાય કોઈ દહાડોય.

એટલે આ વાળ કાપીએ અને આ નખ જે વધારાના છે ત્યાં આત્મા નથી. જ્યાં આગળ નખ કપાયો અને લહાય બળી ત્યાં આત્મા છે. બાકી, આત્મા આખા 'બોડી'માં જ છે.

**પ્રશ્નકર્તા** : પણ યોગશાસ્ત્રમાં તો એવું કહે છે કે અહીં બ્રહ્મરંધ્રમાં આત્મા છે.

**દાદાશ્રી :** એ બધું યોગશાસ્ત્ર એમને માટે કામનું છે. તમારે સાચું જાણવું છે ? લૌકિક જાણવું છે કે અલૌકિક જાણવું છે ? બે જાતનું જ્ઞાન, એક લૌકિકમાં ચાલે છે એ અને બીજું વાસ્તવિક જ્ઞાન. તમારે વાસ્તવિક જાણવું છે કે લૌકિક ?

**પ્રશ્નકર્તા** : બંને જાણવું છે.

**દાદાશ્રી :** જો લૌકિક જાણવું હોય તો આત્માનું સ્થાન હૃદયમાં છે અને અલૌકિક જાણવું હોય તો આત્મા આખા શરીરમાં છે. લૌકિક જાણવું હોય તો આ દુનિયા ભગવાને બનાવી છે અને અલૌકિક જાણવું હોય તો ભગવાને દુનિયા બનાવી નથી.

**પ્રશ્નકર્તા** : એવું પણ કહેવાય છે કે હૃદયમાં અંગૂઠા જેવડો આત્મા છે.

**દાદાશ્રી :** ના, એ બધી વાતમાં કશો માલ નથી.

## ક્યાં માન્યતા અને ક્યાં વાસ્તવિકતા !

**પ્રશ્નકર્તા** : પણ ઉપનિષદમાં આ વાક્ય આવે છે, 'અંગુષ્ઠ માત્ર પ્રમાણ'-તારા હૃદયની અંદર આત્માનું પ્રતિબિંબ જોવું હોય તો એવું ધ્યાન કર કે તને 'અંગુષ્ઠ માત્ર પ્રમાણમાં' દેખાય.

**દાદાશ્રી :** આ સાયન્ટિફિક વાત નથી. એટલે સાયન્ટિફિક હોત તો હું આગળ વધત. આ તો એક સ્તરવાળાને સ્થિર કરવાનું સાધન છે. સાવ ખોટું નથી, ખોટું તો કેમ કહેવાય ? જે વસ્તુ કોઈ પણ માણસને સ્થિર કરી શકે, એને ખોટી તો કહેવાય જ નહીં ને ! એટલે આ જે હૃદય છે ને, તેની મહીં સ્થૂળ મન છે, એટલે ત્યાંની ધારણા છે. આ હૃદયમાં જો ધારણ કરો ને, તો પછી આગળ વધાય. અને આગળ વધવા કોણ નથી દેતું ? બુદ્ધિ આગળ વધવા દેતી નથી અને હૃદયની ધારણા આગળ વધવા દે એવી છે, મોક્ષે જવું હોય તો હૃદયની હેલ્પ ચાલશે. એટલે દિલનું કામ જોઈશે. બુદ્ધિથી નહીં ચાલે.

એટલે આ તો બધું અંગૂઠા જેવડો કહીને લોકોને ગભરાવી માર્યા. આત્મા તો દેહપ્રમાણ છે. એ આત્મા આખોય દેહપ્રમાણ છે અને તેની ઉપર આ બધું વળગણ ચોંટેલું છે. તે કેવી રીતે છે ? કે આ ઝાડની ડાળી હોય તેના પર પેલી લાખ ચોંટે છે ને ? એવી રીતે આ કર્મો બધાં ચોંટી ગયાં છે, અનંતા પ્રદેશમાં અનંતા કર્મ ચોંટેલાં છે. તે જે પ્રદેશમાં કર્મ ખૂલ્યું ત્યાંનું જ્ઞાન પ્રગટ થઈ જાય. આ તમામ ડૉક્ટરી પ્રદેશનું ખૂલ્યું તો તમને

ડૉક્ટરી જ્ઞાન થઈ જાય, કોઈને વકીલનું જ્ઞાન થઈ જાય. જેને જે પ્રદેશ ખૂલ્યા ત્યાં આગળ એ જ્ઞાન પ્રગટ થઈ જાય.

હવે આત્મા તો આખો જ છે. એમાં ફક્ત પગ કે એવું તેવું કશું કપાઈ જાય તો આત્મા એટલો 'શોર્ટ' થઈ જાય. બાકી આ હૃદયમાં તો ફક્ત મનનું સ્થાન છે, મનનું સ્થૂળ સ્થાન છે. મન હૃદયમાં પ્રગટ થાય છે. હવે એ સૂક્ષ્મ મનનું સ્થાન અહીં કપાળે અઢી ઈંચ અંદર છે. અને સ્થૂળ મનનું સ્થાન હૃદયમાં છે.

## ભાજન પ્રમાણે સંકોચ-વિકાસ પામે !

**પ્રશ્નકર્તા** : આત્મા કપાઈ જાય ખરો ?

**દાદાશ્રી :** આત્મા કપાય નહિ, છેદાય નહિ, કશુંય ના થાય.

**પ્રશ્નકર્તા** : અહીંથી હાથ કપાઈ જાય તો પછી ?

**દાદાશ્રી :** આત્મા એટલો સંકોચાઈ જાય. આત્માનો સ્વભાવ સંકોચ અને વિકાસ છે, એ પણ આ સંસાર અવસ્થામાં. સિદ્ધ અવસ્થામાં એવું નથી. સંસાર અવસ્થામાં સંકોચ અને વિકાસ બેઉ થઈ શકે. આ કીડી હોય ને તે એમાંય આત્મા આખો છે. અને હાથીમાંય એક જ આખો આત્મા છે. પણ એ વિકાસ થયેલો છે. હાથ-પગ કાપે ને ત્યારે આત્મા સંકોચાઈ જાય અને એ પણ અમુક ભાગ કપાઈ જાય ને તો સંકોચાય પછી ના સંકોચાય.

**પ્રશ્નકર્તા** : જેમ મનુષ્યના આખા શરીરમાં આત્મા છે, એવી રીતે કીડીમાં અને હાથીમાં પણ આખા શરીરમાં આત્મા છે ?

**દાદાશ્રી :** હા, આખા શરીરમાં આત્મા હોય છે. કારણ કે આત્મા સંકોચ-વિકાસનું ભાજન છે. જેટલા પ્રમાણમાં ભાજન હોય એટલા પ્રમાણમાં એ વિકાસ પામે. ભાજન નાનું હોય તો એટલા પ્રમાણમાં સંકોચ પામે.

**પ્રશ્નકર્તા** : દેહ છૂટે તે વખતે એક છેડો અહીંયાં હોય ને બીજો છેડો પંજાબ હોય એવું કહે છે, એ કઈ રીતે એ સમજાવો.

**દાદાશ્રી :** આત્મા સંકોચ-વિકાસનું ભાજન છે, એટલે ગમે એટલો લાંબો થાય. તે જ્યાં ઋણાનુબંધ હોય ને ત્યાં જવું પડે ને ? ત્યારે અહીંથી કંઈ ઓછો પગે ચાલીને જવાનો છે ? એને પગ ને આ સ્થૂળ શરીર છે જ નહિ ને !

**પ્રશ્નકર્તા** : તો બે જગ્યાએ રહી શકે ?

**દાદાશ્રી :** હા. અહીંથી જ્યાં જવાનું હોય ત્યાં સુધી એટલો ખેંચાય. પછી ત્યાં મહીં પેસવાની શરૂઆત થઈ હોય અને અહીંથી બહાર નીકળતો જતો હોય. જેમ સાપ અહીં દરમાંથી નીકળતો હોય તો એક બાજુ બહારે ય હોય ને બીજો ભાગ અંદરેય હોય, એના જેવી વાત છે આ.

**પ્રશ્નકર્તા** : પણ દેહને કાપી નાખે, છેદન કરે તોય આત્મા દેખાતો નથી.

**દાદાશ્રી :** આત્મા દેખાય એવો છે જ નહિ. પણ દેહને કાપી નાખે તો આત્મા નીકળી જાય છે ને ? માણસ મરી જાય છે ત્યારે કોણ નીકળી જાય છે ?

**પ્રશ્નકર્તા** : આત્મા નીકળી જાય છે.

**દાદાશ્રી :** હા, નીકળે છે, છતાં એ દેખાય એવો નથી. પણ છે ખરો. એ પ્રકાશ છે, અજવાળારૂપે છે. આ અજવાળું જ છે બધું એનું. એ ના હોય તો પછી બધું ખલાસ થઈ ગયું. એ નીકળી જાય, એટલે પછી જોયેલું તમે ? નનામી જોયેલી ? એમાં અજવાળું હોય છે પછી ?

**પ્રશ્નકર્તા** : ના.

**દાદાશ્રી :** તો એ આત્મા નીકળી ગયો છે. એટલે આત્મા તો પોતે જ્યોતિસ્વરૂપ છે.

## મૃત્યુ પછી પુનઃપ્રવેશ શક્ય ?

**પ્રશ્નકર્તા** : હૃદય ધબકતું બંધ થઈ જાય ત્યારે આપણે કહીએ છીએ કે મોત આવ્યું.

**દાદાશ્રી :** અને ડૉક્ટરોય કહે છે કે, 'ભઈ ગયા !' હૃદય ધબકે ત્યાં સુધી નાડી ધબકે અને નાડી ના ધબકે એટલે ડૉક્ટરો જાણે કે નાડી ના ચાલે એટલે માણસો ના જીવે, એટલે 'ગયા' એમ આપણને કહી દે.

**પ્રશ્નકર્તા** : ઘણીવાર એવા કિસ્સા વાંચ્યા છે કે અમુક મરેલી વ્યક્તિ ફરીથી જીવંત થઈ હોય. એ પ્રક્રિયામાં શું સમજવું ? દેહમાં ફરી જીવ આવ્યો ? કે આત્માએ ફરીથી શરીરમાં પ્રવેશ કર્યો ?

**દાદાશ્રી :** આપનું કહેવું સાચું છે, એ કોઈ ફેરો અપવાદ બને છે કે નાડી ફરી ચાલુ થઈ જાય છે. ત્યારે ડૉકટરોના મનમાં શું થાય કે આ ફરીથી જીવ આવ્યો. પણ તે અમુક સંજોગોમાં આવું બને છે. ત્યારે એ જીવ અહીં તાળવે ચઢી ગયેલો હોય છે. હૃદય ભલે બંધ થઈ ગયું હોય, પણ જીવ અહીં તાળવે ચઢી ગયેલો હોય. એટલે તાળવેથી પાછો ઊતરે એટલે હૃદય પાછું ચાલુ થઈ જાય, એવું બને છે. એટલે ડૉકટરો પણ વિચારમાં પડી જાય. પણ એ નવો જીવ આવતો નથી. આ દેહમાં ફરી જીવ આવતો નથી અથવા તો શરીરમાં બીજો આત્મા પ્રવેશ કરતો નથી. એનો એ જ આત્મા હજી પૂરેપૂરો બહાર નીકળ્યો નથી. આ હાર્ટથી ઉપર સુધી, આટલા ભાગમાંથી નીકળી ગયો છે ને ઉપર ચઢી ગયો. અહીં આગળ તાળવે બ્રહ્મરંધ્ર છે, દશમ સ્થાન કહે છે, ત્યાં આગળ ચઢી જાય છે. એટલે દેહમાં જો જીવ રહી ગયો હોય તો ફરી થાય એવું. કોઈક વખત બને છે, કંઈ વારે ઘડીએ ના બને, અપવાદ કોઈ બને. કોઈકને સાપ કરડ્યો હોય, અગર તો પાણીમાં એકદમ પડ્યો તે ઘડીએ જીવ એનો અહીં ઉપર, બ્રહ્મરંધ્રમાં ચઢી જાય. તો પછી ઉતારવો મુશ્કેલ થાય. આ કાળમાં ઉતારતાં નથી આવડતું. સહજ રીતે એની મેળે જો ઊતરી જાય તો ઠીક ત્યારે એમ લાગે કે મડદામાં જીવ ફરી આવ્યો. બાકી એવું બને નહીં.

## મૃત્યુ એટલે શું ? મૃત્યુ પછી શું ?

**પ્રશ્નકર્તા** : મૃત્યુ શું છે ?

**દાદાશ્રી :** મૃત્યુ તો એવું છે ને, આ ખમીસ સિવડાવ્યું એટલે ખમીસનો જન્મ થયો ને, ને જન્મ થયો એટલે મૃત્યુ થયા વગર રહે જ

નહીં. કોઈ પણ વસ્તુ જન્મે તેનું મૃત્યુ અવશ્ય હોય. અને આત્મા અજન્મા-અમર છે, તેને મૃત્યુ જ નથી હોતું. એટલે જેટલી વસ્તુ જન્મે તેનું મૃત્યુ અવશ્ય હોય અને મૃત્યુ છે તો જન્મ પામશે. એટલે જન્મની સાથે મૃત્યુ જોઈન્ટ થયેલું છે. જન્મ હોય ત્યાં મૃત્યુ અવશ્ય હોય જ.

**પ્રશ્નકર્તા** : પણ મૃત્યુ એ વસ્તુસ્થિતિમાં શું છે ?

**દાદાશ્રી :** રાત્રે ઊંઘી જાવ છો ખરા, પછી ક્યાં જાવ છો ?' સવારમાં ક્યાંથી આવો છો તમે ?

**પ્રશ્નકર્તા** : એવું ખબર નથી.

**દાદાશ્રી :** એવી રીતે જન્મ-મરણ છે, વચલો કાળ ઊંઘે છે, પછી જન્મ્યા પછી પાછો જાગે છે. મર્યા પછી તે જન્મતાં સુધી વચલો કાળ ઊંઘે છે. 'પોતે' કાયમનો છે, એટલે જન્મ-મરણ પોતાને હોય જ નહીં ને ! આ જન્મ-મરણ એ તો અવસ્થાથી છે. માણસ એકનો એક હોય, પણ એને ત્રણ અવસ્થા હોય છે કે નથી હોતી ? બાળપણની બાળ અવસ્થા, પછી યુવાન અવસ્થા અને વૃદ્ધાવસ્થા નથી હોતી ? એ અવસ્થાઓ છે, પણ 'પોતે' તો એકનો એક જ છે ને ? એય અવસ્થા શરીરની છે. એવું જન્મ-મરણેય શરીરનું છે, આત્માનું જન્મ-મરણ નથી. તમારું 'પોતાનું', 'સેલ્ફ'નું જન્મ-મરણ નથી.

**પ્રશ્નકર્તા** : તો મૃત્યુ શા માટે આવે છે ?

**દાદાશ્રી :** એ તો એવું છે, આ જન્મ થાય છે, ત્યારે આ મન-વચન-કાયા એ ત્રણ 'બેટરી'ઓ છે, એ ગર્ભમાંથી 'ઈફેક્ટ' આપતી છે, તે ઈફેક્ટ પૂરી થાય, એ 'બેટરી'થી હિસાબ પૂરો થઈ જાય, ત્યાં સુધી એ 'બેટરી' રહે. અને પછી એ ખલાસ થઈ જાય એને મૃત્યુ કહે છે. પણ ત્યારે પાછી આવતા ભવને માટે મહીં નવી 'બેટરી'ઓ 'ચાર્જ' થયા જ કરે છે અને જૂની 'બેટરી'ઓ 'ડિસ્ચાર્જ' થાય છે. આમ 'ચાર્જ'-'ડિસ્ચાર્જ' થયા જ કરે છે. કારણ કે 'એને' 'રોંગ બીલિફ' છે. એટલે 'કોઝિઝ' ઉત્પન્ન થાય છે. જ્યાં સુધી 'રોંગ બીલિફ' છે ત્યાં સુધી રાગ-દ્વેષ છે ને 'કોઝિઝ' ઉત્પન્ન થાય

છે. અને એ 'રોંગ બીલિફ' બદલાય ને 'રાઈટ બીલિફ' બેસે એટલે રાગ-દ્વેષ ને 'કોઝિઝ' ઉત્પન્ન થાય નહીં.

**પ્રશ્નકર્તા** : શરીર નાશ પામે છે ત્યારે આત્મા ક્યાં જાય છે ?

**દાદાશ્રી :** એવું છે ને, આત્મા 'ઈટર્નલ' છે, 'પરમેનન્ટ' છે, કાયમનો છે. એને ક્યાંય જવાનું-આવવાનું હોતું જ નથી. અને આ શરીર નાશ થાય છે ત્યારે આત્માને ક્યાં જવાનું એ એના પોતાના અધિકારમાં નથી. એ ય 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ'ના તાબામાં છે. એટલે જ્યાં 'એવિડન્સ' લઈ જાય ત્યાં એને જવાનું. 'પરમેનન્ટ' વસ્તુ આની મહીં આત્મા એકલી જ છે, બીજું બધું 'ટેમ્પરરી' છે. મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધું જ 'ટેમ્પરરી' છે. અને આત્મા તો એવો છે કે, એ આ શરીરથી બિલકુલ જુદો છે. જેમ આ કપડું ને મારો દેહ જુદાં છે ને ? એટલું બધું દેહ ને આત્મા જુદા છે, તદ્દન જુદા છે.

## કુદરતનાં કેટલાંય 'એડજસ્ટમેન્ટ્સ' !

**પ્રશ્નકર્તા** : મૃત્યુ વખતે એક દેહ છોડતો હોય અને એ બીજા દેહમાં જતા પહેલાં ક્યાં, કેટલો વખત અને કેવી રીતે રહે છે ? બીજા દેહમાં જતાં દરેક જીવને કેટલો વખત લાગે છે ?

**દાદાશ્રી :** એનો સમય જ નથી લાગતો બિલકુલેય. અહીં દેહમાં પણ હોય છે અને ત્યાં યોનિમાં શરૂ હોય છે. મરનારો અહીં વડોદરામાં અને યોનિ ત્યાં દિલ્હીમાં હોય, તો એ યોનિમાં પણ હોય છે અને અહીં આ દેહમાં પણ હોય છે. એટલે આમાં ટાઈમ જ નથી. દેહ વગર સહેજ વાર જુદો રહી શકે નહીં.

**પ્રશ્નકર્તા** : એટલે આ દેહ છોડવાનો અને બીજો દેહ ગ્રહણ કરવાનો, એ બે વચ્ચે આમ કેટલો સમય લાગે ?

**દાદાશ્રી :** કશો જ સમય નહીં. અહીંયાં પણ હોય, આ દેહમાંથી હજુ નીકળતો હોય અહીંથી અને ત્યાં યોનિમાં પણ હાજર હોય. કારણ કે આ ટાઈમિંગ છે, વીર્ય અને રજનો સંયોગ હોય તે ઘડીએ. અહીંથી દેહ

છૂટવાનો હોય, ત્યાં પેલો સંયોગ હોય, એ બધું ભેગું થાય ત્યારે અહીંથી જાય. નહિ તો એ અહીંથી જાય જ નહિ, કારણ કે અહીંથી જાય તો એ ત્યાં ખાય શું ? ત્યાં યોનિમાં ગયો પણ ખોરાક ખાય શું ? પુરુષનું વીર્ય અને માતાનું રજ એ બેઉ જ હોય, એ આખુંય જતાંની સાથે જ ભૂખનો માર્યો ખાઈ જાય છે. અને ખાઈને પછી પીંડ બંધાય છે. બોલો હવે, આ બધું સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે ને ?

એટલે અહીંથી નીકળતાંય વાર ના લાગે. હવે ત્યાં આગળ એવો ટાઈમ ના બેઠો હોય ને, ત્યાં સુધી અહીં આગળ આ દેહમાં ઉંઉંઉં કર્યા કરે. 'કેમ નીકળતા નથી ? જલદી જાવ ને' કહીએ. ત્યારે કહેશે, 'ના હજુ તૈયારી નથી ત્યાં થયેલી !' એટલે છેલ્લી ઘડીએ ઉંઉંઉં કરે છે ને ? ત્યાં આગળ 'એડજસ્ટસ' થાય ત્યાર પછી અહીંથી નીકળે. પણ નીકળે ત્યારે ત્યાં આગળ પદ્ધતિસર જ હોય.

## જિંદગીના સરવૈયા પ્રમાણે ગતિ !

**પ્રશ્નકર્તા** : મરતાં પહેલાં જેવી વાસના હોય, એ રૂપે જન્મ થાય છે ને ?

**દાદાશ્રી :** હા, એ વાસના, આપણા લોક જે કહે છે ને કે મરતાં પહેલાં આવી વાસના હતી, પણ એ વાસના કંઈ લાવી લવાતી નથી. એ તો સરવૈયું છે આખી જિંદગીનું. આખી જિંદગી જે તમે કર્યું ને, એનું મરતી ઘડીએ છેલ્લો કલાક હોય છે ત્યારે સરવૈયું આવે છે. અને સરવૈયા પ્રમાણે એની ગતિ થઈ જાય છે.

**પ્રશ્નકર્તા** : મૃત્યુ પછી બધાં કંઈ મનુષ્યરૂપે જન્મતા નથી. કોઈ કૂતરાં, ગાય પણ થાય છે.

**દાદાશ્રી :** હા, એની પાછળ 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' છે, વૈજ્ઞાનિક કારણો બધાં ભેગાં થાય છે. આમાં આનો કોઈ કર્તા નથી કે 'ભગવાને' આ કર્યું નથી અને 'તમે'ય એ કર્યું નથી. 'તમે' ફક્ત માનો છો કે 'મેં આ કર્યું' એટલે આવતો ભવ ઉત્પન્ન થાય છે. જ્યારથી 'તમારી'

આ માન્યતા તૂટી જશે. 'હું કરું છું'ની 'રોંગ બીલિફ' એ ભાન 'તમારું' તૂટી જશે અને 'સેલ્ફ'નું 'રીયલાઈઝ' થશે પછી 'તમે' કર્તા છો જ નહીં.

**પ્રશ્નકર્તા** : પણ એ 'રીયલાઈઝ' કરવા માટે આ બધું છોડીને હિમાલય પર જતા રહીએ ?

**દાદાશ્રી :** ના, હિમાલય પર નહીં જવાનું. અમે તમને એક કલાકમાં 'સેલ્ફ રીયલાઈઝ' કરી આપીશું. આ બાવા થઈને હિમાલયમાં જવાનું નથી. અહીં તો હેય, ખાઈ-પીને મોજ કરવાનું ને 'સેલ્ફ'નું 'રીયલાઈઝ' રહે !

**પ્રશ્નકર્તા** : પણ એવું કહે છે ને, કે આત્મા દરેક વખતે મનુષ્ય દેહ જ ધારણ કરે છે

**દાદાશ્રી :** ના, ના, ના. એ તો બધા લોકોએ કહેલું ખરું કે મનુષ્યમાંથી મનુષ્ય જ થાય , એવું લોકોએ આશ્વાસન આપ્યું કે જેમ ઘઉંમાંથી ઘઉં થાય છે તેમ મનુષ્યમાંથી મનુષ્ય થાય છે. એટલે લોકો જાણે કે 'ઠીક છે, મનુષ્ય થવાના છીએ ત્યારે તો વાંધો જ નથી ને ! એટલે જેટલી લાંચ લેવી હોય એટલી લઈ લો, જેટલી ચોરી કરવી હોય એટલી ચોરી કરી લો ? પણ એ એવું નથી.

અહીં તો કાયદો એ છે કે જેણે અણહક્કનું લીધું, તેને બે પગના ચાર પગ થશે. પણ તેય કાયમનું નથી. વધારેમાં વધારે બસ્સો વર્ષ અને બહુ ત્યારે સાત-આઠ અવતાર જાનવરમાં જાય અને ઓછામાં ઓછો તો પાંચ જ મિનિટમાં જાનવરમાં જઈને પાછો મનુષ્યમાં આવી જાય. કેટલાક જીવ એવા છે કે એક મિનિટમાં સત્તર અવતાર બદલાય, એટલે એવાં ય જીવ છે. માટે જાનવરમાં ગયાં એ બધાંયને સો-બસ્સો વર્ષનું આયુષ્ય નહીં મળવાનું.

**પ્રશ્નકર્તા** : મનુષ્યગતિના જીવો આ કારણ શરીર, કષાયો સાથે લઈને જાય. પણ નીચલી ગતિના જીવો શું લઈને આવે ?

**દાદાશ્રી :** એવું છે ને, એ તો 'લોડ' ઉતારવા ગયા છે. જે 'લોડ' ભેગો કર્યો હતો ને, જે દેવું કર્યું હોય તે દેવું ઉતારવા જવું પડે. અને લેણું

કર્યું હોય તો લેણું ઉતારવા જવું પડે. 'ક્રેડિટ' કર્યું હોય તો દેવગતિમાં જવું પડે, અગર તો અહીં મનુષ્યમાં રાજા થવું પડે. અને દેવું કર્યું હોય તો બળદ થઈને આપણે વાળવું પડે. ભેંસ થઈને વાળવું પડે, કૂતરું થઈને વાળવું પડે. હવે કેટલાકને એ દેવું એક અવતારમાં પૂરું નાય થાય, તે કૂતરાનો અવતાર પૂરો થાય તોય પાછું દેવું બાકી હોય તો પાછો ગધેડાનો અવતાર આવે. પછી દેવું બાકી હોય તો પાછો શિયાળનો અવતાર આવે. પણ એ આઠ જ અવતાર આવે. નવમો અવતાર ના આવે એવો. આઠ અવતારમાં એનું દેવું પૂરું થઈ જાય, અને પછી પાછો મનુષ્યમાં આવે.

માણસ અહીંથી મરી જાય, ત્યારે એની પાછળ લઈ જનારા માણસો, એવા ચાર-પાંચ નિષ્પક્ષપાતી માણસ હોય. તેની વાત સાંભળો. પક્ષપાતી એટલે, એના ઘરનાં માણસોય પક્ષપાતી કહેવાય અને વિરોધી માણસોય પક્ષપાતી કહેવાય. પેલા વિરોધી માણસો વિરોધી બોલે અને ઘરના માણસો સારું બોલ બોલ કરે. અને નિષ્પક્ષપાતી માણસ હોય તે બોલે કે 'ભઈ, આ તો દેવ જેવો માણસ હતો.' તે એ જ એની ગતિ કહી આપે છે. અને કેટલાકને માટે લોકો કહેશે, 'અરે, એ રાક્ષસ જેવો હતો.' જેવા અભિપ્રાય અહીં આગળ લોક બાંધે છે, એ જ એની ગતિની નિશાની.

## મોક્ષની જરૂર તો કોને, કે ....

**પ્રશ્નકર્તા** : એક માણસ મરી ગયો પછી એને બીજો દેહ તરત જ મળે છે તો પછી લોકો મોક્ષને માટે શા માટે પ્રયત્ન કરે છે ?

**દાદાશ્રી :** જેને આ સંસારની ચિંતા થતી હોય અને એ ચિંતા ના ગમતી હોય, સહન ના થતી હોય તેને માટે મોક્ષની જરૂર છે. જેને આ ચિંતા ગમતી હોય તેને તો મોક્ષની કંઈ જરૂર જ નથી ને ! એટલે દરેકને મોક્ષની જરૂર જ નથી. આ ફોરેનવાળાને ચિંતા સહન થાય છે, એમને મોક્ષની જરૂર જ નથી. આપણે અહીંના અમુક માણસોને ચિંતા સહન થાય છે, તો એમને ય મોક્ષની જરૂર નથી. બાકી જેને ચિંતા સહન થતી ના હોય, જેને અહીં સંસારમાંથી ભાગી છૂટવા જેવું લાગતું હોય, તેમને મોક્ષની જરૂર છે.

## આવા રહ્યા નિયમ કુદરતના !!

**પ્રશ્નકર્તા** : મૃત્યુ પછી દરેક જીવને જન્મ હોય ?

**દાદાશ્રી :** કોઈ પણ જીવને મૃત્યુ પછી જન્મ જ હોય. મૃત્યુ પછી કોઈક જ, જે 'જ્ઞાની પુરુષ' હોય અને જેને પ્રવૃત્તિમાંય નિવૃત્તિ હોય તેને મુક્તિ છે.

**પ્રશ્નકર્તા** : મુક્તિ પછી જન્મ ખરો ને ?

**દાદાશ્રી :** ના. મુક્તિ પછી જન્મ નહીં.

**પ્રશ્નકર્તા** : ને મૃત્યુ પછી ?

**દાદાશ્રી :** મૃત્યુ પછી દરેક જીવમાત્રને જન્મ અવશ્ય હોય.

**પ્રશ્નકર્તા** : મૃત્યુ પછી એનો એ જ જીવ જન્મે કે બીજો જીવ જન્મે ?

**દાદાશ્રી :** એનો એ જ જીવ જન્મવાનો.

**પ્રશ્નકર્તા** : તો પછી વસ્તી કેમ વધે છે ?

**દાદાશ્રી :** એ તો વધી જાય, પછી પાછી ઘટી જાય. વધ-ઘટ થવી એનો નિયમ જ છે. આ દુનિયા તો કેવી છે કે વર્ધમાન-હ્રીયમાન, વર્ધમાન-હ્રીયમાન થયા જ કરે છે ! હવે વસ્તી પાછી ઘટી જશે.

**પ્રશ્નકર્તા** : એ જીવો પાછા જીવશે ને ?

**દાદાશ્રી :** એ જીવો જીવીને કંઈ મરી જવાના છે ? એ બધા જાનવરમાં ગયા, હતા ત્યાંના ત્યાં ગયા પાછા ! જ્યાંથી આવ્યા હતા ત્યાં પાછા ગયા.

મૃત્યુ પછી આત્મા, કોઈ દેવગતિમાં જનારો હોય તો દેવગતિમાં ચાલ્યો જાય છે, કોઈ નર્કગતિમાં જનારો હોય તો નર્કગતિમાં જાય છે. કોઈ જાનવરગતિમાં જાય છે અને કોઈ મનુષ્યગતિમાં જનારો હોય તો મનુષ્યગતિમાં જાય છે. અને બીજા કેટલાક જીવોને દેહ મળવાનો નહિ

હોવાથી કોઈને બે વર્ષ, કોઈને ત્રણ વર્ષ એવો દંડ મળવાનો હોય એવા એના કર્મના ઉદય હોય તો એ પ્રેતયોનિમાં હોય.

એટલે મૃત્યુ તો, આ કપડું બદલાય છે એવું જ છે. જે જે 'ફિઝિકલ' છે ને એ તો બધું ઊડી જાય છે અગર તો બધું અહીં જ પડી રહે છે, ને આત્માને બીજી યોનિ મળે છે.

**પ્રશ્નકર્તા** : એ કઈ રીતે પુરવાર કરી શકાય કે આ આત્મા મર્યા પછી બીજે ગયો ? પુરાવો ખરો ?

**દાદાશ્રી :** પુનર્જન્મનો ?

**પ્રશ્નકર્તા** : હા. અને એ માણસ માની શકે એવી રીતે ?

**દાદાશ્રી :** હા, પુનર્જન્મ માની શકે એવો પુરાવો અમે તને આપીશું. જરા લાંબો પુરાવો છે ને ! આત્મા ફરી જન્મ લે છે, એનો પુરાવો તો લોક માંગે ખરાં જ ને !

## પુનર્જન્મનો 'પ્રોસેસ' ! ક્યાં સુધી ?

**પ્રશ્નકર્તા** : પુનર્જન્મ કોણ લે છે ? જીવ લે છે કે આત્મા લે છે ?

**દાદાશ્રી :** ના, કોઈને લેવો પડતો જ નથી, થઈ જાય છે. આ આખું જગત 'ઈટ હેપન્સ' જ છે.

**પ્રશ્નકર્તા** : હા, પણ એ કોનાથી થઈ જાય છે ? જીવથી થઈ જાય છે કે આત્માથી ?

**દાદાશ્રી :** ના, આત્માને કશી લેવાદેવા જ નથી, બધું જીવથી જ છે. જેને ભૌતિક સુખો જોઈએ છે તેને યોનિમાં પ્રવેશ કરવાનો 'રાઈટ' છે. ભૌતિક સુખો ના જોઈતાં હોય તેને યોનિમાં પ્રવેશ કરવાનો 'રાઈટ' જતો રહે છે.

એવું છે ને, તમે ખાંડના કારખાનામાં જોશો ને, તો ત્યાં એક બાજુ શેરડી વેચાતી લે છે અને એક બાજુ ખાંડની ગુણો સ્ટોકમાં મૂકી આવે છે.

વચ્ચે શું શું પ્રક્રિયા થઈ રહી છે એ તમે જાણો છો ? આ બાજુ શેરડી લે છે, તે પહેલી શેરડી કપાય છે, પછી પિસાય છે, એટલે ‘બીજા અવતાર’માં પિસાયેલું હોય. પાછો ત્યાંથી ‘ત્રીજા અવતાર’માં જાય, ‘ચોથા અવતાર’માં જાય, એમ કરતાં કરતાં ખાંડ થાય. એક જ ‘સ્ટેજ’માં, એક જ ‘અવતાર’માં ખાંડ થઈ શકતી નથી. એવું આ દરેક વસ્તુનું, એનું ‘ડેવલપમેન્ટ’ થતું થતું એ પછી છેલ્લી સ્ટેજે પહોંચે છે. આત્મા તો ‘ફૂલ ડેવલપ’ જ છે. પણ આ બહારનો જે ભાગ છે, ‘કપડાં’નો ભાગ છે, એ ‘ડેવલપ’ થવો જોઈએ. આ ફોરેનવાળા ઓછા ‘ડેવલપ’ છે તો એમને પુનર્જન્મ હજી સમજાતો નથી. અને આપણે અહીં ‘ડેવલપ’ પ્રજા છે, એટલે એમને પુનર્જન્મ સમજાય કે ના સમજાય, પણ માન્યતા તો છે જ. નાનું છોકરુંય કહે કે આવતા જન્મમાં આમ થશે. એટલે સમજાયું કે ના સમજાયું ‘ઈટ ઈઝ ડિફરન્ટ મેટર’, પણ પુનર્જન્મને માને છે જ.

## ... એની એ જ ઘટમાળ

**પ્રશ્નકર્તા** : મનુષ્યના દરેક જન્મને પૂર્વજન્મ સાથે સંબંધ ખરો ?

**દાદાશ્રી :** એ તો દરેક જન્મ પૂર્વજન્મ જ હોય છે. એટલે દરેક જન્મનો સંબંધ પૂર્વજન્મથી જ થાય છે.

**પ્રશ્નકર્તા** : પણ પૂર્વજન્મ અને આ જન્મ સાથે શું લેવાદેવા છે ?

**દાદાશ્રી :** અરે, આવતા અવતાર માટે આ પૂર્વજન્મ થયો. ગયો અવતાર એ પૂર્વજન્મ, તો આ જન્મ છે. અને આ જન્મ છે, એ બીજા આવતા અવતારનો પૂર્વજન્મ કહેવાય.

**પ્રશ્નકર્તા** : હા, એ વાત સાચી છે. પણ પૂર્વજન્મની અંદર એવું કંઈક થતું હોય, જેને આ જન્મ સાથે કંઈ સંબંધ ખરો ?

**દાદાશ્રી :** બહુ જ સંબંધ નર્યો ! પૂર્વજન્મમાં બીજ પડે છે, ને બીજા જન્મમાં ડૂંડું આવે છે. એટલે એમાં બીજમાં ને ડૂંડામાં ફેર નહીં ? સંબંધ ખરો કે નહીં ?! આપણે બાજરીનો દાણો નાખીએ એ પૂર્વજન્મ અને ડુંડું આવે એ આ જન્મ, પાછું આ ડૂંડામાંથી બીજરૂપે દાણો પડ્યો તે પૂર્વજન્મ

અને એમાંથી ડૂંડું આવે એ નવો જન્મ. સમજાયું કે ના સમજાયું ?

**પ્રશ્નકર્તા** : એક માણસ રસ્તા ઉપર આમ ચાલ્યો જાય છે અને બીજા ઘણાય રસ્તા ઉપર જાય છે, પણ કોઈ સાપ અમુક માણસને જ નડે છે. એનું કારણ પુનર્જન્મ જ ?

**દાદાશ્રી :** હા, અમે એ જ કહેવા માગીએ છીએ ને કે પુનર્જન્મ છે, તેથી એ સાપ તમને કરડે છે. પુનર્જન્મ ના હોય તો તમને સાપ ના કરડત. પુનર્જન્મ છે, એ તમારો હિસાબ તમને ચૂકવે છે. આ બધા હિસાબો ચૂકવાય છે. જેમ ચોપડાના હિસાબો ચૂકવાય છે ને, એવી રીતે બધા હિસાબો ચૂકવાય છે. અને 'ડેવલપમેન્ટ'ને લીધે તે આ હિસાબ બધા આપણે સમજાય છેય ખરા. તેથી કેટલાંક લોકોની આપણે ત્યાં 'પુનર્જન્મ છે' એવી માન્યતા ય થઈ ગયેલી છે ને ! પણ તે પુનર્જન્મ છે જ એવું ના બોલી શકે. 'છે જ' એવો કોઈ પુરાવો આપી શકે નહીં. પણ એની પોતાની શ્રદ્ધામાં બેસી ગયેલું છે, આવા બધા દાખલાઓ જોઈને કે પુનર્જન્મ છે ખરો.

આ બેન કહેશે, આમને સાસુ કેમ સારાં મળ્યાં અને મને આવાં સાસુ કેમ મળ્યાં ? એટલે સંજોગો બધા જાતજાતના મળવાના.

## 'યોજના' ઘડાઈ, એ જ મૂળ કર્મ !

**પ્રશ્નકર્તા** : કર્મોનું સારું કે ખરાબ ફળ આ જન્મમાં મળે કે પછીના આવતા જન્મમાં મળે ?

**દાદાશ્રી :** કર્મો જે કરવામાં આવે છે, તે યોજનારૂપે હોય છે. જેમ આ ગવર્મેન્ટ અહીં યોજના કરે છે, નર્મદા નદીના બંધની યોજના ત્યાં કરતા હોય. હવે તે વખતે અહીં પાણી એ યોજનાથી અટકે ખરું ? એ તો જ્યારે અહીં રૂપકમાં આવે, જ્યારે ચણાઈને તૈયાર થાય ત્યારે પાણી અટકે. બાકી યોજનામાં, નકશા પર પૂરેપૂરું જ હોય, બંધ બધું હોય, પણ નકશા ઉપર. એવું આ દરેક કર્મ બધાં યોજનારૂપે થાય છે, એને 'કૉઝિઝ' કહેવામાં આવે છે. અને પછી એ જ 'કૉઝિઝ' જ્યારે રૂપકમાં આવે ત્યારે 'ઈફેક્ટ' કહેવાય

છે. પણ તે બીજા અવતારમાં રૂપકમાં આવે છે, એટલે ગયા અવતારનાં કર્મો આ અવતારે ભોગવો છો, અને આ અવતારનાં કર્મો પાછાં આવતા અવતારે ભોગવશો. પણ તે યોજનારૂપે કરેલાં કર્મો આવતા અવતારે ભોગવાય છે.

અત્યારે તમારી ઈચ્છા ન હોય, તોય કર્મ થઈ જાય છે, એવું બને છે કે નથી બનતું ?

**પ્રશ્નકર્તા** : થઈ જાય.

**દાદાશ્રી :** એનું શું કારણ છે ? કે યોજનારૂપે થઈ ગયેલું છે. આ, તે આજે રૂપકમાં આવેલું છે, એટલે જો આજે જ કરતા હોય તો ફેરફાર થઈ શકે છે. પણ આ તો ફેરફાર થતું નથી એવું બને છે ને ? એવું જોવામાં આવે છે ને ?

## આયોજન પૂર્વભવે, રૂપક આ ભવે !

**પ્રશ્નકર્તા** : તો પછી કિસ્મત જેવી કોઈ વસ્તુ છે ખરી ?

**દાદાશ્રી :** કિસ્મત એ જ છે તે પ્રારબ્ધ, પૂર્વભવનો લાવેલો માલ તે અત્યારે વપરાય.

**પ્રશ્નકર્તા** : તો પછી ગયા જન્મમાં કોઈ પાપ કરેલાં એનું ફળ આ ભવમાં મળે કે ગયા જન્મમાં જ મળી ગયું હશે ?

**દાદાશ્રી :** ના. ગયા જન્મનાં પાપોનું ફળ આ ભવમાં જ મળે. એવું છે, ગયા જન્મમાં જે પાપ થયેલાં ને, તે આયોજન તરીકે થયેલાં. જેમ આપણે ત્યાં નર્મદા નદીનો બંધ બાંધવાનો હોય ને તો પહેલાં શું થાય ? નકશા તૈયાર કરે છે ને ? તે એવું પહેલાં આયોજનરૂપે થયેલાં, તે પછી અત્યારે રૂપકરૂપે આવે. આ નર્મદાના બંધનું આયોજન ત્યાં થાય, પછી નકશા થાય, તે ઘડીએ એ નકશામાં બંધ ફાટી ગયો, તો પાણી ઢળી જાય બધું ? ના ઢળે. એટલે નકશામાં ફેરફાર થઈ શકશે, પછી ફેરફાર નહીં થાય. એટલે ગયા અવતારે જે આયોજન કર્યું હતું, એમાં ફેરફાર થઈ શકત, પણ અત્યારે એમાં ફેરફાર શી રીતે થાય ? એટલે અત્યારે આપણે ફેરફાર કરીએ

તો આવતા ભવમાં ફેરફાર થાય. નહીં તો પછી આવતા ભવમાં સિક્કો વાગી ગયો, એને વિધાતાના લેખ કહે છે, પછી એ ફરે નહીં.

**પ્રશ્નકર્તા** : ગયા ભવમાં જ આયોજન થયું હોય તો આ ભવનું આયોજન હું ક્યારે કરીશ ?

**દાદાશ્રી :** દરેક જન્મમાં આયોજન મહીં થયા જ કરે છે, આયોજન વગર આગળ ચાલે જ નહીં.

**પ્રશ્નકર્તા** : આ ભવની જે જે વસ્તુ પૂર્વભવના આયોજન પ્રમાણે બનતી હોય, તો આવતા ભવ માટે હું આયોજન કરીશ કેવી રીતે ?

**દાદાશ્રી :** આયોજન શી રીતે થાય છે એ જો હું તમને કહી દઉં. અને આ ભવમાં આયોજન જ ના થાય એટલે પછી મોક્ષ થઈ જાય પછી.

હવે આયોજન એટલે 'ચાર્જ' થાય. અને આ 'જૂનું' ડિસ્ચાર્જ' થતી વખતે પાછું મહીં 'ચાર્જ' થાય. હવે 'ચાર્જ શી રીતે થાય ? આયોજન શી રીતે થાય ? ત્યારે કહે, 'હમણે કોઈ કહેશે કે, મેં વીસ હજાર રૂપિયા ફલાણી જગ્યાએ દાન આપ્યા છે.' હવે એને પૂછીએ કે, 'શેઠ, તમે વીસ હજાર કોઈ દહાડો કોઈને આપો નહીં, ને અહીં શી રીતે આપ્યા તમે ?' ત્યારે કહે, 'ભઈ, ફલાણાભાઈના દબાણને લઈને આપ્યા.' હવે વીસ હજાર આપે છે, પણ આયોજન અવળું પડ્યું. અને ઊંચા ભાવથી આપ્યા હોત તો આયોજન, ફરી એવું ને એવું જ બીજ પડત અને ઊંચું ફળ મળત.

હવે કોઈ માણસ હિંસા કરે ને પછી મનમાં થાય કે આ ખોટું થઈ રહ્યું છે, પસ્તાવો કરે એટલે એવું આયોજન થાય છે. પછી તું જૂઠું બોલે અને મનમાં ભાવ થાય કે આ ખોટું થાય છે, તો એ આયોજન થાય.

હવે જન્મ-મરણનું કારણ એક જ છે કે 'પોતે કોણ છે ?' એનું ભાન નહીં તે, એ એકલું જ કારણ છે. જૈનોએ કહ્યું કે રાગ-દ્વેષ ને અજ્ઞાનથી બંધાયો છે અને વેદાંતેય કહ્યું કે મળ, વિક્ષેપ ને અજ્ઞાનથી બંધાયો છે. બેઉ અજ્ઞાનને સ્વીકાર કરે છે. તો અજ્ઞાનથી બંધાયો છે, ને જ્ઞાનથી છૂટે. પોતે પોતાનું જ જ્ઞાન થાય, ભાન થાય કે છૂટે.

## ...ને ઠરાવો રહી ગયા !

અહીં આગળ જેટલા આરોપિત ભાવ કર્યા, એ ભાવ સંસારીભાવ છે. અને એ સંસારીભાવને લઈને બીજા 'પાર્લામેન્ટરી' બધા 'મેમ્બરો' ભેગા થાય છે. અને બધા 'મેમ્બરો' ભેગા થઈને પછી 'ડિસિઝન' લાવીને આ કાર્ય-'બોડી' થાય છે. પછી 'ઈફેક્ટ' એન્ડ કોઝિઝ', 'કોઝિઝ એન્ડ ઈફેક્ટ', 'ઈફેક્ટ એન્ડ કોઝિઝ', 'કોઝિઝ એન્ડ ઈફેક્ટ' એમ ચાલ્યા કરે છે !

આ ચંદુલાલ નામ છે ને, એ નામ તો 'ઈફેક્ટિવ' છે કે નહીં ? કોઈક કહેશે કે, 'ફલાણા, સિનેમાવાળા ચંદુલાલ ખરાબ છે !' એટલું જ કહ્યું કે તમને 'ઈફેક્ટ' થઈ જાય. આ દેહ 'ઈફેક્ટિવ' છે કે નથી ? આ વાણી પણ ઈફેક્ટિવ છે. તમારી વાણી કોઈકને 'ઈફેક્ટ' કરી બેસે છે. આ વાણી પણ 'ઈફેક્ટિવ' છે. તમારી વાણી કોઈકને 'ઈફેક્ટ' કરી બેસે છે ને ? અને મન પણ 'ઈફેક્ટિવ' છે. મન ચંચળ થાય તો ઊંઘવા ના દે. રાત્રે સાડા દસ વાગે પથારી કરે છે, 'ચંદુલાલ સૂઈ જાવ.' એમ બધા કહે, તે ચંદુલાલ સૂઈ ગયા. અને પછી મહીં યાદ આવ્યું કે ફલાણાને મેં પચ્ચીસ હજાર રૂપિયા આપ્યા છે, તે હજુ એની પાસે લખાવી લીધું નથી. એ યાદ આવતાંની સાથે જ મન ચંચળ થયું કે પછી ઊંઘ ના આવવા દે. એટલે મન પણ 'ઈફેક્ટિવ' છે ને ?

એટલે આ મન-વચન-કાયા બધાં 'ઈફેક્ટિવ' છે. એનાથી 'કોઝિઝ' ઉત્પન્ન થાય છે. એમાં રાગ-દ્વેષ થવાથી 'કોઝિઝ' ઉત્પન્ન થાય છે, એ 'કોઝિઝ બોડી', એ ફરી આવતે ભવ પાછું 'ઈફેક્ટિવ બોડી' થાય છે. એ 'કોઝિઝ બોડી' છે ને, એ કારણ શરીર કહેવાય છે, એનું આ કાર્ય શરીર થઈ જાય છે.

એટલે કારણ શરીર થયા પછી 'પાર્લામેન્ટરી' પદ્ધતિથી બધું ભેગું થઈ જાય છે. અને 'પાર્લામેન્ટરી' પદ્ધતિ થયા પછી 'પાર્લામેન્ટ'ના ઠરાવ એકલા જ રહે છે, પણ પાર્લામેન્ટના બધા સભ્યો ચાલ્યા જાય છે. એ ઠરાવ એક એક પાસ થયા કરે, યોજના ઘડેલા બધા ઠરાવ પાસ થયા કરે ને તેનું રૂપક આવે છે, કંઈક સમજવા જેવું તો હશે ને ? કંઈક સમજવું તો પડશે ને ?

## આત્મા સંગાથે....

**પ્રશ્નકર્તા** : મારો પુનર્જન્મ થવાનો હોય તો મારો આત્મા જોડે જ જાય ને ?

**દાદાશ્રી :** જોડે જવાનો જ ને ! અહીંથી આ આત્મા નીકળે છે. ત્યારે કષાયો આ શરીરમાંથી, એ જે કંઈ હોય ને તે વાળીઝૂડીને નીકળે છે. કારણ કે પોતાની જે 'રોંગ બિલીફ' છે ને કે 'આ હું છું'; એટલે 'હું છું' થયું ત્યાં આગળ બધું 'મારું' થયું અને 'મારું' થયું એટલે આ ક્રોધ-માન-માયા-લોભ ઊભાં થઈ જાય છે. આત્મા નીકળે છે ત્યાર પછી ક્રોધ-માન-માયા-લોભ વાળીઝૂડીને બહાર નીકળે છે. એય પાછાં થોડીવાર પછી બધું વાળીઝૂડીને મહીં દેહમાં કશું રહી ના જાય એવી રીતે નીકળે છે, એવા કષાયો છે.

હવે આત્માની સાથે બીજું શું શું જાય છે ? 'કારણ શરીર', એ 'કોઝિઝ બોડી' છે અને 'સૂક્ષ્મ શરીર', એને 'ઈલેક્ટ્રિકલ બોડી' કહેવામાં આવે છે. જ્યાં સુધી આ સ્થૂળ દેહ હોય, જ્યાં સુધી સંસારી છે, ત્યાં સુધી દરેક જીવમાં 'ઈલેક્ટ્રિકલ બોડી' હોય અને જ્યારે મોક્ષે જાય ત્યારે 'ઈલેક્ટ્રિકલ બોડી' છૂટી જાય અને આત્મસ્વરૂપ એકલું જ જાય છે.

## 'અહીં' તો એક અવતારની ગેરન્ટી !

**પ્રશ્નકર્તા** : આત્મસ્વરૂપનું દર્શન થાય પછી જીવ સતત આત્મસ્વરૂપમાં જ રહે, તો આવી સ્થિતિ થયા પછી જીવને પુનર્જન્મ થવાની શક્યતા ખરી ?

**દાદાશ્રી :** ના. છતાં એક અવતાર બાકી રહે છે. કારણ કે આ 'અમારી' આજ્ઞાપૂર્વક છે. આજ્ઞા પાળી એ ધર્મધ્યાન કહેવાય. એનું ફળ ભોગવવા એક અવતાર રહેવું પડે, આમ અહીંથી જ મોક્ષ થઈ ગયેલો લાગે. અહીં જ મોક્ષ ના થાય તો કામનું શું ? નહિ તો આ કળિયુગમાં તો બધાંય છેતરે. ઓળખાણવાળાને શાક લેવા મોકલ્યો હોય તોય મહીંથી 'કમિશન' કાઢી લે, કળિયુગમાં શી ખાતરી ? એટલે 'ગેરન્ટેડ' હોવું

જોઈએ. આ 'ગેરન્ટેડ' અમે આપીએ છીએ. પછી અમારી આજ્ઞા જેટલી પાળે એટલો એને લાભ થાય. બાકી પોતાના સ્વરૂપનું ભાન તો આખો દહાડો રહ્યા કરે, નિરંતર ભાન રહે ! ઓફિસમાં કામ કરતા હોય તોય ભાન રહે !! જરા ચીકણું હોય તો તે ચીકણું કામ પરવારી ગયા કે તરત પાછું ભાન આવી જાય.

ક્રિયા ચીકણી હોય તો, જેમ અડધા ઈંચની પાઈપથી પાણી પડતું હોય તો આપણે આમ હાથ નળે ધરીએ તો હાથ ખસી ના જાય અને દોઢ ઈંચની પાઈપથી 'ફોર્સ'માં પાણી પડતું હોય તો હાથ ખસી જાય. એવાં બહુ ભારે ચીકણાં કર્મો હોય તો તે હલાવી નાખે. તેનોય આપણને વાંધો નથી. કારણ કે આપણે એક ભવમાં હિસાબ ચોખ્ખો કરવો છે ને ? હિસાબ ચોખ્ખો કર્યા સિવાય મોક્ષે જવાય નહિ ને !

**પ્રશ્નકર્તા** : હિસાબ ચોખ્ખો ના કરીએ તો પુનર્જન્મ કરવો પડે ?

**દાદાશ્રી :** હા, એટલે જ પુનર્જન્મ થાય છે. એટલે હિસાબ બિલકુલ ચોખ્ખો થઈ જવો જોઈએ, તો ઉકેલ આવે.

## ભ્રાંતિ જ જન્માવે જન્મ-મરણાં !

**પ્રશ્નકર્તા** : તો એમ જ થયું ને કે બીજો જન્મ થવાનો હોય ત્યારે એનો એ જ આત્મા ત્યાં જાય છે ?

**દાદાશ્રી :** હા, એ જ આત્મા, બીજો કોઈ નહીં.

**પ્રશ્નકર્તા** : તો પછી આત્માનો પણ જન્મ થયો એમ કહેવાય ને ?

**દાદાશ્રી :** ના. આત્માનો જન્મ થાય જ નહીં. જન્મ થવાનો આત્માનો સ્વભાવ જ નથી. આ જન્મેય પુદ્‌ગલનો થાય છે અને મરણેય પુદ્‌ગલનું થાય છે. પણ આ 'એની' માન્યતા છે કે 'આ હું છું' એટલે એને જોડે ઢસેડાવું પડે છે. બાકી, આમાં પુદ્‌ગલનો જન્મ ને પુદ્‌ગલનું મરણ છે.

**પ્રશ્નકર્તા** : પણ પુદ્‌ગલ સાથે આત્મા હોય ને ?

**દાદાશ્રી :** આ તો ભ્રાંતિ છે માટે પુદ્‌ગલ સાથે છે, નહીં તો ભ્રાંતિ

ગયા પછી પુદ્‌ગલને અને આત્માને કશી લેવાદેવા નથી ને ! ભ્રાંતિ ગયા પછી તો જેટલું 'ચાર્જ' થયેલું છે એટલું 'ડિસ્ચાર્જ' થઈ જાય એટલે પછી ખલાસ થઇ ગયું, પછી નવું 'ચાર્જ' ના થાય.

આ જે કર્મો બધાં અત્યારે થાય છે ને તે કર્મનો, જો 'હું માલિક છું' એમ કહે, 'મેં કર્યાં' એમ કહે તો નવો હિસાબ બંધાય અને 'આ વ્યવસ્થિતે કર્યાં' અને 'હું તો શુદ્ધાત્મા છું' એવું સમજાય તો કર્મો જોડે એને લેવાદેવા નથી.

**પ્રશ્નકર્તા** : તો તો જન્મ જ ના થાય ?

**દાદાશ્રી :** હા, પછી છૂટો થઈ જાય. પણ આ કાળમાં અત્યારે સંપૂર્ણ 'ડિસ્ચાર્જ' થઈ શકતું નથી. એટલે ધક્કો એટલો બધો જબરજસ્ત છે કે એક કે બે અવતાર થાય છે. કર્તાભાવ મટ્યો એટલે બસ ખલાસ થઇ ગયું, કર્મ બંધાતાં અટકી જાય.

**પ્રશ્નકર્તા** : પૂર્વકર્મ સંબંધી આપના વિચારો જાણવા છે. દાખલા તરીકે આ સૂક્ષ્મ જંતુઓ કયા કર્મ કરે કે જેથી એ એના આગળના જીવનમાં ઉપયોગી થઇ શકે ?

**દાદાશ્રી :** આ મનુષ્ય સિવાય બીજા બધા જે કર્મ કરે છે એનું એને ફળ મળતું નથી, એમાં એ કર્મ કરીને છૂટે છે.

**પ્રશ્નકર્તા** : તો જંતુનો બીજો અવતાર શેનો આવે ? જંતુ એ જંતુ જ રહેવાનું ?

**દાદાશ્રી :** ના. જંતુમાંથી બીજે અવતાર થાય, ત્રીજે અવતાર થાય. એ બીજી યોનિમાં જાય, પણ એને દહાડે દહાડે કર્મ છૂટ્યા કરે. એ બંધાયેલાં કર્મ ભોગવે છે, એ નવાં કર્મ ના બાંધી શકે. આ મનુષ્યો એકલાં જ નવાં કર્મ બાંધી શકે. આ દેવલોકોય કર્મ ભોગવે છે. દેવલોકો 'ક્રેડિટ' ભોગવે છે અને આ જાનવરો 'ડેબિટ' ભોગવે છે, અને આ મનુષ્યો 'ક્રેડિટ' અને 'ડેબિટ' બેઉ ભોગવે છે. પણ મનુષ્યો ભોગવે છે ય ખરાં અને પાછાં કર્તાય છે, એટલે નવાં કર્મ બાંધે છે !

**પ્રશ્નકર્તા** : આ દેહ છે એ કર્મનું જ પરિણામ છે ને ?

**દાદાશ્રી :** હા, કર્મનું જ પરિણામ છે.

**પ્રશ્નકર્તા** : કર્મની સંપૂર્ણ નિર્જરા થવી જોઈએ ને ?

**દાદાશ્રી :** સંપૂર્ણ નિર્જરા થાય એટલે સિદ્ધક્ષેત્રે જાય. પણ એ શુદ્ધ ચિત્ત થાય, એટલે કર્મની નિર્જરા થઇ ગઇ કહેવાય !

## 'ડિસ્ચાર્જ' વખતે, અજ્ઞાનતાથી 'ચાર્જ' !

આ જેમ બેટરીમાં સેલ હોય છે ને તે 'ચાર્જ' થયેલા હોય છે, એવું આ દેહ 'ચાર્જ' થયેલો છે. દેહમાં ચેતન છે જ નહિ. ચેતન તો મહીં અંદર છે, ચેતન આત્મામાં જ છે. દેહ તો 'ચાર્જ' થયેલું ચેતન છે !

માણસમાં ઊંઘવાનીય શક્તિ નથી, જાગવાનીય શક્તિ નથી, જવાનીય શક્તિ નથી, આવવાનીય શક્તિ નથી, કોઈ પણ પ્રકારની શક્તિ એનામાં નથી. મનુષ્યમાં ફક્ત 'ચાર્જ' કરવાની શક્તિ છે અને તેય પોતાની સ્વતંત્ર શક્તિ નથી, એ 'ડિસ્ચાર્જ'ના ધક્કાથી 'ચાર્જ' થઈ જાય છે. જો 'ચાર્જ' કરવાની એની સ્વતંત્ર શક્તિ હોત ને, તો તો પછી કોઈ દહાડો મોક્ષે જઇ શકત જ નહિ. કારણ કે પછી એ ગુનેગાર ગણાય અને ગુનેગાર થયો એટલે મોક્ષે જઇ શકે નહિ.

આ તો પોતાને એમ લાગે છે કે 'હું કરું છું.' પણ એ 'ડિસ્ચાર્જ'ના ધક્કાથી થાય છે, બહુ દબાણ આવે એટલે પછી 'ચાર્જ' થઇ જાય છે. એટલે મુખ્ય અજ્ઞાનતા નડે છે. જો અજ્ઞાનતા જાય તો મુક્તિ હાથવેંતમાં છે.

## 'કારણો' થયે પરિણામે પરિભ્રમણ !

**પ્રશ્નકર્તા** : મરણ પછી આત્માની કેવી સ્થિતિ હોય છે ?

**દાદાશ્રી :** અત્યારે છે એવી ને એવી જ સ્થિતિ હોય છે. એની સ્થિતિમાં કંઈ ફેર પડવાનો નથી. ફક્ત અહીંથી મરે ત્યારે આ સ્થૂળ દેહ છોડી દે છે, બીજું કશું છોડતો-કરતો નથી. બીજા સંયોગો જોડે જ લઇ જાય છે. બીજા કયા સંયોગ ? ત્યારે કહે, 'કર્મો બાંધ્યાં છે ને તે, પછી ક્રોધ-

માન-માયા-લોભ અને સૂક્ષ્મ શરીર, એ બધું જોડે જ જવાનું. આ સ્થૂળ દેહ એકલો અહીં પડી રહે છે. આ કપડું નકામું થયું એટલે છોડી દે છે.

**પ્રશ્નકર્તા** : અને બીજો દેહ ધારણ કરે છે ?

**દાદાશ્રી :** હા, બીજું કપડું બદલે છે ફક્ત, બીજો કશો ફેરફાર થતો નથી. કારણ કે જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી બીજ નાખ્યા જ કરે, બીજ નાખ્યા પછી જ આગળ ચાલે, અને જ્ઞાન થાય પછી છૂટકારો થાય. 'પોતે કોણ છે' એનું ભાન થાય ત્યારે છૂટકારો થાય.

મૃત્યુ પછી જન્મ ને જન્મ પછી મૃત્યુ છે. બસ, આ નિરંતર ચાલ્યા જ કરે છે. હવે આ જન્મ ને મૃત્યુ કેમ થયેલાં છે ? ત્યારે કહે, 'કોઝિઝ એન્ડ ઈફેક્ટ, ઈફેક્ટ એન્ડ કોઝિઝ'; કારણો અને કાર્ય, કાર્ય અને કારણ- એમાં જો કારણોનો નાશ કરવામાં આવે તો આ બધી 'ઈફેક્ટ બંધ થઈ જાય, પછી નવો જન્મ ન લેવો પડે.'

અહીં આગળ આખી જિંદગી 'કોઝિઝ' ઊભાં કરેલાં હોય એ તમારાં 'કોઝિઝ' કોને ત્યાં જાય ? અને 'કોઝિઝ' કરેલાં હોય એટલે એ તમને કાર્ય ફળ આપ્યા વગર રહે નહીં. 'કોઝિઝ' ઊભાં કરેલાં, એવું તમને પોતાને સમજાય ?

દરેક કાર્યમાં 'કોઝિઝ' ઊભાં થાય છે. તમને કોઈએ નાલાયક કહ્યું તે તમને મહીં 'કોઝિઝ' ઊભાં થાય કે 'તારો બાપ નાલાયક છે.' એ તમારું 'કોઝિઝ' કહેવાય. તમને 'નાલાયક' કહે છે એ તો કાયદેસર કહી ગયો અને તમે એને ગેરકાયદેસર કર્યું એ ના સમજાયું આપને ? કેમ બોલતા નથી ?

**પ્રશ્નકર્તા** : બરોબર છે.

**દાદાશ્રી :** એટલે 'કોઝિઝ' આ ભવમાં થાય છે, એની 'ઈફેક્ટ' આવતે ભવ ભોગવવી પડે છે.

આ તો 'ઈફેક્ટિવ' મોહને 'કોઝિઝ' મોહ માનવામાં આવે છે. તમે એવું ફક્ત માનો જ છો કે 'હું ક્રોધ કરું છું.' પણ આ તો તમને ભ્રાંતિ

છે ત્યાં સુધી જ આ ક્રોધ છે. બાકી, એ ક્રોધ છે જ નહિ, એ તો 'ઈફેક્ટ' છે. અને 'કોઝિઝ' બંધ થઇ જાય એટલે 'ઈફેક્ટ' એકલી જ રહે છે અને 'કોઝિઝ' બંધ કર્યા એટલે 'હી ઈઝ નોટ રીસ્પોન્સિબલ ફોર ઈફેક્ટ' અને 'ઈફેક્ટ' એના ભાવ બતાવ્યા વગર રહેવાની જ નથી.

## ભવ પરિભ્રમણ ભાંગે 'જ્ઞાની' !

હકીકત સ્વરૂપમાં શું છે ? મૂળ આત્મા જે છે, યથાર્થ આત્મા, એ શુદ્ધ ચેતન છે અને એ જ પરમાત્મા છે, ને જગત આખું જેને ચેતન માને છે તે નિશ્ચેતન ચેતન છે. લોખંડનો ગોળો તપ્યો હોય તે અગ્નિ જેવો થાય, તેવું આ નિશ્ચેતન ચેતન છે.

નિશ્ચેતન ચેતન એટલે ? મૂળ ચેતનની હાજરીમાં જે 'ચાર્જ' થઇ રહ્યું છે, એ પછી 'ડિસ્ચાર્જ' થયા કરે છે, એને નિશ્ચેતન ચેતન કહ્યું. ઘટકોનો ચાર્જ થઇ રહ્યો છે, એ ચાર્જ થયેલા ઘટકોને 'કારણ' કહેવાય છે, 'કોઝિઝ' કહેવાય છે. અને આખી જિંદગીનાં એ 'કોઝિઝ' ભેગાં થાય, તે જ્યારે માણસ મરી જાય ત્યારે 'કોઝિઝ' જે છે ને, કારણ શરીર, એ બીજા જન્મમાં કાર્ય શરીર, 'ઈફેક્ટિવ બોડી' થઇ જાય છે.

'ઈફેક્ટિવ બોડી' એટલે આ મન-વચન-કાયાની ત્રણ 'બેટરી'ઓ તૈયાર થઈ જાય છે અને એમાંથી પાછાં નવાં 'કોઝિઝ' ઉત્પન્ન થયા કરે છે. એટલે આ ભવમાં મન-વચન-કાયા 'ડિસ્ચાર્જ' થયા કરે છે અને બીજી બાજુ મહીં નવું 'ચાર્જ' થયા કરે છે. જે મન-વચન-કાયાની 'બેટરી'ઓ ચાર્જ થયા કરે છે તે આવતે ભવને માટે છે અને આ ગયા ભવની છે તે અત્યારે ડિસ્ચાર્જ થયા કરે છે. 'જ્ઞાની પુરુષ' નવું 'ચાર્જ' બંધ કરી આપે, એટલે જૂનું 'ડિસ્ચાર્જ' થયા કરે.

એટલે મૃત્યુ પછી આત્મા બીજી યોનિમાં જાય છે. જ્યાં સુધી પોતાનું 'સેલ્ફ'નું 'રિયલાઈઝેશન' ન થાય ત્યાં સુધી બધી યોનિઓમાં ભટક ભટક કરે છે. જ્યાં સુધી મનમાં તન્મયાકાર થાય છે, બુદ્ધિમાં તન્મયાકાર થાય છે ત્યાં સુધી સંસાર ઊભો રહ્યો છે. કારણ કે તન્મયાકાર થવું એટલે યોનિમાં બીજ પડવું અને કૃષ્ણ ભગવાને કહ્યું છે કે યોનિમાં બીજ પડે છે ને તેનાથી

આ સંસાર ઊભો રહ્યો છે. યોનિમાં બીજ પડતું બંધ થઈ ગયું કે એનો સંસાર ખલાસ થઈ ગયો.

## પંચેન્દ્રિયો, એક ભવ પૂરતી જ !

**પ્રશ્નકર્તા** : એક જીવ બીજા ખોળિયામાં જાય છે. ત્યાં સાથે પંચેન્દ્રિયો અને મન, એ બધું દરેક જીવ લઈને જાય છે ?

**દાદાશ્રી :** ના, ના, કશું જ નહીં. ઇન્દ્રિયો તો બધી એક્ઝોસ્ટ થઈને ખલાસ થઇ ગઇ, ઇન્દ્રિયો તો મરી ગઇ. એટલે એની જોડે ઇન્દ્રિયો એવું કંઇ જ જવાનું નહીં. ફક્ત આ ક્રોધ-માન-માયા-લોભ જવાનાં. એ કારણ શરીરમાં ક્રોધ-માન-માયા-લોભ બધું ય આવી ગયું. અને સૂક્ષ્મ શરીર એ કેવું હોય ? જ્યાં સુધી મોક્ષે ના જાય ત્યાં સુધી સાથે જ હોય. ગમે ત્યાં અવતાર થાય પણ આ સૂક્ષ્મ શરીર તો જોડે જ હોય.

બાકી ઇન્દ્રિયો બધું મરી જાય છે. અને કારણ શરીરમાંથી ફરી નવી ઊભી થાય છે. આ ઇન્દ્રિયો તો એક્ઝોસ્ટ થવા માટે ઉત્પન્ન થયેલી છે, તે નિરંતર એક્ઝોસ્ટ જ થયા કરે. અને એક્ઝોસ્ટ થઇ રહે એટલે ખલાસ થઇ જાય. પછી મરતી વખતે એને પૂછીએ, 'કંઈ બોલો ને ! કાકા, કંઈક બોલો.' પણ તે 'લ લ લ...' કર્યા કરે. જીભ ગઇ, એ થઈ ગયો લવ્વો. કારણ કે એક્ઝોસ્ટ થઈ ગઈ, ખલાસ થઈ ગઈ. આંખને ય એવું થઈ જાય. આ કાનનેય એવું થઈ જાય, એટલે બધું એક્ઝોસ્ટ થઈ જાય. એટલે આ ઈન્દ્રિયો કશું જોડે જાય નહીં. નવી ઇન્દ્રિયો ફ્રેશ એને મળવાની. આંખેય ફર્સ્ટકલાસ, કાનેય ફર્સ્ટકલાસ મળવાના. પછી રેડિયો સાંભળ્યા જ કરોને કાને અડાડીને.

## સૂક્ષ્મ શરીરનો સંબંધ ક્યાં સુધી ?

એટલે આત્મા દેહ છોડીને એકલો જતો નથી. આત્મા જોડે પછી બધાં કર્મો, કારણ કર્મો-કારણ દેહ કહેવાય એને. પછી ત્રીજું 'ઈલેક્ટ્રિકલ બોડી', આ ત્રણે સાથે નીકળે છે. જ્યાં સુધી આ સંસાર છે ત્યાં સુધી દરેક જીવમાં આ ઈલેક્ટ્રિકલ બોડી હોય જ. કારણ શરીર બંધાયું કે ઇલેક્ટ્રિકલ

બોડી જોડે જ હોય. ઈલેક્ટ્રિકલ બોડી દરેક જીવમાં સામાન્ય ભાવે હોય જ અને તેના આધારે આપણું ચાલે છે. ખોરાક ખાઈએ છીએ તે પચાવવાનું કામ એ ઈલેક્ટ્રિકલ બોડી કરે છે. એ લોહી બધું થાય છે, લોહી શરીરમાં ઉપર ચઢાવે, નીચે ઉતારે, એ બધું અંદર કામ કરે. આંખે દેખાય છે, તે લાઈટ બધું આ ઈલેક્ટ્રિકલ બોડીના લીધે હોય છે. અને આ ક્રોધ-માન-માયા-લોભ, એય આ 'ઈલેક્ટ્રિકલ બોડી'ને લીધે થાય છે. આત્મામાં ક્રોધ-માન-માયા-લોભ છે જ નહીં. આ ગુસ્સોય એ બધું 'ઈલેક્ટ્રિક્લ બોડી'ના શૉક છે.

**પ્રશ્નકર્તા** : એટલે 'ચાર્જ' થવામાં 'ઈલેક્ટ્રિકલ બોડી' કામ કરતું હશે ને ?

**દાદાશ્રી :** 'ઈલેક્ટ્રિકલ બોડી' હોય તો જ 'ચાર્જ' થાય, નહીં તો આ 'ઈલેક્ટ્રિકલ બોડી' ના હોય તો આ કશું ચાલે જ નહીં. 'ઈલેક્ટ્રિકલ બોડી' હોય ને આત્મા ના હોય તોય કશું ના ચાલે. આ બધાં સમુચ્ચય 'કોઝિઝ' છે.

**પ્રશ્નકર્તા** : જ્યારે જીવ મરી જાય છે ત્યારે તૈજસ શરીર કેવી રીતે એની સાથે જાય છે ?

**દાદાશ્રી :** તૈજસ શરીર ક્યાં સુધી હોય ? કર્મની સિલક હોય ત્યાં સુધી. કર્મની સિલક ખલાસ થઈ ગઈ કે તૈજસ શરીર ના આવે. એટલે એ આખા ભવપર્યંત ઠેઠ સુધી રહે છે. દરેક જીવમાત્રમાં, ઝાડમાં, બધાંમાં તૈજસ શરીર હોય છે, એ તૈજસ શરીર ના હોય તો એનું ગાડું શી રીતે ચાલે ? તૈજસ શરીરને અંગ્રેજીમાં કહેવું હોય તે 'ઈલેક્ટ્રિકલ બોડી' કહેવાય. અને 'ઈલેક્ટ્રિસિટી' વગર તો આ ઘરમાં ચાલે એવું જ નથી ને આંખે દેખાય જ નહિ. 'ઈલેક્ટ્રિસિટી' બંધ થઈ ગઈ કે થઈ રહ્યું, બધું ખલાસ થઈ જાય !

એવું છે ને, આ પાણી હોય ને નીચે સ્ટવ સળગાવો, તો શેર પાણી હોય તોય ખલાસ થઈ જાય ને ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** આ પાણી એ સ્થૂળ સ્વરૂપ છે ને જે ઊડી જાય છે એ સૂક્ષ્મ સ્વરૂપ છે. એવી રીતે આ દેહ જે સ્થૂળ સ્વરૂપ છે તે આપણને દેખાય, પેલું સૂક્ષ્મ સ્વરૂપ આપણને દેખાય નહીં. પણ પેલું સૂક્ષ્મ શરીર એ આના જેવું ને જેવું જ છે, બીજું કશું ફેર જ નથી. સૂક્ષ્મ શરીર એટલે જ 'ઈલેક્ટ્રિકલ બોડી.'

**પ્રશ્નકર્તા** : પણ જે વખતે જીવ જાય છે તે વખતે કાર્મણશરીર ને તૈજસ શરીર એની સાથે કેવી રીતે જાય છે ? બીજા સાથે કેમ ના જાય ?

**દાદાશ્રી :** જે પાણી આપણે બાળ્યું ને, એ પાણીમાં જ 'હાઈડ્રોજન' ને 'ઓક્સિજન' બેઉ ભેગું ઊડે ને પછી એય છૂટું પડી જાય. પણ ઊડે ત્યારે બેઉ સાથે ઊડે. પણ પાછું છૂટું પડે ને પાછું ભેગું થાય. આ હિસાબ છે. કર્મના હિસાબે 'ઈલેક્ટ્રિકલ બોડી' ચોંટેલું જ રહે છે. એટલે બીજી ભેળસેળ ના થાય. એ 'ઈલેક્ટ્રિકલ બોડી' આખા ભવપર્યંત એક જ રહે છે અને એમાં બહારનો બીજો કોઈ એને અડે નહીં. જેમ આ શરીરમાં બીજું શરીર અડવા દેતું નથી તેવું પેલું સૂક્ષ્મ શરીરનું છે, આ સ્થૂળ શરીર આંખે દેખાય છે અને સૂક્ષ્મ શરીર આંખે ના દેખાય એવું હોય છે, બીજો કોઈ 'ડિફરન્સ' નથી. એમાં આકાર બધું એવું, ફક્ત આ સ્થૂળ દેહ દેખાય ને પેલું સૂક્ષ્મ શરીર ના દેખાય એટલું જ. એટલે એમાં કશું ભેળસેળ થાય નહીં, આ સૂક્ષ્મ શરીર બીજાને ભેગું થાય નહીં. આમાં ય મમતા છે ને, એવી ત્યાં આગળ સૂક્ષ્મદેહમાં ય મમતા છે, બધું જ છે.

એવું છે ને, જ્યાં સુધી સંસાર અવસ્થા છે ત્યાં સુધી સૂક્ષ્મ શરીર જોડે રહે જ. સંસાર અવસ્થા એટલે ભ્રાંતિની અવસ્થા. એ છે ત્યાં સુધી સૂક્ષ્મ શરીર રહે છે.

**પ્રશ્નકર્તા** : તો સૂક્ષ્મ દેહમાં આત્મા છૂટો છે કે બંધાયેલો છે ?

**દાદાશ્રી :** છૂટો જ છે, બંધાયેલો નથી. વ્યવહાર આત્મા બંધાયેલો છે અને ખરેખરો આત્મા બંધાયેલો નથી. વ્યવહારમાં તમે ઉપયોગમાં લો છો એ આત્મા બંધાયેલો છે.

**પ્રશ્નકર્તા** : આ જે જન્મ લે છે ફરીથી, એ સૂક્ષ્મદેહ લે છે ને ?

**દાદાશ્રી :** હા, એટલે આપણે આ અહંકાર લે છે એમ કહો ને ! સૂક્ષ્મ દેહને તો ઓળખતા નથી, કોઈ દહાડો સૂક્ષ્મ દેહ જોયું નથી. સૂક્ષ્મ દેહ શબ્દ બોલતાં શીખેલા એ તો ચોપડીમાં વાંચીને. એટલે અહંકાર જ જન્મ લે છે, એમ કહો ને ! અહંકારને ઓળખો કે ના ઓળખો ? અહંકાર જ દેહ ધારણ કરે છે ફરી ફરી. એક વ્યવહાર આત્મા છે અને એક ખરો આત્મા છે. ખરો આત્મા બંધાયેલો નથી, એ ચોખ્ખો જ છે.

એટલે અહંકારની જ ભાંજગડ છે આ. અહંકાર જતો રહે તો મોક્ષ થઈ જાય. બસ, આટલી ટૂંકી વાત સમજણ પડશે ને ?

સૂક્ષ્મદેહ એ જે કહો છો તે, એ જ બીજા અવતારમાં જાય છે. એ તો પુરાવો આપણને સમજણ પડે ને ? બાકી સૂક્ષ્મને તો શી રીતે ઓળખો ? સૂક્ષ્મ વસ્તુ જુદી છે, એ તો 'જ્ઞાની'ઓ જાણે. આ તો આપણા લોકો ચોપડીમાં વાંચીને 'સૂક્ષ્મદેહ, સૂક્ષ્મદેહ' બોલે. બાકી સ્થૂળને જ ઓળખતો નથી, તે સૂક્ષ્મને શી રીતે ઓળખે ?

## કોને કોની વળગણા ?

**પ્રશ્નકર્તા** : આત્મા પુદ્‌ગલને ચોંટ્યો છે કે પુદ્‌ગલ આત્માને ચોંટ્યું છે ?

**દાદાશ્રી :** એવું છે ને, કોઈ કોઈને ચોંટ્યું જ નથી, બધું નૈમિત્તિક છે. આ તો વ્યવહારમાં લોકો કહે છે કે, 'આત્મા ચોંટી પડ્યો છે.' એટલે તો લોક એવું કહે છે કે, 'આ ઝાડને તેં ઝાલ્યું છે, તું છોડી દે.' પણ એમ તો છોડી દીધે કંઈ છૂટતું હશે ? આ તો 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' છે.

**પ્રશ્નકર્તા** : પણ એમ દેખાય છે કે આત્મા આ પુદ્‌ગલને ચોંટ્યો છે. આત્મા પુદ્‌ગલમાં તન્મયાકાર થાય એટલે આમ થયું છે.

**દાદાશ્રી :** એ તો ફરજિયાત થવું પડે છે.

**પ્રશ્નકર્તા** : આત્માને ફરજ શા માટે પડી ? કોણે ફરજ પાડી ?

**દાદાશ્રી :** એ બધું એવું છે ને, આત્મા એ ચૈતન્ય છે અને આ પુદ્ગલ એ જડ છે, એ બે જોડે મૂક્યા એટલે વિશેષભાવ ઉત્પન્ન થાય છે. કોઈ કશું કરતું નથી, પણ બેઉના ભેગા થવાથી વિશેષભાવ થાય છે અને વિશેષભાવ થવાથી સંસાર ચાલુ થઈ જાય છે. પછી જ્યારે મૂળ ભાવમાં આત્મા આવે ને પોતે જાણે કે 'હું કોણ છું', ત્યારે એ છૂટે. ત્યાર પછી પુદ્ગલ છૂટે છે.

**પ્રશ્નકર્તા** : બંને નજીક નજીકમાં કેવી રીતે આવ્યા ?

**દાદાશ્રી :** એ જ આ 'એવિડન્સ' છે ને ! આ વ્યવહારમાં પેસતાં જ આ બધું ભેગું થઈ જાય છે. અહીં વ્યવહાર બધો સંજોગોનો ભરેલો છે, ને જ્યાં સંજોગો ના હોય ત્યાં જવાનું છે, સિદ્ધપદમાં જવાનું છે. એને માટે શાસ્ત્રો 'જ્ઞાની પુરુષ' એ બધાં સાધનો મળી આવે છે ને ત્યારે એ પોતાનું સ્વરૂપ સમજે, ત્યારથી એ છૂટવા માંડે છે. પછી એક ભવ, બે ભવ કે પંદર ભવમાં પણ એનો ઉકેલ આવી જાય !

એટલે ચેતન પોતે પુદ્ગલના ચક્રમાં પડ્યું જ નથી. આ પડ્યું છે એવું લાગે છે, તેય ભ્રાંતિ છે. એ ભ્રાંતિ દૂર થઈ જાય તો છૂટું ને છૂટું જ છે.

## આત્મા શુદ્ધ જ ! 'બિલીફો' જ 'રોંગ' !

**પ્રશ્નકર્તા** : આત્મા એના મૂળ સ્વભાવમાં તો શુદ્ધ છે, તો એને આ બધા કષાયો કેવી રીતે લાગ્યા હશે ? ને કર્મ કેવી રીતે બંધાણાં ?

**દાદાશ્રી :** એ 'સાયન્સ' છે ! આપણે અહીં લોખંડ મૂકી રાખીએ અને તે લોખંડ જો જીવતું હોય ને તો કહેશે કે, 'મને કાટ ચઢશો નહીં.' પણ 'સાયન્સ'નો નિયમ છે, એને બીજા સંજોગોનો સ્પર્શ થાય તો એને કાટ ચઢ્યા વગર રહે નહીં. એવી રીતે આત્મા મૂળ સ્વભાવથી તો શુદ્ધ જ છે, પણ એને આ સંજોગોના દબાણથી કાટ ચઢ્યો છે.

**પ્રશ્નકર્તા** : આત્મા અત્યારે કર્મથી આવરાયેલો છે, પણ આત્મા એ કર્મોને ખપાવી દે તો પછી એને કાટ લાગે ખરો ?

**દાદાશ્રી :** એવું છે ને, જ્યાં સુધી પોતે સ્વભાનમાં ના આવે ત્યાં સુધી કાટ લાગ્યા કરે, નિરંતર કાટ લાગ્યા જ કરે. પોતાનું ભાન ગયું, પોતે આરોપિત ભાવમાં છે માટે કાટ લાગ્યા કરે છે. 'હું ચંદુલાલ છું' એ આરોપિત ભાવ છે એટલે નિરંતર કાટ લાગ્યા કરે છે. એ આરોપિત ભાવ ગયો અને 'સ્વભાવ'માં આવે, એટલે કે પોતાના સ્વરૂપમાં આવે, ક્ષેત્રજ્ઞદશામાં આવે, એટલે પછી એને કાટ ના લાગે !

**પ્રશ્નકર્તા** : શરૂઆતમાં આત્મા મૂળ પદાર્થે કરીને શું હશે કે જેથી કરીને આ કાટ લાગ્યો ?

**દાદાશ્રી :** આ બધાં તત્ત્વો લોકમાં છે, ને લોકમાં જ્યાં સુધી છે ત્યાં સુધી બીજાં તત્ત્વોની અસર થયા કરવાની. આને 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' કહેવાય. આત્મા જ્યારે લોકથી પર જશે, સિદ્ધગતિમાં જશે ત્યારે ત્યાં એને કાટ નહીં લાગે.

એવું છે ને, કર્મ બીજાં કશાં લાગ્યાં નથી. ભાન ખોયું છે એ જ કર્મ લાગ્યાં છે. બાકી પોતે શુદ્ધ જ છે. અત્યારેય તમારો આત્મા શુદ્ધ જ છે. દરેકનો આત્મા શુદ્ધ જ છે, પણ આ જે બાહ્યરૂપ ઊભું થયું છે તે રૂપમાં પોતાને 'રોંગ બીલિફ' ઊભી થઈ છે. જન્મથી જ પોતાને અહીં તે રૂપમાં અજ્ઞાનનું પ્રદાન કરવામાં આવે છે. સંસાર છે, એટલે બાબો જન્મ્યો ત્યારથી જ એને અજ્ઞાનનું પ્રદાન કરવામાં આવે છે કે 'બાબો આવ્યો, બાબો, બાબો' કહેશે. પછી ચંદુ નામ પાડવામાં આવે તે લોકો પછી એને 'ચંદુ, ચંદુ' કહે, ત્યારે પોતે માની લે કે 'હું ચંદુ છું.' પછી એને પપ્પાની ઓળખાણ કરાવે, મમ્મીની ઓળખાણ કરાવે, બધું અજ્ઞાનનું જ પ્રદાન કરવામાં આવે છે. 'તું ચંદુ, આ તારા મમ્મી, આ તારા પપ્પા' એવી ઓળખાણ કરાવે એટલે એને 'રોંગ બીલિફ' બેસી ગયેલી છે, તે ઊખડતી જ નથી. એ 'રોંગ બીલિફ' 'જ્ઞાની પુરુષ' તોડી આપે ત્યારે 'રાઈટ બીલિફ' બેસે, ને ત્યારે ઉકેલ આવી જાય ! એટલે આત્મા તો શુદ્ધ જ છે, આ તો ખાલી દૃષ્ટિફેર જ છે !!

**પ્રશ્નકર્તા** : પણ આની શરૂઆત કેવી રીતે થઈ ?

**દાદાશ્રી :** આ તો અવિનાશી વસ્તુઓ ભેગી થવાથી આ બધી

અવસ્થાઓ ઊભી થઈ છે. આ સંસાર એટલે સમસરણ માર્ગ અને સમસરણ એટલે નિરંતર પરિવર્તન થયા જ કરે. આ પરિવર્તનથી તમારો આત્મા અશુદ્ધ જ છે એવું તમને તમારા માટે લાગે છે, પણ મને તમારો આત્મા શુદ્ધ જ દેખાય છે. ફક્ત તમારી 'રોંગ બીલિફો' બેઠી છે, તેથી તમને અશુદ્ધતા મનાય છે. એ 'રોંગ બીલિફો' હું 'ફ્રેક્ચર' કરી આપું અને તમને 'રાઈટ બીલિફ' બેસાડી આપું, એટલે તમને પણ શુદ્ધ દેખાય.

આ તો ફક્ત મિથ્યાદર્શન ઊભું થયું છે, જ્યાં સુખ નથી ત્યાં સુખની માન્યતા ઊભી થઈ છે. અમે જ્ઞાન આપીએ એટલે એને સાચી દિશામાં પછી રસ્તો મળી જાય છે. રસ્તો મળી જાય એટલે ઉકેલ આવી જાય. મિથ્યાદર્શન ફેરવી આપીએ અને સમ્યકદર્શન કરી આપીએ એટલે એનો ઉકેલ આવે, ત્યાં સુધી ઉકેલ ના આવે.

આત્મા શુદ્ધ જ છે. અત્યારેય તમારો આત્મા શુદ્ધ જ છે, ફક્ત 'બીલિફો' તમારી 'રોંગ' બેઠેલી છે. તે તમે આ 'ટેમ્પરરી' વસ્તુમાં સુખ માની બેઠા છો. જે આંખે દેખાય છે, કાને સંભળાય છે, જીભે ચખાય છે એ બધી 'ઓલ આર ટેમ્પરરી એડજસ્ટમેન્ટસ્' છે અને તે 'ટેમ્પરરી'માં તમે સુખ માન્યું. અત્યારે તમને એ 'રોંગ બીલિફ'ની અસર થઈ છે. એ 'રોંગ બીલિફ' 'ફ્રેક્ચર' થઈ જાય એટલે 'ટેમ્પરરી'માં સુખ ના લાગે, 'પરમેનન્ટ'માં સુખ લાગે. 'પરમેનન્ટ' સુખ એ સનાતન સુખ છે; એ આવ્યા પછી જાય નહીં. અને એનું નામ જ આત્મા પ્રાપ્ત કર્યો કહેવાય, એ સ્વાનુભવ પદ કહેવાય. એ સ્વાનુભવ પદથી આગળ વધતાં વધતાં પૂર્ણાહૂતિ થાય પછી.

## સનાતન વસ્તુને આવન-જાવન શાં ?

**પ્રશ્નકર્તા** : બધા જીવો કે જે આત્મા છે, એ આત્મા આ જગતમાં ક્યાંથી આવ્યા હશે ?

**દાદાશ્રી :** કોઈ આવ્યું નથી. આ જગત જ આખું છ તત્ત્વોનું પ્રદર્શન છે. એ છ તત્ત્વો છે, તે બધાં થઈને આ જગત બનેલું છે તે દેખાય છે. ખાલી 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' છે ! એટલે કોઈએ આ બનાવ્યું નથી, કોઈને કંઈ કરવું પડ્યું નથી. આની આદિ નથી, આનો અંત

નથી. આ 'જેમ છે તેમ' કહી દીધું કે જગત અનાદિ-અનંત છે. ફક્ત એક દૃષ્ટિફેરથી જગત દેખાય છે અને બીજી દૃષ્ટિફેરથી મોક્ષ દેખાય છે. આખો દૃષ્ટિફેર જ છે ફક્ત, બીજું કશું છે નહીં.

જે 'આવે' એ સનાતન ના હોય અને આત્મા એ સનાતન વસ્તુ છે, તો પછી એને 'આવ્યા, ગયા' ના હોય. આવે એ તો જાય. આત્મા એવો નથી.

## જગતમાં સૌથી પ્રથમ તો ....

**પ્રશ્નકર્તા** : તો પછી આ જીવો ક્યાંથી પેદા થયા ?

**દાદાશ્રી :** આ જીવો પેદા થયા જ નથી. આત્મા અવિનાશી છે. અને અવિનાશી પેદા થાય નહીં કોઈ દહાડોય. એ તો કાયમને માટે છે. અને એનો નાશેય ના હોય ને પેદાય ના હોય. કોઈ પેદા થયું નથી ને નાશ થયુંય નથી. આ દેખાય છે તે બધી ભ્રાંતિ છે. અને અવસ્થાઓ નાશ થાય છે. ઘૈડપણ અવસ્થા, જુવાની અવસ્થા એ બધી નાશ થયા કરે અને એ 'પોતે' હતો તેનો તે જ. એટલે અવસ્થાનો વિનાશ થાય છે.

**પ્રશ્નકર્તા** : પણ આપણી પૃથ્વી ઉપર પહેલાં જીવો હતા જ નહીં ને ? તો પછીથી આ બધા જીવો આવ્યા ક્યાંથી ?

**દાદાશ્રી :** હતા નહીં, એવું કોઈએ કહ્યું હતું ?

**પ્રશ્નકર્તા** : 'સાયન્સ' કહે છે.

**દાદાશ્રી :** 'સાયન્સ' એવું કહેતું જ નથી. 'સાયન્સ' તો બધું 'એક્સેપ્ટ' કરે છે. જીવ વગર આ ભૂમિકા કોઈ દહાડોય હતી નહીં.

**પ્રશ્નકર્તા** : વિજ્ઞાન એમ પણ કહે છે કે પહેલાં જીવસૃષ્ટિ થઈ અને પછી મનુષ્યસૃષ્ટિ થઈ.

**દાદાશ્રી :** આ વિજ્ઞાન તો હતું જ નહીં તે દહાડે. આ જગત તો અનાદિથી છે જ. એનો આરંભ થયો જ નથી અને એનો અંત થાય એવોય નથી.

**પ્રશ્નકર્તા** : હું ઘણીવાર વિચાર કરું છું, કે સૌથી પહેલાં પૂર્વજ કોણ હશે ? પણ મને એનો જવાબ નથી મળતો.

**દાદાશ્રી :** એવું છે, સૌથી પહેલો પૂર્વજ હોય ને, તો એની આદિ થઈ કહેવાય અને આદિ થાય એટલે એનો અંત થાય, તો દુનિયા નાશ થઈ જાય. પણ આ દુનિયા નાશ થવાની નથી અને દુનિયાની આદિય થયેલી નથી. એટલે પહેલો પૂર્વજ કોઈ હતો જ નહીં. આ જેવું છે, એવું ને એવું જ છે, જે છે ને એનું એ જ છે. અનાદિથી આનો આ જ પ્રવાહ ચાલ્યા કરે છે. આ દુનિયા અનાદિ કાળથી આવી ને આવી જ છે અને અનાદિ કાળ સુધી આવી ને આવી રહ્યા જ કરશે. એટલે આવું ને આવું ચાલ્યા જ કરવાનું, અનાદિ કાળથી ચાલે છે ને અનાદિ કાળ સુધી ચાલ્યા કરશે.

**પ્રશ્નકર્તા** : પણ વૈજ્ઞાનિકો ઘણા એમ કહે છે કે પહેલો વાનર હતો.

**દાદાશ્રી :** એવો કોઈ વાનર હતો નહીં. એ વાનર કહો કે બધું કહો, પણ મૂળ એ આત્મા છે ને ? અને આત્મા જ છે તે બધી યોનિઓમાં છે, અને અનાત્માય છે. પુદ્ગલેય છે ને આત્માય છે. એટલે વાંદર હતો ને એવું કંઈ છે નહીં. સર્વ યોનિઓમાં, એ જેવો હિસાબ હોય ને એવી યોનિમાં જાય. બાકી આત્મા અનાદિથી છે ને અનાત્માય અનાદિથી છે.

**પ્રશ્નકર્તા** : સંસારમાં બંધાયેલો માનવી પોતાનાં પૂર્વકર્મના લીધે છે, એમ કહેવાય છે. તો પછી પૃથ્વી ઉપર સહુ પ્રથમ ઉત્પન્ન થનાર માનવી પોતા સાથે પૂર્વનાં કયાં બંધનો લાવ્યો હશે ?

**દાદાશ્રી :** સૌ પ્રથમ ઉત્પન્ન થનાર મનુષ્ય હતો જ નહીં. આ જગત ઉત્પન્ન થયેલું જ નથી. જેની ઉત્પત્તિ હોય તેનો વિનાશ અવશ્ય હોય. આ જગત વિનાશીય નથી તેમ ઉત્પન્ન થયું પણ નથી. જગત તો અનાદિ અનંત છે. અને આ મનુષ્યો છે, ને જીવમાત્ર છે, એ બધાં અનાદિ અનંત છે. ઝાડમાં જીવ હોય કે નાનામાં નાના જીવ હોય, એ બધાં અનાદિ અનંત છે ! એમાં કોઈ વધઘટ થયું નથી, જેટલાં છે એટલાં જ છે !

એક પણ જીવ વધ્યો નથી ને એક પણ જીવ ઘટ્યો નથી એવી આ દુનિયા છે. એક પરમાણુ પણ વધ્યું નથી, ઘટ્યું નથી. આમ બાળી મેલે, ગમ્મે તે કરે, છતાં અનાદિથી એક પરમાણુ ઘટતું નથી કે વધતું નથી એવી આ દુનિયા છે.

એટલે આત્મા આવ્યોય નથી ને ગયોય નથી. આ 'આવ્યો-ગયો' એ બધી બુદ્ધિની ભાષા છે; જયારે જ્ઞાનભાષામાં આવશો ને ત્યારે એને પોતાને લાગશે કે એવું કશું બન્યું જ નથી. એને બુદ્ધિથી આ બધું ભાસે છે. એ બુદ્ધિ જાય, અહંકાર જાય ને, તો પોતે છુટ્ટો જ છે. એ બુદ્ધિ ને અહંકારે બધું ઊભું થઈ ગયું છે, એટલે આ બધું દેખાય છે.

## સંજોગોમાં 'બિલીફ'ની આંટી, કોણ કાઢે ?

માણસ બહાર નીકળે છે તો પડછાયો કયાંથી આવે છે ? બધા સંયોગોથી. સૂર્યનો સંયોગ ભેગો થાય કે પડછાયો ઊભો થઈ જાય અરીસાનો સંયોગ ભેગો થાય કે પ્રતિબિંબ ઊભું થઈ જાય. એટલે આ બધું સંયોગોને લીધે થયેલું છે અને તેથી 'બિલીફ' આખી બદલાઈ ગઈ છે. 'સ્વરૂપ' તો તેનું તે જ છે, પણ 'બિલીફ' બદલાઈ છે કે આ શું થઈ ગયું ? આ ચકલી અરીસાને ચાંચો નથી મારતી ? ચકલી અરીસામાં ચાંચો મારે છે ને ? હવે માણસ એવું ના મારે. કારણ કે એ જાણે છે કે આ તો મારો જ ફોટો છે. પણ ચકલીની 'બિલીફ' બદલાઈ છે કે આ બીજી ચકલી આવી છે એટલે એને ચાંચો માર માર કરે છે. પણ બહુ દહાડા અનુભવ થાય ને એટલે પછી એ 'બિલીફ' તૂટી જાય. એવી આ 'બિલીફ' જ બદલાયેલી છે. આખી 'બિલીફ' જ 'રોંગ' થઈ ગઈ છે, એટલે અહંકાર ઊભો થઈ ગયો ને એટલે બુદ્ધિ ઊભી થઈ ગઈ. અને બુદ્ધિ ઊભી થઈ ગઈ એટલે બુદ્ધિના આધારે, બુદ્ધિની 'લાઈટે' ચાલે છે, ને પેલું મૂળ 'લાઈટ' બંધ થઈ ગયું. એટલે આ ગૂંચાયું છે બધું. આત્મામાં કશો ફેરફાર થયો નથી. આત્માનું બગડ્યુંય નથી કે આત્માને કશી અસરેય થઈ નથી.

માણસ બહાર નીકળે છે, તે પડછાયો પાછળ પાછળ ફરે છે ને ? આ બધું પડછાયાના જેવું જ છે. કોઈક માણસ પડછાયામાં આમ આમ

કરે, એક આંગળી ઊંચી કરે, બે આંગળી ઊંચી કરે, આમતેમ જોયા કરે, તો આપણે ના સમજીએ કે આનું મગજ જરા ગાંડું થઈ ગયું છે ? એવું પાછું પોતાનું ભાન થાય એટલે કશું બન્યું ના હોય તેમ સંજોગોમાંથી છૂટી જાય છે પછી. એટલે આ સંજોગો ભેગા થયા છે, બીજું કશું નથી. અને પડછાયો કાઢી નાખવા માટે રોડ ઉપર દોડદોડ કરે તો પડછાયો જતો રહે ? ના. એ તો આમ દોડે તો પાછળ દેખાય, નહિ તો આમનો ફરે તોય પાછો દેખાય. તે પેલો ગમેતેમ પાછો ફરે ને તોય કંઈનું કંઈ દેખાયા જ કરે ને ? એટલે પડછાયો એને છોડે નહિ. હવે એને કોઈ બતાવે કે 'તું ઘરમાં પેસી જાને' તો પડછાયો બંધ થઈ જશે !

એટલે આ તો ખાલી 'બિલીફ' 'રોંગ' થઈ ગયેલી છે, બાકી બીજું કશું છે નહીં. આત્માએ કર્મ બાંધ્યાં નથી ને આ તો બધું ઠોકાઠોક ચાલેલું છે. કર્મ બાંધે તો તો આ એનો કાયમનો સ્વભાવ થઈ જાય અને કાયમનો સ્વભાવ પછી જાય જ નહીં. આ તો બધી અવળી સમજણ ઠોકી બેસાડેલી છે. ભગવાને કહ્યું જુદું ને લોકો સમજ્યા જુદું. ભગવાને કહેલાનો એક અક્ષરેય લોક સમજી શકતાં નથી અત્યારે ! કશું છૂટતું નથી ને પાર વગરની ચિંતા-ઉપાધિઓ એને અસર કર્યા જ કરે છે. 'જ્ઞાની પુરુષ' જાણે કે આ બધું શું છે ! મહાવીર ભગવાન જાણતા હતા, પણ કહે શી રીતે ? ખુલ્લું ના કહેવાય. આટલાંક જ માણસો વચ્ચે હું ખુલ્લું કહું, પણ પાંચસો માણસો વચ્ચે ખુલ્લું ના કહેવાય. આપણે બંધાયેલાને કહીએ કે, 'તું મુક્ત જ છે', તો શી દશા થાય બિચારાની ? એના અનુભવમાં આવે નહીં ને ઊંધું કરે.

આ ચકલીને અરીસામાં કશું કરવું પડે છે ? અરીસાનો સંયોગ ભેગો થયો કે મહીં ચકલી ઊભી થઈ જાય. આંખો, ચાંચ બધું સાથે, ને બહારવાળી ચકલી જેવું કરે એવું જ મહીંવાળી ચકલી કરે. એવું આત્મા સંજોગોથી ઘેરાયેલો છે. જેમ સૂર્યનારાયણના સંજોગથી પડછાયો ઊભો થાય છે તેમ આ તો સંજોગથી 'પોતાનું સ્વરૂપ' ઊંધું દેખાય છે. બાકી આ બધા સંજોગથી કોઈ છૂટા થયેલા હોય તે આપણને મુક્ત કરી આપે, બીજો કોઈ મુક્ત કરી આપે નહીં. એ પોતે જ બંધાયેલો, શી રીતે મુક્ત કરી આપે ?

આત્મા ક્યાંથી આવ્યો ? તે આ 'રીલેટિવ'માં મારે કહેવું પડ્યું કે

આત્મા સમસરણ માર્ગમાં છે. માર્ગે જતાં આ જાતજાતના સંયોગો ભેગા થાય છે, તે સંયોગોના દબાણથી જ્ઞાન વિભાવિક થયું. બીજું કશું આત્માએ કર્યું જ નથી. આ તો જ્ઞાન વિભાવિક થયું ને એટલે જેવો ભાવ થયો તેવો આ દેહ ઘડાઈ ગયો. એમાં આત્માને કશું કરવું પડ્યું નથી. પછી જેવો કલ્પે એવો થઈ જાય; કલ્પે એવો થઈ જાય અને પછી ગૂંચાયું, પછી કાયદેસર આવી ગયું; 'વ્યવસ્થિત'ના નિયમમાં આવી ગયું. પછી 'બેટરી'માંથી 'બેટરી', 'બેટરી'માંથી 'બેટરી' એમ 'સાયકલ' ચાલી. જયારે 'જ્ઞાની પુરુષ' 'બેટરી' છોડાવડાવે ત્યારે છૂટકારો થાય. આ મન-વચન-કાયાની ત્રણ 'બેટરી' ખસેડી નાખે એટલે આવી 'બેટરી' 'ચાર્જ' ના થાય અને જૂની 'બેટરી' 'ડિસ્ચાર્જ' થયા કરે !

## આથી જ્ઞાનીઓએ કહ્યું, અનાદિ-અનંત !

આ તો આત્માને એવા સંજોગ ભેગા થયા છે. આ જેમ અત્યારે આપણે અહીં બેઠા છીએ, ને બહાર નીકળી એ તો એકદમ ધુમ્મસ વરસે તો તમે ને હું સામસામે પણ ના દેખાય. એવું બને કે ના બને ?

**પ્રશ્નકર્તા** : હા, બને.

**દાદાશ્રી :** હા, તે ધુમ્મસ પડે છે તેથી દેખાતું બંધ થઈ જાય છે. એવું આ આત્માને સંજોગોરૂપી ધુમ્મસ પડેલી છે, એટલા બધા સંજોગો ઊભા થાય છે. અને પેલી ધુમ્મસ કરતાં તો આ અનંત જાતનાં પડ છે. એ એટલાં બધાં ભયંકર આવરણો છે, તે એને ભાન થવા દેતું નથી. બાકી, આત્મા કશું આવ્યોય નથી ને ગયોય નથી. આત્મા પોતે જ પરમાત્મા છે ! પણ ભાન જ થવા દેતું નથી, એય અજાયબી છે ને ! અને એ 'જ્ઞાની'એ જોયેલું છે, જે છૂટા થયા છે એમણે જોઈ લીધું છે.

એટલે આ બધા બુદ્ધિના પ્રશ્નો છે. પ્રશ્ન માત્ર બુદ્ધિના છે ને બુદ્ધિ ખલાસ થાય ત્યારે આ જ્ઞાન થાય એવું છે. લોક તો કહે છે, 'આની આદિ કઈ ?' અલ્યા, આદિ શબ્દ તું ક્યાંથી શીખી લાવ્યો ? એ બધા વિકલ્પ છે. 'જ્ઞાની'ઓએ આમના વિકલ્પો શમાવવા માટે એમ કહ્યું કે, 'અનાદિ-અનંત છે !'

**પ્રશ્નકર્તા** : 'અનાદિ-અનંત'નો અર્થ ના સમજાયો.

**દાદાશ્રી :** અનાદિ-અનંત એટલે શું ? કોઈ પણ વસ્તુ ગોળ હોય ને, તેની શરૂઆત જડે નહિ અને અંતેય ના જડે ! આ માળામાં અંત જડે ખરો ? શરૂઆત પણ ના જડે ને ? એટલે એને અનાદિ-અનંત કહ્યું. લોકોને એમની ભાષામાં સમજણ પાડવી પડે ને ?

બાકી, એવું કશું બનતું જ નથી. અત્યારે પણ પોતે પરમાત્માપદમાં જ છે, પણ એને ભાન નથી. આ સંજોગોના 'પ્રેસરને' લઈને ભાન જતું રહ્યું છે. અત્યારે કોઈ 'કલેક્ટર' હોય, પણ ભાન જતું રહ્યું હોય ત્યારે આપણે પૂછીએ કે, 'તમે કોણ છો ?' પણ એને પોતાનું ભાન ના હોય તો શું જવાબ આપે ? અહીં જીવતા માણસને ભાન જતું રહે છે ને ? એવું આ ભાન બિલકુલ જ નથી રહ્યું. લોકોએ જેમ કહ્યું તેમ અસરો થતી ગઈ, થતી ગઈ, ને તે પ્રમાણે માન્યું છે બધું.

## સનાતનની શરૂઆત તે શી ?

**પ્રશ્નકર્તા** : આત્માને કોણે બનાવ્યો ?

**દાદાશ્રી :** એને કોઈએ બનાવ્યો નથી. બનાવ્યો હોય ને તો તેનો નાશ થાય. આત્મા એ નિરંતર રહેનારી વસ્તુ છે, એ સનાતન તત્ત્વ છે. એનું 'બીગિનિંગ' થયું જ નથી. એનો કોઈ બનાવનાર નથી. બનાવનાર હોય તો તો બનાવનારનોય નાશ થાય અને બનનારનોય નાશ થાય.

**પ્રશ્નકર્તા** : આત્મા જેવી વસ્તુ શા માટે ઉત્પન્ન થઈ છે ?

**દાદાશ્રી :** એ ઉત્પન્ન જેવું થયું જ નથી. આ જગતમાં છ તત્ત્વો છે, તે તત્ત્વો નિરંતર પરિવર્તન થયા જ કરે છે ને પરિવર્તનને લઈને આ અવસ્થાઓ બધી દેખાય છે. અવસ્થાઓને લોક જાણે છે કે, 'આ મારું સ્વરૂપ છે.' એ અવસ્થાઓ વિનાશી છે અને તત્ત્વ અવિનાશી છે. એટલે આત્માને ઉત્પન્ન થવાનું હોતું જ નથી.

**પ્રશ્નકર્તા** : એટલે એકલા આત્માને જ મોક્ષે જવાનું છે, બીજા બધાને કંઈ લાગતું નથી ?

**દાદાશ્રી :** આત્મા મોક્ષસ્વરૂપ જ છે, પણ આમાં આ બીજા તત્ત્વોનું દબાણ આવ્યું છે. તે તત્ત્વોમાંથી છૂટે એટલે મોક્ષ થાય ને પોતે મોક્ષ સ્વરૂપ જ છે. પણ અજ્ઞાને કરીને માન્યા કરે છે કે 'હું આ છું, હું આ છું', ને એથી 'રોંગ બિલીફો'માં ફસાયા કરે છે અને જ્ઞાને કરીને છૂટે.

## વ્યવહાર રાશિની અકબંધ વ્યવસ્થા !

**પ્રશ્નકર્તા :** નવા નવા આત્માઓ દુનિયામાં આવતા હશે કે જેટલા છે તેટલા જ આત્મા આ દુનિયામાં છે ?

**દાદાશ્રી :** તમે એવું પૂછવા માંગો છો કે આ મનુષ્યો વધી ગયા તે ક્યાંથી નવા આવતા હશે ?

**પ્રશ્નકર્તા :** ના, એમ નહીં. આ તો પહેલો આરો, બીજો આરો એમ બધા આરા થાય છે, તો તે વખતે જેટલા આત્મા હતા એ બધા જ આત્મા અત્યારે છે કે પછી એમાં વધઘટ થાય છે ?

**દાદાશ્રી :** એકેય આત્માની વધઘટ થતી નથી. જેટલા અહીંથી મુક્તિમાં જાય છે એટલા આત્મા બીજી જગ્યામાંથી અહીં આવે છે, આ સંસાર વ્યવહારમાં આવે છે. વ્યવહાર એટલે જે જીવોનાં નામરૂપ પડ્યાં, એ વ્યવહારમાં આવી ગયા. એટલે આ ગુલાબનો છોડ છે એ વ્યવહારમાં આવ્યો કહેવાય. અને જેનું હજુ નામરૂપ કંઈ પડ્યું નથી એ વ્યવહારમાં જ આવ્યા નથી. એવા જીવો અનંતા છે કે જે વ્યવહારમાં આવ્યા નથી, એટલે એમનો તો હિસાબ જ ગણશો નહીં. અહીંથી જેટલા મોક્ષે જાય તેટલા પેલામાંથી અહીં આવી જ જાય. એટલે આ વ્યવહારમાં જેટલા જીવો છે તે તેટલા ને તેટલા જ રહે છે. એમાં વધઘટ કશું થતું નથી. એનું નામ સંસાર કહેવાય, એક વધેય નહીં ને એક ઘટેય નહીં. આપને સમજાયું ને ?

જેનું હજુ નામ પણ પડ્યું નથી એવા અનંતા જીવો છે, તેમાંથી અહીં આવે છે. અહીંથી જેટલા જીવો મોક્ષે ગયા કે તરત જ પેલા અહીં આગળ 'એડમિટ' થાય છે. એ બધું કાયદેસર છે. એટલે અહીં તો જેટલા છે ને

એટલા જ રહે, જ્યારે ગણો ત્યારે એટલા ને એટલા જ રહે.

વ્યવહાર એટલે કંઈ પણ નામ પડ્યું; ગુલાબ નામ પાડ્યું, બટાકો નામ પડ્યું, વાયુકાય નામ પાડ્યું, તે બધાય વ્યવહારમાં આવી ગયા. પણ નામ નથી પડ્યું તે હજુ વ્યવહારમાં નથી આવ્યા !

**પ્રશ્નકર્તા** : એ જીવો ક્યાં છે ?

**દાદાશ્રી :** એ બીજી જગ્યાએ છે. એ વાત બહુ સમજવા જેવી છે, બહુ ઊંડી વાત છે. પણ આપણે એટલું બધું ઝીણું ના ઊતરીએ, નહીં તો આત્મા ચૂકી જઈએ. એ બધું જ્ઞાની પુરુષનું કામ ! આપણે તો સમજી લેવું કે આ હકીકત શું છે. પાછું આ ઝીણું યાદ રાખવા જઈએ તો મૂળ કરવાનું રહી જાય. તમે તમારી મેળે જ સમજજો ને તમને પોતાને જ એ બધું દેખાશે. અમે જે દેખાડીએ છીએ એ રીતે ચાલ્યા કરશો તો તમને પણ એ સ્ટેશન આવીને ઊભું રહેશે; કેન્ટિનો દેખાશે, બધુંય દેખાશે. એટલે અત્યારથી પૂછ પૂછ ના કરશો. હજુ અહીં ભરૂચ આવ્યું હોય ને તમે એમ કહો કે, 'દાદા, મુંબઈમાં મરીનડ્રાઈવ કેવું લાગે ?' ત્યારે હું કહું કે, 'ભઈ, મુંબઈ આવવા દોને, ત્યાં જ જઈને જોજોને !' આ તો શું થાય કે સુરત સ્ટેશને પેલી ઘારી આવી હોય તે ના ફાવે ને પેલું મરીનડ્રાઈવ યાદ આવ્યા કરે. એટલે આપણે કહીએ છીએ ને, કે અત્યારે નિરાંતે ખાતા-પીતા જાવ, મુંબઈ જશો એટલે મરીનડ્રાઈવ તમને દેખાશે, અત્યારે નહીં દેખાય તો એનો બોજો રાખવા જેવો નથી.

**પ્રશ્નકર્તા** : આત્માઓની સંખ્યામાં વધઘટ થતી નથી એવો એનો અર્થ થયો ?

**દાદાશ્રી :** વધઘટ થાય જ નહીં, જે છે તે જ છે ! તેમાં ઓછુંય થતું નથી ને વધતુંય નથી. આ જગતમાં એકલો આત્મા જ નહીં, પણ અનાત્માનુંય એક પરમાણુ પણ વધઘટ નથી થતું. આટલી બધી લડાઈઓ થાય, તોફાનો થાય, આટલાં બધા માણસો મરી જાય તો પણ એક પરમાણુ ઘટતું નથી ને એક પરમાણુ વધતું નથી, આત્માની સંખ્યામાં વધઘટ થતી નથી. જેમ છે એમ જગત છે, આનો ફેરફાર થઈ શકે એમ નથી.

**પ્રશ્નકર્તા** : તો પછી આ બધું કમઠાણ જે શક્તિ ચલાવે છે, તે શક્તિને કયા સ્વરૂપે ઓળખવી ?

**દાદાશ્રી :** આ બધું ચલાવે છે તે શક્તિ તો, એવું છે ને, આપણને પાંચ જણ હેરાન કરતા હોય તો આપણે કોનું નામ દઈએ કે આ આપણને હેરાન કરે છે ?

**પ્રશ્નકર્તા** : પાંચેય જણનું.

**દાદાશ્રી :** હા, એવું અહીંયાં પણ કોઈ એકનું નામ દેવાય એવું નથી, આમ બધાં ભેગાં થઈને કરે છે. આ તો બધું 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' છે. એટલે બધાં ભેગાં થઈને કરે, એમાં કોનું નામ દેવાય ? એકનું નામ દેવાય ? અને છે આ બધું ફરજિયાત. આ સંસારમાર્ગ છે અને આત્મા સંસારમાર્ગમાં પસાર થઈ રહ્યો છે એની અસર છે. બીજું કશું છે નહીં, 'ઈફેક્ટ' જ છે ખાલી.

એટલે આત્મા વધેય નહીં ને ઘટેય નહીં. પુદ્ગલે ય વધે નહીં, ઘટે નહીં. આ જડ પરમાણુ છે ને, તેય ઘટે નહીં ને વધે નહીં. આપણે અહીં આગળ ગમ્મે એટલાં બાળી મેલીએ ને, કાપી નાખીએ, તોય એક પરમાણુ વધઘટ ના થાય, બધું તેનું તે જ રહે.

**પ્રશ્નકર્તા** : તો પછી નવા ઉત્પન્ન કેવી રીતે થયા ? મનુષ્યોની વસ્તી વધી ને ?

**દાદાશ્રી :** આ જાનવરમાંથી ઓછાં થયાં એ બધાં અહીં મનુષ્યમાં આવ્યાં. પણ તે પાછાં 'રીટર્ન ટિકિટ' લઈને આવેલાં છે, જ્યાંથી નીકળ્યાં ત્યાંથી 'રીટર્ન ટિકિટ' લઈને આવેલાં છે, 'પણ અહીં આવીને કામ શું કરશો ?' ત્યારે કહે, 'અમે તો લોકોનું બધું ભોગવી લઈશું, અણહક્કનું ભોગવીશું અને મકાનો બાંધી આપીશું, રોડ બાંધી આપીશું, પૂલો બાંધી આપીશું ને મહેનત કરીને મરી જઈશું.' એટલે હતાં ત્યાંનાં ત્યાં જ પાછાં જવાનાં છે. આ ભેળસેળ કરે છે ને એ ત્યાં જવા માટે માર્ક મેળવે છે, આટલા માર્ક મળે એટલે પાછાં ત્યાં જતાં રહે.

## સૃષ્ટિના સર્જન-સમાપનની સમસ્યા !

**પ્રશ્નકર્તા** : ભગવાન આ જીવરૂપી જગત ક્યારે સમેટી લેશે ? અને તે વખતની સ્થિતિ કેવી હશે ?

**દાદાશ્રી :** ભગવાન આ જગત સમેટવાને શક્તિવાન જ નથી. ઊલટા ભગવાન જ આ જગતમાં ફસાયા છે તે છૂટવા માટે ફર્યા કરે છે. 'જ્ઞાની પુરુષ' પાછા રસ્તો દેખાડે ત્યારે નીકળી જાય. જગત સમેટી લેવાને શક્તિવાન કોઈ છે જ નહીં આ જગતમાં.

એટલે આ જગત ભગવાને બનાવેલું છે નહીં. આ જગતમાં ભગવાન એવી વસ્તુ એક છે નહીં, આ તો 'ઓન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' છે. અને 'ધી વર્લ્ડ ઈઝ ધી પઝલ ઈટસેલ્ફ.' 'ઈટસેલ્ફ પઝલ' થયેલું છે આ. એ 'પઝલ' કેવી રીતે થયેલું છે એ અમે જોઈને બોલીએ છીએ, એ તત્ત્વો આમ બધાં ભેગાં થાય છે ત્યારે એમાં બે તત્ત્વોને લઈને આ 'જે' ઉત્પન્ન થયેલું છે, 'તે' જ્ઞાને કરીને નાશ થઈ જાય છે. અજ્ઞાને કરીને ઊભું થયું છે, અજ્ઞાન એટલે વિશેષભાવ, એટલે વિશેષભાવે થઈને ઊભું થયું છે. જ્ઞાનથી એ ઊડી જાય છે.

આ જગત કોઈએ બનાવ્યું નથી. બનાવનાર કોઈ છે નહીં. અહીં બધાં આ ઘરાં ને બધું કોણ બનાવે છે ? કંઈ પટેલ બનાવે છે ? પટેલ તો પૈસા આપી શકે. એ ઘરાં પછી સુથાર, કડિયા, લુહાર, એ બધા બનાવે. એવું આ ભગવાન કંઈ લુહાર કે કડિયો છે ? એ તો ભગવાન છે. એની હાજરીથી બધું ચાલ્યા કરે છે. જેમ પેલી પટેલની હાજરીથી બધું મકાન થયા કરે છે એમ ભગવાનની હાજરીથી આ જગત બધું ચાલ્યા કરે છે અને કશું કરવું ના પડે.

આ પરમાણુમાં એટલા બધા ગુણ છે ને, આ પુદ્‌ગલ એ છે તે જડ વસ્તુમાં અનાત્મ વિભાગમાં એટલા બધા ગુણ છે, કે આ આંખોને એ બધું એની મેળે જ થઈ જાય. કોઈને કશું કરવું ના પડે. આ ગાયની, ભેંસોની, બકરીની આંખો કેવી તેજવાળી હોય ? વાંદરાની આંખો કેવી હોય ? એ બધું એની મેળે જ થઈ જાય છે, પ્રકૃતિ એની મેળે જ થઈ જાય છે.

એ વિજ્ઞાન શું છે, તે અમે જ્ઞાની પુરુષે જાતે દેખેલું, એટલે પોતે જાણે પણ એનું વર્ણન કરી શકાય નહીં. શબ્દોથી એનું વર્ણન હોતું નથી એ. અને શાસ્ત્રોમાંય ફોડ પડ્યો નથી. બાકી મૂળ ફોડ જુદો છે આનો.

એટલે આવું ને આવું કાયમ જગત રહેશે. એને 'સાયન્ટિફિક' રીતે સમજવું હોય તો મારી પાસે આવજો. બાકી તમારી બુદ્ધિથી આ જગત મપાય એવું છે જ નહિ, કારણ કે આ જગતમાંથી જીવો મોક્ષેય જાય છે, અને છતાં જગત આવું ને આવું જ રહેવાનું. એ અજાયબી બધી સમજવી હોય તો અહીં મારી પાસે આવજો. આ જગતને સમેટી લેનાર કોઈ છે નહિ.

આ દુનિયા ભગવાને બનાવેલી નથી. એ ફોરેનના સાયન્ટિસ્ટ મને પૂછતા હતા કે, 'ગોડ ઈઝ ક્રિયેટર. અમારા ક્રાઈસ્ટે કહ્યું છે એ તમે કેમ ના પાડો છો ?' ત્યારે હું કહું છું, 'ગોડ ઈઝ ક્રિયેટર ઈઝ કરેક્ટ બાય ક્રિશ્ચિયન્સ વ્યુ પોઈન્ટ, બાય ઈન્ડિયન વ્યુ પોઈન્ટ, બાય મુસ્લિમ વ્યુ પોઈન્ટ; નોટ બાય ફેક્ટ.'

પરમાત્માએ દુનિયા બનાવી જ નથી. આ દુનિયા 'ઈટસેલ્ફ' થયેલી છે અને 'ઈટસેલ્ફ' 'પઝલ' થયેલું છે આ અને વિજ્ઞાનથી 'પઝલ' થયેલું છે. આ છ તત્ત્વો છે, તેમાં બે તત્ત્વો સાથે રહેવાથી, એમાંથી વિશેષભાવ ઊભો થાય છે. બે તત્ત્વો સાથે થવાથી પોતે પોતાના ગુણધર્મ છોડતાં નથી અને વિશેષ ગુણધર્મ ઉત્પન્ન થાય છે. એને આપણા લોકોએ વ્યતિરેક ગુણો કહ્યું. તે આ ક્રોધ-માન-માયા-લોભ એ આત્માના ગુણો નથી, તેમ આ અનાત્માનાય ગુણો નથી. એ વ્યતિરેક ગુણો છે. એટલે એ વિશેષ ગુણ ઉત્પન્ન થયેલા છે, ને તેનાથી આ જગત ઊભું થયેલું છે, બસ, બીજો કોઈ કરનાર નથી આ દુનિયાનો !

આ લોક તો એવુંય કહે છે કે ભગવાનની ઈચ્છા થઈ આ જગત રચવાની ! પણ જેને ઈચ્છા થાય ને, એ ભિખારી કહેવાય. ભગવાન કોઈ પણ પ્રકારની ઈચ્છાવાળો ના હોય. જ્યાં પરિતૃપ્તિ છે, પરમાનંદ છે, ત્યાં ઈચ્છા ક્યાંથી હોય ? એટલે ભગવાનને ઈચ્છા જ ઉત્પન્ન ના થાય. પણ

આ તો લોકોએ ઠોકી બેસાડ્યું કે ભગવાનને ઇચ્છા થઈ ને આ દુનિયા રચી, એવું તેવું છે નહિ. આ તો વિજ્ઞાન છે આખું. અને વિજ્ઞાનથી ઊભું થયેલું છે. જગત આખું વિજ્ઞાન જ છે.

## એ 'રચના', પોતે જ 'વિજ્ઞાન' !

**પ્રશ્નકર્તા** : આ જગતની ઉત્પત્તિ ક્રિયાશક્તિથી નથી, ઇચ્છાશક્તિથી છે ?

**દાદાશ્રી :** ના, ઇચ્છાશક્તિય નથી. ઇચ્છાવાળો તો ભિખારો કહેવાય. ભગવાનને જો ઇચ્છા હોત ને, તો ભગવાનને ભિખારો કહેત.

**પ્રશ્નકર્તા** : જે કોઈ પૂર્ણબ્રહ્મ છે, એની ખાલી ઇચ્છાશક્તિથી જ. એણે પોતે કંઈ કર્યું નથી ?

**દાદાશ્રી :** નહીં, ઇચ્છાશક્તિય નથી. ઇચ્છાશક્તિ હોત તો ભિખારો કહેવાત. નિરીચ્છક છે ભગવાન તો. ખાલી વિજ્ઞાનથી જ ઊભું થયું છે આ.

**પ્રશ્નકર્તા** : એ વિશેષભાવ એટલે જ ઇચ્છાશક્તિ કહ્યું છે ?

**દાદાશ્રી :** નહીં, વિશેષભાવ ને ઇચ્છાશક્તિમાં બહુ ફેર. વિશેષભાવ એટલે બે વસ્તુ સાથે મૂકવાથી, જેમ સૂર્ય અને દરિયો બે સામે ભેગા થાય ત્યારે વરાળ થાય, તે સૂર્યની ઇચ્છા એવી નથી. દરિયાની ઇચ્છા નથી, એટલે આવી રીતે વ્યતિરેક ગુણ ઉત્પન્ન થઈ, તેમાં ક્રોધ-માન-માયા-લોભ વ્યતિરેક ગુણ ઉત્પન્ન થયા. એને વિશેષગુણ કહેવામાં આવે છે અને તેનાથી આ જગત ઊભું થયેલું છે.

## રૂપી તત્ત્વનાં રૂપો દીસે જગમાંહી !

આ બધી છ પરમેનન્ટ વસ્તુઓ છે. આ પાંચ તત્ત્વો જે છે - પૃથ્વી, તેજ, વાયુ, પાણી, આકાશ. એમાં એક આકાશ તત્ત્વ એકલું જ પરમેનન્ટ છે, બીજાં ચાર તત્ત્વો તો વિનાશી તત્ત્વો છે. જે પૃથ્વી, તેજ, વાયુ, પાણી એ વિનાશી ચીજો છે, એ ચેન્જ થઈ જાય છે. આકાશ વિનાશી નથી.

**પ્રશ્નકર્તા** : આ બધાની ઉત્પત્તિ આકાશમાંથી જ થઈ છે ?

**દાદાશ્રી :** ના, ના. આકાશમાંથી કોઈ ઉત્પત્તિ થઈ નથી આ વર્લ્ડમાં. આમાં જે પરમાણુ તત્ત્વ છે, જેને અણુ કહે છે એમાંથી, આ પરમાણુમાંથી આ બધું ઊભું થયું છે. પરમાણુ એકલું રૂપી તત્ત્વ છે. એ રૂપીમાંથી આ બધું ઊભું થયું છે.

એટલે પરમાણુ નિરંતર આખા જગતમાં હોય છે જ. અને કોઈ જગ્યાએ વધુ ભેગાં થઈ જાય ત્યારે અણુ કહેવાય. તે આ પરમાણુ તો જોઈ શકાય નહિ; કોઈ પણ પ્રકારે ! કેવળ જ્ઞાની એકલા જ જોઈ શકે; બીજું કોઈ જોઈ શકે નહીં !

એવું છે ને, પરમાણુ રૂપી છે અને આકાશ અરૂપી છે. અને આ જે ચાર તત્ત્વો છે ને, પૃથ્વી-તેજ-વાયુ-જળ એ રૂપી છે બધાં. એટલે રૂપીમાંથી રૂપ ઊભાં થયાં છે.

## જ્યારે જોશો ત્યારે, એવું ને એવું જ...

**પ્રશ્નકર્તા** : સાકાર જગત નિરાકારમાંથી થઈ શકે ખરું ?

**દાદાશ્રી :** નિરાકારમાંથી સાકાર જગત થયેલું જ નથી. સાકાર વસ્તુ જ જુદી છે. આ સાકાર વસ્તુ તમે જે રીતે વાપરો છો એવું સાકાર નથી આ. આ તો બધા પર્યાયો છે. અને પર્યાયો બધા વિનાશી છે, ઉત્પન્ન થાય છે ને વિનાશ થાય છે. ફરી પાછા ઉત્પન્ન થાય છે. ને વિનાશ થાય છે. અને કાયમી ચીજો કાયમ જ રહે છે. કાયમી ચીજો કોઈ ઉત્પન્નેય થતી નથી, અને વિનાશેય થતી નથી. એટલે કાયમની ચીજો કાયમ રહે છે અને એનાથી ઉત્પન્ન થતા પર્યાય તે વિનાશ થયા કરે છે, ઉત્પન્ન થયા કરે છે ને વિનાશ થયા કરે છે. જન્મ્યો હોય તે મરે. તેથી કંઈ આત્માને કશું લેવા દેવા નથી. એવું આ જગત જુદી રીતે ચાલે છે, એટલે ગભરાવા જેવું નથી કે આ જગત કોઈક દહાડો તૂટી પડશે. એવું તેવું કોઈ કારણ નથી. એક્ઝેક્ટ આવું ને આવું જ રહેશે. સૂર્ય, ચંદ્ર, તારા જ્યારે જોશો, જ્યારે અવતાર લેશો ત્યારે આવું ને આવું જ દેખાશે !

**પ્રશ્નકર્તા** : કેટલાક લોકો 'ભગવાનની એ ઈચ્છા હતી' એવું અર્થઘટન કરે છે. પણ ખરી રીતે એવું છે કે પોતે અદ્વૈતભાવમાં હતા તેથી

એકાંતિક લાગે છે એટલે સંકલ્પ કરીને દ્વૈતભાવમાં આવે છે અને એનાથી આ સૃષ્ટિનું સર્જન થઈ જાય છે.

**દાદાશ્રી :** સંકલ્પ કરે તો એ ભગવાન જ નહિ.

**પ્રશ્નકર્તા** : ના, સંકલ્પ નહિ. પણ એ દ્વૈતભાવ આખો પ્રગટ થયો.

**દાદાશ્રી :** ના, ભગવાનને દ્વૈતભાવ હોય નહિ ને ભગવાનને અદ્વૈતભાવેય ના હોય. દ્વૈત અને અદ્વૈત, એ તો દ્વંદ્વ છે અને ભગવાન દ્વંદ્વાતીત છે.

**પ્રશ્નકર્તા** : પણ આ દ્વંદ્વ છે તો જ સૃષ્ટિનું સર્જન છે ને ?

**દાદાશ્રી :** હા, એ દ્વંદ્વ જ સૃષ્ટિ છે. સૃષ્ટિ એટલે જ દ્વંદ્વ અને દ્વંદ્વાતીત થઈ ગયો કે કામ ખલાસ થઈ ગયું.

## અનાદિસાંતથી સાદિઅનંતની વાટે !

એવું છે ને 'આ જગતની આદિ' જેવી ચીજ નથી અને અંત જેવી ય ચીજ નથી. લોકો બુદ્ધિથી 'આની આદિ ક્યારે ?' એવું પૂછ પૂછ કરે છે. કારણ કે પોતાની આદિ થઈ છે એવું માને છે એટલે આ જગતની પણ આદિ હોવી જોઈએ, એવું પૂછે છે.

'આ જગતની આદિ' જેવો શબ્દ નથી કે અંત જેવોય શબ્દ નથી. આ સંસારપ્રવાહ અનાદિનો છે, પણ અંતવાળો છે. ત્યારે પૂછે, 'કઈ અપેક્ષાએ અંતવાળો છે ?' ત્યારે કહે, 'આ સંસારપ્રવાહમાં જીવો ભ્રાંતિમાં વહ્યા કરે છે, પણ એને જો 'જ્ઞાની પુરુષ' મળી જાય તો એની ભ્રાંતિનો ત્યાં આગળ અંત આવે છે. એટલે જે અનાદિથી ભ્રાંતિ ચાલી આવી છે એનો અંત આવે છે અને સમ્યક્ત્વનો ઉદય થાય છે. સ-આદિ, એટલે સાદિ થાય છે; એ સમ્યકત્વ ક્યાં સુધી રહેવાનું ? ત્યારે કહે કે, જ્યાં સુધી એને કેવળજ્ઞાન ના થાય ત્યાં સુધી એનો અંત ના થાય. એ સાદિ સાંત કહેવાય છે, સ-આદિ અને સ-અંત ! અને ત્યાં મોક્ષમાં પછી સ-આદિ થઈ અને અનંતકાળ સુધી રહેવાના. એટલે એને સાદિ-અનંત કહ્યું. એટલે પહેલો

અનાદિ-સાંતનો ભાંગો, પછી સાદિ-સાંતનો ભાંગો, પછી સાદિ-અનંતનો ભાંગો !

એટલે આ જગતમાં આદિ જેવી વસ્તુ જ નથી, અંત જેવી ય વસ્તુ જ નથી. એટલે એની કલ્પનાઓ કર્યાનો પાર નથી આવે એવો !!

## જગત-સ્વરૂપ, અવસ્થાઓનું રૂપાંતર !

**પ્રશ્નકર્તા** : તોય પણ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય, એમાં નૈમિત્તિક કારણ શું હશે ?

**દાદાશ્રી :** પણ શેને ઉત્પત્તિ તમે કહો છો ?

**પ્રશ્નકર્તા** : આમ તો આપણે જાણીએ છીએ કે આ પુદ્‌ગલનું રૂપાંતર છે, એથી આ જગત છે. પણ જગત જે ઉત્પન્ન થયું કોઈ પણ સમયે, એ જે ઉત્પત્તિ છે, પછી જે સ્થિતિ રહે છે અને એનો લય થાય છે, આમાં નૈમિત્તિક કારણ શું ?

**દાદાશ્રી :** પણ તમે જગત ક્યાં ઉત્પન્ન થયેલું જોયું ?

**પ્રશ્નકર્તા** : જોયું નથી, છતાં રૂપાંતર થયા કરે છે ને !

**દાદાશ્રી :** રૂપાંતરનો અર્થ જ એ કે ઉત્પન્ન થવું, સ્થિર થવું ને લય થવું, એનું નામ જ રૂપાંતર ! એટલે આ જગત વસ્તુ સ્વરૂપે ઉત્પન્નેય થતું નથી ને લય પણ થતું નથી ને કશું થતું નથી. માત્ર વસ્તુઓની જે અવસ્થાઓ છે એનાં જ રૂપાંતર થયા કરે છે !

**પ્રશ્નકર્તા** : એમાં આત્માની શક્તિ નૈમિત્તિક કારણ ખરી કે નહિ ?

**દાદાશ્રી :** કશુંય લેવાદેવા નહિ. આમાં આત્માને શું લેવાદેવા ? આ દવાવાળાઓ નથી લખતા કે ભઈ, આ દવા ૧૯૭૭માં એકદમ 'સીલ' કરેલી હોય છે તોય ૧૯૭૯માં કાઢી નાખજો. શાથી કહ્યું ?

**પ્રશ્નકર્તા** : એનું તત્ત્વ ખલાસ થઈ જાય એટલે.

**દાદાશ્રી :** એમાં આત્માની શી જરૂર પડે ? એવું આ બધું છે. કાળ

છે, તે દરેક વસ્તુને ખઈ જાય છે. કાળ દરેક વસ્તુને જૂની કરે છે અને પાછી દરેકને નવી પણ કરે છે.

રૂપાંતરમાં બધુંય આવી ગયું. રૂપાંતર એટલે શું ? કે ઉત્પન્ન થવું અને થોડીવાર ટકવું અને નાશ થવું.

**પ્રશ્નકર્તા** : એક વસ્તુનો હજી ખ્યાલ ના આવ્યો. જગતની ઉત્પત્તિ અનાદિકાળથી કહ્યું, પણ ઉત્પત્તિનું કંઈક કારણ તો હોવું જોઈએ ને ?

**દાદાશ્રી :** એનું મૂળ કારણ 'પઝલ' છે આ.

**પ્રશ્નકર્તા** : એ 'પઝલ'ને 'સોલ્વ' કરવા માટેની કોઈ શક્તિ હશે ને ?

**દાદાશ્રી :** ના, આમાં શક્તિની કશી જરૂર નથી. આ તે વિજ્ઞાન જાણીએ એટલે 'પઝલ' 'સોલ્વ' થઈ જાય.

આ જગત છ તત્ત્વોનું બનેલું છે. તત્ત્વો એટલે અવિનાશી અને એ તત્ત્વો પોતાના સ્વભાવમાં જ રમ્યા કરે છે. પણ તત્ત્વો સામસામાં સમસરણ થાય છે એટલે આ બધા જાતજાતના દેખાવો દેખાય છે !

**પ્રશ્નકર્તા** : એ કયા કયા છ તત્ત્વો છે ?

**દાદાશ્રી :** એક ચેતન તત્ત્વ છે. બીજું જડ અને રૂપી તત્ત્વ છે. ચેતન અરૂપી છે. ત્રીજું, આ જડ અને ચેતનને આઘુંપાછું કરનાર તત્ત્વ છે, એનું નામ ગતિસહાયક તત્ત્વ છે. અને ગતિસહાયક તત્ત્વ જો એકલું હોત તો બધું ગતિ જ કર્યા કરત. એટલે પાછું એને જડ-ચેતનને સ્થિર કરવા માટે સ્થિતિસહાયક તત્ત્વ છે. આ ચાર તત્ત્વો થયાં અને પાંચમું આકાશ અને છઠ્ઠું કાળ તત્ત્વ ! આ છ તત્ત્વોથી જગત ઊભું થયેલું છે. એ છ યે કાયમી તત્ત્વો છે.

## કુદરતનું અકળ પ્લાનિંગ !

આ જગત સ્વભાવથી ચાલી રહ્યું છે. દરેક વસ્તુ બધી એના સ્વભાવમાં જ છે અને સ્વભાવની બહાર કશું ગયું નથી. ફક્ત આ વ્યવહાર જે છે, તે આખોય સમસરણ માર્ગ છે, અને તે સમસરણ માર્ગમાં આ જીવો

આવેલા છે. એટલે ત્રણ ભાગ પાડ્યા છે. એક આ અવ્યવહાર રાશિ, બીજી વ્યવહારરાશિ અને ત્રીજું સિદ્ધક્ષેત્ર !

અવ્યવહાર રાશિના જીવો અનંતા છે, વ્યવહારમાં આવ્યા છે એ જીવો પણ અનંતા છે. પણ આ વ્યવહારમાં મનુષ્યોને ગણવા હોય તો ગણી શકાય એવા છે. અને જે વ્યવહારથી મુક્ત થયા છે, સિદ્ધગતિવાળા છે તેય અનંત જીવો છે !

અવ્યવહાર રાશિના જીવો અહીં વ્યવહારમાં આવે છે. એમ માનો ને, પચાસ હજાર જીવો મોક્ષે ગયા તો બીજા પચાસ હજાર અવ્યવહાર રાશિમાંથી આવીને વ્યવહારરાશિમાં પ્રવેશ કરે, એટલે આ વ્યવહાર સરખો ને સરખો જ રહે છે.

વ્યવહાર કોને કહેવાય ? કે જે જીવો સમસરણ માર્ગ કરતા કરતા આવ્યા અને જેમનાં નામ પડ્યાં, એટલે જેને નામરૂપ ઊભું થયું ત્યાંથી એ વ્યવહારમાં આવી ગયા કહેવાય કે 'ભઈ' આ તો ડુંગળી, આ તો ગુલાબ, આ ચોખાનો દાણો, આ લીલ છે.' ઠેઠ મોક્ષે જતાં સુધી અવસ્થાઓ નિરંતર બદલાયા જ કરે છે અને 'ડેવલપમેન્ટ' ચાલુ જ રહ્યા કરે છે. એકેન્દ્રિયમાંથી ધીમે ધીમે પછી આગળ એનું 'ડેવલપમેન્ટ' થતું થતું ઠેઠ પંચેન્દ્રિય સુધી 'ડેવલપમેન્ટ' થાય. પંચેન્દ્રિયમાં આવ્યા પછી 'ફોરેન'માં મનુષ્ય થાય છે, અને પાછો મનુષ્યમાં ડેવલપ થતો થતો થતો થતો હિન્દુસ્તાનમાં આવે. હિન્દુસ્તાનમાં આવેલા અધ્યાત્મમાં ઊંચામાં ઊંચા 'ડેવલપ' થઈ ગયેલા બધા જીવો છે, અને તે જ બધા મોક્ષના અધિકારી છે. 'ફોરેન'વાળા કોઈ મોક્ષના અધિકારી નથી, એ લોકો હજી 'ડેવલપ' થઈ રહ્યા છે ! જે 'ફૂલ' 'ડેવલપ' થઈ ગયો ત્યારે એ અહીંથી મોક્ષે જાય છે !

વ્યવહારમાંથી જેટલા જીવો ત્યાં મોક્ષે જાય, સિદ્ધક્ષેત્રમાં જાય, એટલા જીવો અવ્યવહારમાંથી વ્યવહારમાં આવે છે, એટલે વ્યવહાર શેનું નામ કહેવાય કે વ્યવહારમાં જેટલા જીવો છે, એમાં એક જીવ ક્યારેય ઓછો થતો નથી કે વધતો નથી, એનું નામ વ્યવહાર ! વ્યવહારમાં એક જીવ ઘટ-વધ થઈ જાય ને તો આખી વ્યવસ્થા જ તૂટી જાય !

**પ્રશ્નકર્તા** : કાં તો એક જીવ ઘટી જાય ને કાં તો એક જીવ વધી જાય, તો શું થાય ?

**દાદાશ્રી :** કુદરતનું આખું પ્લાનિંગ જ તૂટી પડે ! આ સૂર્ય આજે ગેરહાજર થઈ ગયો હોય તો કાલે ચંદ્ર ગેરહાજર થઈ જાય, અગર તો કેટલાક તારાઓ પણ ના હોય, પછી કોઈક દહાડો ફલાણો ગ્રહ ના હોય. કારણ કે કહેશે, 'એ તો મોક્ષે ગયા,' તો અહીં અંધારું ઘોર થઈ જાય ! એટલે એક જીવ વધઘટ થાય તો આખું પ્લાનિંગ જ તૂટી જાય. પણ આ બધું તો પૂરી ડીઝાઈન, બધું એક્ઝેક્ટ રહેવાનું.

સૂર્ય-ચંદ્ર-તારા હજી અબજો વર્ષો પછીય આવા ને આવા જ દેખાશે. એનો એ જ શનિનો ગ્રહ ને એનો એ જ શુક્રનો ગ્રહ, પણ મહીંથી જીવ બદલાયા કરે. ફક્ત ખોખાં તેનાં તે જ રહે, બિંબ રહેવાનાં, અને મહીંલો જીવ ચ્યવીને બીજી જગ્યાએ જાય. સૂર્યનારાયણે ય ચ્યવવાના ને બીજા જીવો ય ચ્યવવાના. પણ એ ચ્યવીને જાય તે ઘડીએ જ બીજો જીવ ત્યાં એની જગ્યાએ આવી જાય. એનું નામ 'વ્યવસ્થિત' ! એ કેવી સુંદર ગોઠવણી છે !! ત્રણ વાગીને ત્રણ મિનિટે પેલો જીવ આવી જાય, તે ઘડીએ જ પેલાનું નીકળવાનું થાય. હા, નહિ તો આપણને ખબર પડી જાય કે આમ કેમ 'અંધારું' થઈ ગયું આ ? પણ આવું કશું થાય નહિ. એટલે એક જીવ આઘોપાછો ના થાય અને બધા એકેએક જીવ પોતપોતાની 'સર્વિસ'માં રહેવાના !

જેટલા જીવ અહીંથી મોક્ષે ગયા તો તેટલા જ જીવ અવ્યવહાર રાશિમાંથી વ્યવહારમાં આવી જાય. તે વ્યવહારમાં વધઘટ ના થાય, વ્યવહાર તેટલો ને તેવો જ રહે છે. એટલે કોઈએ ચિંતા ના કરવી કે કોઈ વખતે ફળફળાદિ આ જાતનાં જતાં રહેશે તો શું કરીશું ? આ અમુક જાતનાં ફળફળાદિ જતાં રહે તો બીજી જાતનાં ઉત્પન્ન થાય, પણ એ વ્યવહાર તો ઠેઠ સુધી રહેવાનો જ.

**પ્રશ્નકર્તા** : એવું કહે છે કે આત્મા નિગોદમાંથી આવે છે. પહેલાં બધા આત્મા નિગોદમાં હોય છે, તો નિગોદ એટલે શું ?

**દાદાશ્રી :** નિગોદ એટલે એક દેહમાં બધા કેટલાય જીવો હોય. જેમ એક બટાકામાં ઘણા બધા હોય છે ને ? એવું નિગોદમાં બહુ વધારે પડતા જીવો હોય છે. એ જીવોનું નામ ના અપાયેલું હોય. આ બટાકાને તો નામ અપાયેલું હોય છે.

**પ્રશ્નકર્તા** : તો શરૂઆત નામ આપે ત્યાંથી થાય છે ?

**દાદાશ્રી :** ના. શરૂઆત તો એથી આગળથી છે. એ અવ્યવહાર રાશિ કહેવાય છે કે જે જીવો હજુ વ્યવહારમાં આવ્યા નથી.

**પ્રશ્નકર્તા** : એ નિગોદનો આત્મા હોય એનો પ્રદેશ ક્યાં ?

**દાદાશ્રી :** આ જ ભૂમિકા બધી ! આકાશમાં બધેય પડેલું છે. આખું લોકાકાશ નિગોદથી જ બધું ભરેલું છે.

**પ્રશ્નકર્તા** : અવ્યવહાર રાશિમાંય જીવોની ઉત્પત્તિ તો ખરી ને ?

**દાદાશ્રી :** ના. ત્યાં ઉત્પત્તિ ના હોય. ત્યાં તો અનંતા જીવો છે. એટલે અનંતમાંથી ગમ્મે એટલું ઓછું થાય તોય અનંતપણું જતું નથી. એટલે એ બુદ્ધિથી માપવા જેવું નથી, આમાં બુદ્ધિ પહોંચી શકતી જ નથી. અનંતમાંથી ઓછું થાય જ નહિ. અનંતમાંથી ગમ્મે એટલું કાઢી લો તોય અનંત જ રહે, એનું નામ અનંત કહેવાય. એટલે ત્યાં કશી ખોટ જાય એવું નથી. અને ત્યાં સિદ્ધગતિમાંય અનંત છે, તે ત્યાં ગમ્મે એટલા વધે તોય અનંતના અનંત જ રહે છે.

બ્રહ્માંડમાં મનુષ્યો એકલાં જ સંખ્યાત છે, બીજી બધી જ વસ્તી અસંખ્યાત છે. સંખ્યાત એટલે ઘટવધ થનારી, ઘટે-વધે. અને એ ઘટવધના નિયમો છે પાછા. એ ઘટવધ થાય ને, તે એની 'નોર્માલિટી' છે. અમુક વધે ત્યારે આટલેક સુધી વસ્તી વધે અને પછી પાછી ઘટે ત્યારે આટલેક સુધી વસ્તી ઘટે, એવું 'નોર્માલિટી' છે.

હવે જ્યારે ઘટવાની શરૂઆત થશે ને ત્યારે પહેલું અનંત ભાગ ઘટશે, પછી અસંખ્યાત ભાગ ઘટશે, પછી સંખ્યાત ભાગ ઘટશે, પછી સંખ્યાત ગુણ ઘટશે. પછી અસંખ્યાત ગુણ ઘટશે અને પછી અનંત ગુણ

ઘટશે, પછી પાછું વર્ધમાન થશે. એટલે ઘટ્યા પછી વર્ધમાન થાય અને વર્ધમાન પછી હ્રીયમાન થાય.

**પ્રશ્નકર્તા** : સંખ્યાત અને અસંખ્યાત એટલે શું ?

**દાદાશ્રી :** સંખ્યાત એટલે જે ગણી શકાય એવું હોય. મનુષ્યની વસ્તી સંખ્યાત છે અને તિર્યંચની વસ્તી અસંખ્યાત છે. અસંખ્યાત એટલે ગણી શકાય નહિ, આંકડાઓ પૂરા થાય નહિ. આ અબજની આગળ બોલે છે ને, તે બધા પણ બોલાઈ રહે તોય એ પૂરું ન થાય, એને અસંખ્યાત કહ્યું, સંખ્યા પૂરી થઈ જાય તોય એ પૂરું ન થાય. આ મનુષ્યો એકલાં જ સંખ્યાત છે, ચાર અબજ કે પાંચ અબજ ગણીને કહી દઈએ. બાકી તિર્યંચો અસંખ્યાત છે, દેવો અસંખ્યાત છે. નર્કગતિના જીવો અસંખ્યાત છે અને વ્યવહારના બધા મનુષ્ય સિવાયના જીવો અસંખ્યાત છે. અવ્યવહાર રાશિના જીવો અનંત છે અને ત્યાં સિદ્ધગતિમાંય અનંત સિદ્ધો છે. અનંત એટલે અસંખ્યાતથીય આગળ, પાર જ ના આવે, અંત જ ના આવે, એટલે એને ગણવાનો પ્રયત્ન જ ના કરશો. સંખ્યાતને ગણવાનો પ્રયત્ન કરાય, અને અસંખ્યાતની સંખ્યા જ નથી એટલે શું થાય ? કરોડ, દસ કરોડ અબજ, આમ આગળ કેટલું બધું બોલ બોલ કરીએને તોય આ હિસાબ પૂરો ના થાય, એટલે એને અસંખ્યાતમાં મૂક્યું કે એ સંખ્યામાં આવતું નથી !

આ 'વર્લ્ડ' 'ઈટસેલ્ફ' 'પઝલ' થયેલું છે. એનું કારણ શું છે કે આ જીવો નિરંતર પ્રવાહમાં જ વહ્યા કરે છે, અનાદિ પ્રવાહરૂપે આ જીવો વહ્યા જ કરે છે. જેમ નર્મદાજી નદી આમ વહેતી હોય ને, તેની રીતે આ જીવો નિરંતર વહ્યા જ કરે છે. નિરંતર દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ બદલાયા જ કરે છે ! ક્ષેત્ર હઉ બદલાયા કરે !! એટલે ગયા અવતારમાં દશમાં માઈલમાં હોઈએ તો અત્યારે આ અવતારમાં અગિયારમા માઈલમાં આવીએ. હવે દસમા માઈલમાં સારા સારા બગીચા, સારા માણસો એ બધું જોયું હોય અને પછી અગિયારમા માઈલમાં રણ આવે, ત્યારે મનમાં એમ થાય કે આવું કંઈ રહેવાતું હશે ? દસમા માઈલનું જોયેલું બધું દેખાય. એટલે આ બેને મતભેદ પડ્યા કરે. 'આ ખરાબ છે, આ ખરાબ છે' એમ થયા કરે. આજનું આ જ્ઞાન એને પજવે મહીં. તેનો જ આ કકળાટ ઊભો થયો છે ને, બધો. જ્યાં

સુધી 'આત્મજ્ઞાન' ના થાય ત્યાં સુધી આ કકળાટ કાયમ ચાલુ રહેવાનો.

એટલે આ જગત તો આવું ને આવું જ રહેવાનું, કાયમને માટે આવું જ રહેવાનું. તેમાંથી નિયમથી મોક્ષે જયા કરશે !

## ...અંતે તો જ્ઞાનીસંજ્ઞાએ ઉકેલ !

**પ્રશ્નકર્તા** : જીવ વ્યવહારરાશિમાં આવ્યો તે પછી મોક્ષે જ જવાનો ? તો એનો સમય પણ નક્કી જ હશે ને કે અમુક જન્મો લેશે ને પછી મોક્ષે જશે ? મોક્ષે જવાની સમયમર્યાદા નક્કી હશે ?

**દાદાશ્રી :** જીવ વ્યવહારરાશિમાં આવે ને ત્યારથી જ મોક્ષે જવાની તૈયારી થઈ ગઈ.

**પ્રશ્નકર્તા** : પણ એનો સમય નક્કી હશે ને ?

**દાદાશ્રી :** સમય નક્કી ખરો, પણ મનુષ્યમાં આવ્યા પછી અહંકાર ન કરે તો સમય નક્કી. અહંકાર કરે તો ત્યાંથી પાછો પડે, પછી ઠેકાણું નહિ. અહંકારમાં પાછો ફર્યો પછી ઠેકાણું નહિ, કેટલાય ભવ સુધી રખડે પછી તો ! એટલે અહંકાર ના કરે તો સમય નક્કી છે. આ જાનવરોની પેઠ રહેને, જાનવરો જેમ રહે છે એવી રીતે બધાની જોડે રહે ને, માન-તાન, અહંકારની ભાંજગડ નહિ, લોભની ભાંજગડ નહિ, તો સીધો મોક્ષે ચાલ્યો જાય. પણ આ લોકો જાનવર જેવું નથી રહેતા ને !

**પ્રશ્નકર્તા** : મનુષ્યમાં આવ્યા પછી જાનવર જેવું શી રીતે રહેવાય ?

**દાદાશ્રી :** મારું કહેવાનું કે આ જાનવરો જેવી રીતે રહે છે ને, એવું જીવ જીવે તો મોક્ષે જતો રહે. પણ આ બીજા લોકોનું દેખીને એ પણ એવો થઈ જાય છે. 'આમણે આવું કર્યું ને હું આવો છું' તે પછી એમ કરતાં કરતાં બધું બગડે છે ! પછી એને સત્સંગ સારો મળી જાય અને 'જ્ઞાની પુરુષ' મળે તો છૂટકારો થાય, નહિ તો છૂટકારો થાય નહિ.

**પ્રશ્નકર્તા** : 'જ્ઞાની પુરુષ' અમુક સમયે જ મળશે, એવું નક્કી ?

**દાદાશ્રી :** ના. એ નક્કી નથી. એ તો જેને જે સંજોગ બાઝયો !

એ તો કોઈને આવો ધક્કો વાગ્યો ને એ અહંકારી થયો ! અહંકારી થાય છે એટલે નિરાશ્રિત થયો. આ મનુષ્ય સિવાય બીજા બધા જીવો ભગવાનનાં આશ્રિત છે. પણ આ મનુષ્યો એકલાં જ નિરાશ્રિત છે !

એટલે એનો આ અહંકાર બધો છે, કે 'હું આ કરી લઉં ને હું તે કરી લઉં' ! પાછી જાતજાતની ઈચ્છાઓના ઢગલા છે કે 'આ કરી લેવું છે ને' ! હવે આ મનુષ્યો નિરાશ્રિત રહ્યાં, ને એમાં 'હું કરી લઉં' કહે છે. ત્યારે ભગવાન કહે છે, 'સારું, તું કરી લે !' એટલે ભગવાન છુટ્ટા થયા !!

શું કહો છો ડૉક્ટરસાહેબ ? તમે કહો કે 'આ દવા હું કરું છું, મેં આને આમ સાજો કર્યો ને તેમ કર્યું' તો ભગવાન જુદા થઈ જાય ને ?

એટલે આખી લોકસંજ્ઞાની જ ભાંજગડ છે. લોકોએ જેવું દેખ્યું તેવું શીખ્યા, અને લોકો શીખ્યા તે આપણે શીખ્યા. એ લોકસંજ્ઞાથી કોઈ દહાડો ય મોક્ષે જવાય નહિ. લોકસંજ્ઞા તમને સમજાય છે ? લોકોએ જેમાં સુખ માન્યું છે, એ લોકોની સંજ્ઞાથી જે ચાલશે એ કોઈ દહાડોય મોક્ષે જાય નહિ. 'જ્ઞાની'ની સંજ્ઞાએ ચાલે તો ઉકેલ આવે !

**પ્રશ્નકર્તા** : પણ જન્મ્યો ત્યારથી લોકસંજ્ઞા સિવાય બીજું કશું જડતું જ નથી.

**દાદાશ્રી :** હા, પણ શું થાય એ તો ? લોકમાં રહ્યો એટલે એવું જ હોય ને !

બાકી, સાહજિક હોય ને તો સીધેસીધો મોક્ષે જ જાય. જો, જાનવરો બધા સાહજિક છે. નથી ક્રોધ-માન-માયા-લોભ કશુંય ! એ તમને ગોથું મારે તોય એને ક્રોધ નથી, એ સાહજિક છે. અને એ ખાવા માટે ઉતાવળ કરે તોય એને લોભ નથી, સાહજિકતા છે.

## મોક્ષપ્રાપ્તિ નિશ્ચિત, કાળ અનિશ્ચિત !

**પ્રશ્નકર્તા** : તો અમારે સમજવું શું કે દરેક આત્માને મોક્ષે જવાનો કાળ નક્કી હોય કે કોઈ આત્માનો નક્કી ના હોય ?

**દાદાશ્રી :** દરેક આત્મા મોક્ષે જવાનો છે એ વાત ચોક્કસ છે, પણ એનો મોક્ષે જવાનો કાળ નક્કી નથી હોતો. એ આ મનુષ્ય અવતારમાં શું કરે છે, એના ઉપર આધાર રાખે છે. મનુષ્ય અવતારમાં એ ગૂંચવાડો ઊભો કરે છે કે ગૂંચવાડો ઓછો કરે છે કે ગૂંચવાડો બંધ કરે છે, એના ઉપર આધાર રાખે છે.

**પ્રશ્નકર્તા** : દરેક આત્માને મનુષ્ય અવતાર એક જ સરખા ટાઈમે મળે ? નક્કી ટાઈમે જ મળે છે ?

**દાદાશ્રી :** મનુષ્ય અવતાર તો દરેકને મળવો જ જોઈએ.

**પ્રશ્નકર્તા** : પણ તે નક્કી ટાઈમે મળે છે ?

**દાદાશ્રી :** હા, નક્કી ટાઈમે મળે, મનુષ્યનો અવતાર, જે એની શરૂઆત છે એ નક્કી ટાઈમે મળે છે. અને પછી મનુષ્યનો અવતાર મળ્યો, એટલે ભટકવા માટે એ સ્વતંત્ર થયો ! કારણ કે પછી ગૂંચવાડો ઊભો કરવો એ એના હાથમાં આવી ગયું. એટલે પછીનું ઠેકાણું નથી. પણ ત્યાં સુધીનો રસ્તો તો છે જ અને એ 'ક્લીયર કટ' છે. એટલે દરેક જીવને શરૂઆતનો મનુષ્યનો અવતાર થયો એ બિલકુલ 'રેગ્યુલર', એના ટાઈમસર જ થઈ જાય છે. પણ પછી ગૂંચવાડામાં આવે છે ! ને ગૂંચાય તે એટલો બધો ગૂંચાય છે કે ન પૂછો વાત, એના તો કાળના કાળ જતા રહે છે ! કારણ કે અહીં મનુષ્યમાં એને કર્તાપણું ઉત્પન્ન થાય છે અને કર્તાપણામાં તો બધી છૂટ હોય છે, ગમે તે ગતિમાં જવાની. નર્કગતિમાં જવાનું કાર્ય કરી શકે, જાનવરગતિમાં જવાનું કાર્ય કરી શકે, મનુષ્યમાં સજ્જનતા અને 'સુપરહ્યુમન'નાં કાર્ય પણ કરી શકે, મનુષ્યમાં પાછો આવે એવુંય કાર્ય કરી શકે અને દેવગતિમાં જવાનુંય કાર્ય કરી શકે ! ને જો કદી 'જ્ઞાની પુરુષ' મળી જાય કે વીતરાગ મળી જાય તો સંસારકાર્ય નહીં કરતાં વીતરાગ માર્ગ ઉપર ચાલે, આત્મકાર્ય ઉપર જાય, તો મુક્તિમાં જાય. એટલે મુક્તિ પણ આ મનુષ્યપણામાં જ થાય. બીજે ક્યાંયથી, દેવગતિથીય મુક્તિમાં ના જઈ શકે. બીજી ગતિઓમાં કર્તા નથી, જ્યારે મનુષ્યમાં કર્તા છે.

## 'અહંકારને વાળવો', વીતરાગોની રીત !

**પ્રશ્નકર્તા** : એટલે મનુષ્યગતિમાં જ્યારે પહેલી વખતે આત્મા આવે, તે વખતે બરોબર 'એલર્ટ' રહેવું જોઈએ.

**દાદાશ્રી** : પણ 'એલર્ટ' રહેવું એ સત્તા એના હાથમાં નથી ને ! એને સંયોગો બધા ભેગા થાય છે, એ સંયોગોમાં એ પ્રમાણે પાછો પોતે ગૂંચવાય છે ! ને એ ગૂંચવણી તો બધાને હોય જ !! પણ પોતાનો 'અહંકાર' 'પોતે' જ જો કદી જાણે છતાં પણ ઘટાડે નહિ, ત્યારે જાણવું કે પોતે જાણી જોઈને ગૂંચાઈ રહ્યો છે.

**પ્રશ્નકર્તા** : મને મનમાં વિચાર આવતા હતા કે દરેક આત્માને એક જ સરખો 'સ્કોપ' ના હોય, તો પછી એક આત્મા જલદી મોક્ષે જાય અને એક આત્મા મોડો મોક્ષે જાય. તો પછી એ 'લક' ઉપર થઇ ગયું કે શું હશે ?

**દાદાશ્રી** : ના. એ 'લક' નથી. એ મનુષ્યમાં જન્મ લે છે, ત્યારે જન્મ તો એને સંજોગાનુસાર મળી આવે. અહીં પહેલી વખત મનુષ્ય જન્મ આવે છે, ત્યારે એ જન્મ એવો મળી જાય છે કે તે કંઈ એને મોક્ષે જતાં નુકસાન કરે એવો નથી હોતો. પણ 'પોતે' અહંકારને કઇ બાજુ વાળે છે, તે ઉપર બધો આધાર રાખે છે.

ચોરને ત્યાં જન્મેલો હોય, પણ પોતે જો અહંકાર ના વાળે તો કશું નથી. કારણ કે મનુષ્યપણું એટલે અધિકારી થયો ને ! એટલે અહંકારનો કર્તા થયો છે. એમાં 'પોતે' 'અહંકાર'ને ના વાળે તો કશું નથી. જન્મ તો ગમે ત્યાં થાય, ગમે તે સંયોગ ભેગો થાય, પણ અહંકારને કઇ બાજુએ વાળવો છે; તે આ સ્ટીમરને જેમ હોકાયંત્ર હોય છે ને એવું આમાં હોકાયંત્ર રાખવું જોઇએ. એટલે કે અહંકારને એવો રાખવો જોઈએ કે આ મારે હવે ચલાવવાનું થયું છે માટે મારે ધ્યાન રાખવાનું છે, જરા ધીરેથી, 'આ' દિશામાં જ ચલાવવાનું છે. એમ મનુષ્યનો જન્મ થયો ત્યારથી 'પોતે' 'અહંકાર'ને વાળવાનો છે.

**પ્રશ્નકર્તા** : અને એ સહેલું તો નથી.

**દાદાશ્રી :** એ સહેલું હોત તો તો બધા લોકો કરત. એ જ અઘરું છે, નથી સહેલું ! બહુ જ અઘરું છે ! ! અઘરું છે એથી તો, આટલું જાણવા માટે તો આ આટલા બધાં શાસ્ત્રો લખ્યાં છે ! પણ એ જ બહુ અઘરું છે ને !

કોઈ વાત પોતાને ગમતી આવે છે અને પાછું ના ગમતું આવે છે, 'એને' સંજોગ ગમતો આવે છે ને ના ગમતો આવે છે. હવે ગમતું આવે છે ત્યારે એમાં વીતરાગો શું કહે છે કે આ કોઇ ચીજ ગમાડવા જેવી નથી અને ના ગમાડવા જેવી પણ નથી, આમાંથી 'તું' છેટો રહે. કારણ કે ના ગમાડવા જેવી ચીજ જ નથી. છતાં 'તું' તારી મેળે બંધાય છે કે આ વસ્તુ સરસ છે. અને આને 'સરસ છે' કહ્યું એટલે બીજાને 'ખરાબ છે' બોલીશ. એકને સારું કહ્યું માટે બીજાને ખરાબ કહેવાનો જ. એટલે વીતરાગો શું કહે છે ? બધા સંયોગો જ છે. અને આ તો 'આપણે ભાગ પાડ્યા કે આ સંયોગ બહુ સારો છે ને આ સંયોગ ખરાબ છે. વીતરાગોએ એ બધા સંયોગોને એમ જ કહ્યું કે, 'આ બધા સંયોગો જ છે. અને એ સંયોગો પાછા વિયોગી સ્વભાવના છે, એટલે કોઈપણ સંયોગને ગમતો કરીશ નહિ અને ના ગમતા સંયોગોને તારે ધક્કો નહિ મારવો પડે. જો તું ધક્કો મારવા જઈશ તો તારો મોક્ષ જતો રહેશે. કોઈપણ ના ગમતો સંયોગ ભેગો થયો તો તે ઘડીએ તું એ સંયોગને ધક્કો મારીશ તો તું ફરી ગૂંચવાડામાં પડીશ. માટે એ સંયોગને ધક્કો મારવા કરતાં એને સમતાભાવે તું પૂરો કર. અને એ વિયોગી સ્વભાવનો જ છે. માટે એની મેળે જ વિયોગ થઈ જ જવાનો છે, તારે કશી ભાંજગડ જ નહિ. અને નહિ તોય એ ના ગમતા સંયોગ સામે તું ઊંધો રસ્તો કરવા જઈશ તો પણ કાળ તને છોડવાનો નથી, એટલો કાળ તારે માર ખાવો જ પડશે. માટે આ સંયોગ એ વિયોગી સ્વભાવવાળો છે, એ આધારે ધીરજ ધરીને તું ચાલવા માંડ.'

આ ગજસુકુમારને માટીની પાઘડી બાંધી દીધી હતી ને, એમના સસરાએ ? ને એમાં દેવતા મૂક્યો. તે ઘડીએ ગજસુકુમાર સમજી ગયા કે આ સંયોગ મને ભેગો થયો છે અને તેમાં સસરાએ મોક્ષની પાઘડી બંધાવી છે એવો સંયોગ ભેગો થયો. હવે એ એમણે માનેલું, 'બીલિફ'માં માનેલું

કે આ મોક્ષની પાઘડી બંધાવી છે ને તેમાં દેવતા સળગાવ્યો. હવે નેમીનાથ ભગવાને ગજસુકુમારને કહેલું કે, 'તારું' સ્વરૂપ 'આ' છે અને આ સંયોગો એ 'તારું' સ્વરૂપ નથી. સંયોગોનો 'તું' જ્ઞાતા છે. સંયોગ એ બધા જ્ઞેય છે.' એટલે 'પોતે' એ સંયોગોમાંય જ્ઞાતા રહ્યા. અને જ્ઞાતા થયા તે છૂટી ગયા ને મોક્ષ પણ થઈ ગયો. નહિ તો કલ્પાંત કરીનેય માણસ મરી તો જાય છે જ. મરવાનો થયો, અને કલ્પાંત કરીને મરે, તો પેલું કલ્પાંત કરવાનું ફળ મળશે.

## આત્મજ્ઞાન પછી ક્રમબદ્ધતા !

**પ્રશ્નકર્તા** : જેમ બાળકના શિક્ષણની એકડાથી શરૂઆત થાય છે, એટલે કે ક્રમસર જ તે આગળ વધે છે, એવું ધર્મને વિષે પણ ન કહી શકાય ?

**દાદાશ્રી :** આ ધર્મમાં પણ એવું જ છે બધું. પણ ધર્મમાં અહીં આગળ મનુષ્યમાં આવ્યા પછી પાછું બદલાઈ જાય છે, પછી બધું અવળુંહવળું થઈ જાય છે. અહીંથી, મનુષ્યગતિમાંથી અધોગતિમાં જાય છે કે ઊર્ધ્વગતિમાં જાય છે.

**પ્રશ્નકર્તા** : એટલે અહીં મનુષ્યગતિ પછી ક્રમ જેવું રહેતું નથી ?

**દાદાશ્રી :** ના. પણ આત્મજ્ઞાન થયા પછી પાછો ક્રમ થઈ જાય છે. એટલે આત્મજ્ઞાન થયા પછી ક્રમવાર થાય છે. જ્યાં સુધી મનુષ્યનો જન્મ છે અને આત્મજ્ઞાન ના થાય ત્યાં સુધી ભટકવાનું, એમાં ક્રમ-બ્રમ ઊડી જાય છે બધું. નહિ તો મનુષ્ય જન્મમાં વચ્ચે આવું ના થતું હોય તો તો ભગવાન એવું જ લખી નાખે કે બધું નિયતિના આધીન છે.

## સ્વભાવે જ ઊર્ધ્વગામી ! પણ ક્યારે ?

**પ્રશ્નકર્તા** : આત્માનો મૂળ સ્વભાવ ઊર્ધ્વગામી છે. આ મનુષ્યદેહ આપણને મળ્યો છે એ ઊર્ધ્વગામી સ્વભાવના હિસાબે મળ્યો છે એમ કહેવાય છે. હવે આ મનુષ્યના અવતારમાં જે કર્મો કરે છે એ કર્મોનાં ફળ મળે તો તિર્યંચગતિમાં જવું પડે. હવે તિર્યંચગતિ ભોગવીને મનુષ્યદેહમાં

પાછો આવે, તો એને કયો નિયમ લાગુ પડે છે ત્યાં ?

**દાદાશ્રી :** એ તો એવું છે ને, કે અહીં કર્મ બાંધે એટલે પૌદ્ગલિક ભાર વધ્યો અને પુદ્ગલનું વજન વધ્યું એટલે નીચેની ગતિમાં જાય. પછી નીચલી ગતિમાં એ પુદ્ગલ ભોગવાઈ જાય એટલે પૌદ્ગલિકભાર ઘટ્યો, ને પાછો મનુષ્યમાં આવે ! અને મનુષ્યમાં આવીને મનુષ્યધર્મનો ભાવ તૂટ્યો અને દેવધર્મનો ભાવ ઉત્પન્ન થયો તો હલકો થયો એટલે ઉપર દેવગતિમાં ગયો. બોજો વધે એમ નીચે જાય, તે નીચે સાત પાતાળો છે, સાત લોક છે, ત્યાં સુધી જાય છે ! અને હલકો થાય તો ઉપર છ લોક છે ત્યાં સુધી જાય. એવું આ ચૌદ લોકની દુનિયા છે !

પુદ્ગલ એ અંધકાર છે ને આત્મા એ પ્રકાશ છે. અંધકારમાં ખેંચાયો એટલે નીચે જાય, પ્રકાશમાં ખેંચાયો એટલે ઉપર જાય.

## અધોગામી તો 'અહંકાર'ના આધારે !

**પ્રશ્નકર્તા** : પણ આત્માનો તો સહજ સ્વભાવ છે ને ? તો પછી શ્રેયની સાધના શા માટે કરવી પડે ?

**દાદાશ્રી :** આત્માને શ્રેય નથી ને પ્રેય પણ નથી. આત્માનો સ્વભાવ ઊર્ધ્વગામી છે, નિરંતર ઊર્ધ્વગામી સ્વભાવમાં આત્મા છે. આત્મા ઊર્ધ્વગામી સ્વભાવી છે, જ્યારે પુદ્ગલનો સ્વભાવ અધોગામી છે.

**પ્રશ્નકર્તા** : તો ઊર્ધ્વગામીની વ્યાખ્યા કહો.

**દાદાશ્રી :** ઊર્ધ્વગામી એટલે સ્વભાવથી જ મોક્ષે જાય એવો છે. 'તમે' જો કશી ડખલ ના કરનાર હો તો 'આત્મા' સ્વભાવથી જ મોક્ષે જાય એવો છે, એમાં 'તમારે' કશું કરવું પડે એવું નથી ! અને પુદ્ગલ એ સ્વભાવથી જ અધોગામી લઈ જાય એવું છે. જેટલું પુદ્ગલનું જોર વધ્યું એટલો નીચે દબાય, જેટલું પુદ્ગલનું જોર ઓછું થયું એટલો ઊંચે ચઢે, ને એ જ્યારે પુદ્ગલ રહિત થાય ત્યારે મોક્ષે જાય.

**પ્રશ્નકર્તા** : પણ આત્મા તો ઊર્ધ્વગામી સ્વભાવનો જ છે, તો પછી પાછો નીચે અધોગામીમાં કેમ જાય છે ?

**દાદાશ્રી :** જેમ નુકસાનકારક વિચારો હોય, મનુષ્યોને કોઈ પણ જીવને નુકસાનકારક વિચાર કર્યો કે કોઈને કિંચિત્‌માત્ર દુઃખદાયી થાય એવો વિચાર પણ કર્યો એટલે વજનદાર પરમાણુ ચોંટ્યા, એટલે વજનદાર થયો, એ પછી નીચે લઈ જાય. અને દુનિયાને સારું કરવાના વિચાર થાય તો હલકા પરમાણુ ચોંટે, તો ઉપર લઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ એમ કહેવાય છે ને કે આત્મા તો નિરંતર મોક્ષ ભણી જઈ રહ્યો છે ?

**દાદાશ્રી :** ચોક્કસ, તે આગળ જ જઈ રહ્યો છે, પણ વજનદાર પરમાણુ ભેગા કરે એટલે નીચે જાય. પોતાનો સ્વભાવ ઊર્ધ્વગામી છે અને આ પુદ્‌ગલ એને નીચે ખેંચે છે. ને આ ખેંચાખેંચ ચાલી છે. તેથી આપણે કહીએ છીએ ને કે કર્મથી મુક્તિ લઈ લો. એટલે શુદ્ધાત્મા પ્રાપ્ત થઈ જાય તો પછી પુદ્‌ગલ ખેંચતું ઓછું થઇ જાય. નહીં તો ત્યાં સુધી કાળ, કર્મ, માયા બધું નડવાનું. એટલે પુદ્‌ગલનો પ્રસંગ જ આખો નિકાલ કરશે, ત્યારે ‘એ’ પછી ‘પોતાના સ્વભાવ’માં રહીને મોક્ષે જતો રહેશે.

હવે, પુદ્‌ગલનો સ્વભાવ અધોગામી છે. પણ પુદ્‌ગલનો સ્વભાવ શી રીતે અધોગામી વધારે થાય ? ત્યારે કહે, ‘શરીર જાડું હોય તેના આધારે નહીં કે શરીર વજનદાર હોય તેના આધારે નહીં, અહંકાર કેટલો મોટો છે ને કેટલો લાંબો-પહોળો છે, એના ઉપરથી છે. હોય શરીરે આમ પાતળો, પણ અહંકાર આખી દુનિયા જેવડો હોય અને હોય શરીરે આમ મજબૂત આવો, અઢીસો કિલોનો હોય પણ અહંકાર એનો ના હોય તો એ ડૂબે નહીં ! અહંકાર એટલે વજન ! અહંકારનો અર્થ જ વજન !!!

એટલે આ જગત અપાર છે, પણ કાયદેસર છે. કારણ કે આત્માનો સ્વભાવ જ ઊર્ધ્વગમનવાળો છે, સિદ્ધગતિ ભણી ગમનવાળો સ્વભાવ છે.

## મનુષ્યપણા પછી વક્રગતિ !

**પ્રશ્નકર્તા :** ભૌતિક વિજ્ઞાનના ઉત્ક્રાંતિવાદ, થીયરી ઓફ ઈવોલ્યુશન અને જગતના અનાદિપણાને કેવી રીતે મેળ ખાય છે ? એ સમજાવવા વિનંતી !

**દાદાશ્રી :** જગત અનાદિ અનંત છે. એની મહીં આ જીવો ઉત્ક્રાંતિ પામ્યા જ કરે છે. જીવોના ત્રણ ભાગ પાડેલા છે. એ ત્રણ ભાગમાંથી, એક ભાગમાં બિલકુલ ઉત્ક્રાંતિ થતી જ નથી. એ જીવો તો સ્ટોકમાં પડેલો માલ છે. એને અવ્યવહાર રાશિ કહેવામાં આવે છે. અને સ્ટોકમાંથી આમાં અંદર આવે, વ્યવહારમાં આવે અને વ્યવહાર જીવોની ઉત્ક્રાંતિ થયા જ કરે છે. જીવો ઉત્ક્રાંતિ થઈને છેવટે મોક્ષે જાય છે. ઉત્ક્રાંતિ થતાં થતાં, બધા અનુભવ લેતાં લેતાં, એ આગળ પછી મોક્ષે જાય છે.

ચાર ઈન્દ્રિય હતી ને કાન સૌથી છેલ્લે આવે. સહુથી છેલ્લામાં છેલ્લો કાન આવે. છેલ્લું ડેવલપમેન્ટ કાનનું છે. પાછું આનાથી આગળનું ડેવલપમેન્ટ કાનની જગ્યાએ કાણાવાળું હોય, નહીં તો ચાર ઈન્દ્રિયો હોય.

ચોથી ઈન્દ્રિય આંખ હોય ત્યારે ફુદું થાય. તે આંખ ઊઘડી કે તરત અજવાળાની ઉપર એને મોહ ઉત્પન્ન થાય. એટલે અજવાળા પાછળ જ મરી જાય. આ કાન ઊઘડ્યું એટલે સાંભળવાની પાછળ જ મરી જાય. આખો દહાડો ક્યાંથી સાંભળું, ક્યાંથી સાંભળું, તે પછી રેડિયો સાંભળે, ગાયનો સાંભળવા જાય ! નવું ઊઘડેલું હોય તેને આવું બધું હોય.

આ કીડીઓને ત્રીજી ઈન્દ્રિય નીકળી નવી કે દોડધામ દોડધામ કરીને અહીં આગળ લટકાવ્યું હોય ને, તે સીલીંગથી ત્રણ ફૂટ નીચે હોય તપેલી, તો ય અહીં જમીન પરથી એને ખબર પડે, નાકની ઈન્દ્રિયથી, કે અહીં આગળ ઘી છે. હવે એ સમજે કે અહીં કેવી રીતે જવાય. તે પછી આમ ભીંતે રહીને ઉપર જાય અને પછી નીચે ઊતરે અને પછી ઘી ચાટે. કારણ કે આ નાકની ઈન્દ્રિય ફૂટી કે એની પાછળ જ આખો દહાડો ધમાલ ધમાલ કર્યા કરે !

બાકી આ લોકો ચોર્યાસી લાખ યોનિઓ કહે છે ને, એ તો બધી થઈને ચોર્યાસી લાખ યોનિ જીવ જાતિની છે. બાકી એવું ફરી ચોર્યાસી ફરવા જાય તો ફરી દેખાય જ નહીં ને, શાનો દેખાય ? પણ એવું નથી. એ તો અહીં જ ભટક ભટક કરવાનું. માણસમાંથી જાનવરમાં જાય તે આઠ અવતાર સુધી પેલી બાજુ જાય, ને પાછો અહીં જ આવે.

**પ્રશ્નકર્તા** : પણ ઉત્ક્રાંતિના નિયમ પ્રમાણે મનુષ્યપણામાંથી નીચલી ગતિમાં ના જઈ શકે ને ?

**દાદાશ્રી :** એવું છે, મનુષ્યગતિ એકલી જ એવી છે કે જ્યાં 'ચાર્જ' અને 'ડિસ્ચાર્જ' બંને ક્રિયા થઈ રહી છે; જ્યારે દેવગતિ એકલી 'ડિસ્ચાર્જ' સ્વરૂપે છે, તિર્યંચગતિ 'ડિસ્ચાર્જ' સ્વરૂપે છે, નર્કગતિ 'ડિસ્ચાર્જ' સ્વરૂપે છે. એટલે આ મનુષ્યમાંથી જાનવરગતિમાં કે દેવગતિમાં કે નર્કગતિમાં બધે ગયેલા હોય, એ મનુષ્યમાંથી જ ગયેલા છે. આ ડાર્વિનની 'થીયરી' છે એ તદ્દન ખોટી નથી, એની 'થીયરી' દસ-પંદર ટકા બરોબર છે. પણ આ તો ત્રણસો સાઠ 'ડીગ્રી'ઓ હોય છે ! અને એ બધાનું એને પૂરેપૂરું જ્ઞાન નહોતું. એને બુદ્ધિથી મળ્યું તે બરોબર છે, 'કરેક્ટ' છે. પણ પછી આખો માર્ગ વળાંક લે છે તેની એને ખબર નથી કે મનુષ્યમાં આવ્યા પછી ગાયો-ભેંસો ય થાય છે, આ ગાયો-ભેંસો એ 'ડેવલપમેન્ટ'ની ગતિ નથી, એ તો મનુષ્યમાંથી જાય છે.

એટલે ઉત્ક્રાંતિનો નિયમ દસ ટકા જ સાચો છે. નેવું ટકા બીજી એને ખબર નથી. દસ ટકામાં એણે મનુષ્યગતિ સુધીની શોધખોળ કરી છે ને ! તે મનુષ્ય પછી જે વક્રગતિ થાય છે, એને આ સમજણ પડેલી નથી કે મનુષ્યમાંથી હાથી શી રીતે થયો ? પાડો શી રીતે થયો ? ગેંડો શી રીતે થયો ? માછલી શી રીતે થઈ ? વ્હેલ શી રીતે થઈ ? એ એમને સમજ પડતી નથી. બાકી એનો આજે ઉત્ક્રાંતિનો નિયમ છે, ડાર્વિનની થીયરી છે, એ બરોબર છે. પણ તે ટેન પરસેન્ટ સાચું છે. એથી આગળ તો ઘણું બધું છે. આ વ્હેલ શી રીતે થતી હશે ? ત્યાં ક્યાં ઉત્ક્રાંતિનો નિયમ આવ્યો ? એ તો વક્રગતિ છે, મનુષ્યમાંથી પાછો ફર્યો છે. આ ગેંડો ક્યાંથી થયો ? એ ય મનુષ્યમાંથી પાછો ફરેલો. આ વાઘ-સિંહ ક્યાંથી પાછા ફર્યા ? મનુષ્યમાંથી પાછા ફરેલા. તે વાઘ-સિંહને એનાં બચ્ચાં હોય, તે બચ્ચાં હોય ત્યાંથી જ માંસાહાર કરે કે ના કરે ? અને આપણી ગાયો-ભેંસોના બચ્ચાં ? મોટા થાય તો ય માંસાહાર ના કરે. એનું શું કારણ ? ત્યારે કહે, 'આ 'વેજિટેરિયન' અને પેલા 'નોન વેજિટેરિયન'. એટલે એવું આમાં ય ઓળખાય કે આ મનુષ્યો જ અહીં 'વેજિટેરિયન' હતા, તે આ ગાય-ભેંસમાં

આવ્યા છે. અને જે મનુષ્યો 'નોન વેજિટેરિયન' હતા, તે વાઘ-સિંહમાં આવ્યા છે. તે બધું ઓળખાય છે.

**પ્રશ્નકર્તા** : તો મનુષ્યમાં આવ્યા પછી પૃથ્વીકાય, તેઉકાયમાં જાય કે નહિ ?

**દાદાશ્રી** : પૃથ્વીકાય કે તેઉકાયમાં જાય નહિ. બહુ ત્યારે સ્થાવર કાયમાં, ઝાડમાં જઈ શકે. મનુષ્યમાંથી બહુ ત્યારે આઠ અવતાર તિર્યંચમાં જાય.

એટલે આખી દેવગતિ, આખી નર્કગતિ અને અમુક ભાગ જ તિર્યંચગતિ એ મનુષ્યમાંથી ગયેલાં છે. મનુષ્યો 'ચાર્જ' અને 'ડિસ્ચાર્જ બંને કરે છે અને 'ચાર્જ' અને 'ડિસ્ચાર્જ'થી પર પણ રહી શકે છે. એટલે મોક્ષે જઈ શકે એટલી મનુષ્યમાં શક્તિ છે.

સજ્જનતા તૂટે નહિ, એને મનુષ્યપણું જાય નહિ. અને પોતાને પાશવતાના વિચારો રહ્યા કરતા હોય તો એને તિર્યંચમાં લઈ જાય. ભોગવવાની હદ હોય. તારી માલિકીનું હોય તે ભોગવજે ને માલિકીનું ના હોય તેનો તો વિચાર પણ ના કરીશ. આ તો અણહક્કનું ભોગવે છે, તે જ તિર્યંચમાં લઈ જાય એટલે આપણા વિચારો જ આ ગતિઓમાં લઈ જાય છે.

અમુક સ્થાવર ફળ આપનારાં ઝાડો છે, જે મનુષ્યે પ્રપંચ ને એવું બધું કર્યું હોય તે પછી નારિયેળી, કેરીઓ-રાયણા એવાં ઝાડમાં જાય અને લોકોને આખી જિંદગી પોતાનાં ફળ આપે ત્યારે લોકોના ઋણમાંથી મુક્ત થાય છે, આટલી મધુર કેરીઓ હોય તો ય પોતે કેરી ના ખાય ને ? એવી કેરી લોકોને આપીને કર્મમુક્ત થાય છે. એટલે આ બધું 'સાયન્ટિફિક' છે. એમાં કોઈનું ચાલે એમ નથી.

## ...ત્યારે મોક્ષે જશે

**પ્રશ્નકર્તા** : 'થીયરી ઓફ ઈવોલ્યુશન'ની વાતમાં, ઉત્ક્રાંતિવાદમાં જીવ એકેન્દ્રિય, બે ઈન્દ્રિય એમ 'ડેવલપ' થતો થતો મનુષ્યમાં આવે છે. અને મનુષ્યમાંથી ફરી પાછો પશુમાં જાય છે. તો આ 'ઈવોલ્યુશન'ની

'થીયરી'માં જરા વિરોધાભાસ લાગે છે. એ જરા સ્પષ્ટ કરી આપો.

**દાદાશ્રી :** ના. એમાં વિરોધાભાસ જેવું નથી. 'ઈવોલ્યુશન'ની 'થીયરી' બધી બરોબર છે. ફક્ત મનુષ્ય સુધી જ 'ઈવોલ્યુશન'ની થીયરી 'કરેક્ટ' છે, પછી એની આગળ એ લોકો જાણતા જ નથી.

**પ્રશ્નકર્તા** : મનુષ્યમાંથી પશુમાં પાછો જાય છે ખરો એમ પ્રશ્ન છે.

**દાદાશ્રી :** એવું છે, પહેલાં ડાર્વિનની 'થીયરી'થી આમ ઉત્ક્રાંતિવાદ પ્રમાણે 'ડેવલપ' થતો થતો મનુષ્ય સુધી આવે છે, અને મનુષ્યમાં આવ્યો એટલે 'ઈગોઈઝમ' સાથે હોવાથી કર્તા થાય છે. કર્મનો કર્તા થાય છે એટલે પછી કર્મ પ્રમાણે એને ભોગવવા જવું પડે છે. 'ડેબિટ' કરે ત્યારે જાનવરમાં જવું પડે અગર તો નર્કગતિમાં જવું પડે. અને 'ક્રેડિટ' કરે ત્યારે દેવગતિમાં જવું પડે અગર તો મનુષ્યમાં રાજાપણું મળે. એટલે મનુષ્યમાં આવ્યા પછી 'ક્રેડિટ' અને 'ડેબિટ' ઉપર આધાર રાખે છે.

એટલે અહીં 'ક્રેડિટ'-'ડેબિટ' કરનારા લોકો ખરા કે નહિ ? અત્યારે લોકો 'ડેબિટ' વધારે કરે છે ને ? એમને ખબર નથી કે કયે ગામ જવાશે, પણ 'ડેબિટ' કરી નાખે છે ને ? એટલે પછી બે પગના ચાર પગ અને પૂંછડું મળે ! પણ ફરી પાછું અહીં મનુષ્યમાં આવવાનું, પછી વધારે નીચે નહીં ઊતરવાનું. મનુષ્યમાં એક ફેરો આવ્યા પછી સો વર્ષ-બસ્સો વર્ષ ભોગવીને પછી પાછો અહીં મનુષ્યમાં જ આવે. પછી આ સ્થાન, મનુષ્યપણું છોડે નહિ. અહીંથી પછી મોક્ષે જતાં સુધી મનુષ્યપણું એનું જાય નહિ. 'ડેબિટ' હોય તો સો-બસ્સો વર્ષ જાનવરમાં જઈ આવે, લાખ્ખો વર્ષ નર્કગતિમાં જઈ આવે અગર તો 'ક્રેડિટ' હોય તો લાખ્ખો વર્ષ દેવગતિમાં જઈ આવે. પણ ત્યાંથી ભોગવટો પૂરો થયો કે પાછો અહીંનો અહીં જ. અહીંથી જ્યારે મોક્ષની તૈયારી કરશે ત્યારે મોક્ષે જશે, ત્યાં સુધી આ ભટક ભટક કરવાનું છે.

**પ્રશ્નકર્તા** : મનુષ્યમાં આવે છે ત્યારે એનું મન પણ 'ડેવલપ' થયેલું હોય છે, તો એ પાછો જાનવરમાં જાય છે તો પાછું મનનું 'ડેવલપમેન્ટ' ગુમાવે છે ?

**દાદાશ્રી :** ના. પણ એ મનની ઉપર આવરણ આવી જાય છે. ત્યાં જાનવરગતિમાં એને મન હોય છે, પણ એ 'લિમિટેડ' રહે છે પછી ત્યાં એનો ખોરાકેય એવો છે, બ્લડ બધું એવું જાનવરનું જ આવે છે. પણ એ ગતિમાં બધું ભોગવવા જવું પડે છે. એવું ના હોત ને તો તો લોક નોકરી કરવા જાત જ નહિ ને ચોરીઓ કરીને જ ખાત ! પણ આનું તરત જ ફળ મળે છે બીજા અવતારમાં.

હવે અહીં અણહક્કનું ખઇ જાય છે. ભેળસેળ કરીને વેચે છે, અણહક્કનું ભોગવે છે, એ બધા પાશવતાના વિચારો છે, એ જાનવરમાં જવાની તૈયારી થઈ રહી છે. આપણે સમજી જવાનું કે આવા વિચારો છે એને જાનવરમાં લઈ જશે અને અહીં સજ્જનતાના વિચારો એને ફરી મનુષ્યમાં લાવશે. અને પોતાની હક્કની ચીજ હોય તે બીજાને આપી દે એવા 'સુપરહ્યુમન'ના વિચારો હોય તો એ દેવગતિમાં જશે.

**પ્રશ્નકર્તા** : પશુયોનિમાં એને સારા-ખોટા વિચાર આવે ખરા ?

**દાદાશ્રી :** ના. ત્યાં તો એવા વિચારો કશું જ ના હોય. એ પશુયોનિ એટલે તો એકલું ભોગવવાની યોનિ. દેવગતિ ય ભોગવવાની ને નર્કગતિ એય ભોગવવાની. અને એકલું મનુષ્યમાં જ કર્મ બાંધવાનાં અને કર્મ ભોગવવાનાં બંને સાથે હોય.

**પ્રશ્નકર્તા** : 'ક્રેડિટ' અને 'ડેબિટ' બંને બંધ થઇ જાય તો ?

**દાદાશ્રી :** 'ક્રેડિટ' અને 'ડેબિટ', પુણ્ય ને પાપ બંને બંધ થઈ જાય તો મોક્ષે જાય !

## ગતિ ભટકામણનો કુદરતી કાયદો !

**પ્રશ્નકર્તા** : પણ એવું કહે છે ને, માનવજન્મ જે ચોર્યાસી લાખ ફેરા ભટકીને આવ્યા પછી મળ્યો છે, તે ફરી પાછું એટલું ભટકવાનું થાય ને પછી માનવજન્મ મળે ને ?

**દાદાશ્રી :** ના, એવું કશું નથી. એક ફેર મનુષ્યજન્મમાં આવ્યો ને પછી આખી ચોર્યાસી ફરવી પડતી નથી. એને જો પાશવતાના વિચાર આવે

તો આઠ ભવ એને પશુયોનિમાં જવું પડે, તે ય પાછું સો-બસ્સો વર્ષ માટે. પછી પાછો અહીંનો અહીં, મનુષ્યમાં આવે છે. એક ફેરો મનુષ્ય થયા પછી ભટકવાનું બહુ હોતું નથી.

**પ્રશ્નકર્તા** : એક જ આત્મા ચોર્યાસી લાખ ફેરા ફરે ને ?

**દાદાશ્રી :** હા, એક જ આત્મા.

**પ્રશ્નકર્તા** : પણ આત્મા તો પવિત્ર છે ને ?

**દાદાશ્રી :** આત્મા પવિત્ર તો અત્યારેય છે. ચોર્યાસી લાખ યોનિઓમાં ફરતાંય પવિત્ર રહ્યો છે ને પવિત્ર હતો ને પવિત્ર રહેશે !

**પ્રશ્નકર્તા** : તો પછી એ ફરવાનું કારણ શું ?

**દાદાશ્રી :** આત્માને કોઈ કારણ નથી, એ તો આનંદમાં જ છે. જેને દુ:ખ હોય તેને દુ:ખ કાઢવાની ઈચ્છા હોય. બાકી આત્મા તો આનંદમાં જ છે.

## ભિન્નતા ભાળી ભ્રાંતિમાં ....

**પ્રશ્નકર્તા** : જગતમાં ભિન્નત્વ ઉત્પન્ન થયું, શા માટે ? ભિન્નત્વ ન હોય તો આત્માની એકતા જગતમાં બધે પ્રસરેલી હોત. જગતમાં સુખ અને દુ:ખ એ પણ ભિન્નત્વ છે, પૈસાદાર અને ગરીબ એ પણ ભિન્નત્વ છે. તો આ ભિન્નત્વ ઉત્પન્ન શા માટે થયું ?

**દાદાશ્રી :** એવું કશું આ દુનિયામાં ઉત્પન્ન થયું નથી અને કશું વિનાશ થયું નથી. ઉત્પન્ન અને વિનાશ એ બધી ખાલી અવસ્થાઓ દેખાય છે. મૂળ તત્ત્વને કશું જ થતું નથી. અવસ્થાઓમાં ભિન્નત્વ ભ્રાંતિવાળાઓને દેખાય છે. મૂળ તત્ત્વમાં કશો ફેર થતો નથી.

આ તો વિપરીત બુદ્ધિ બધું દેખાડે છે. બુદ્ધિ જન્મ પામી છે. તે 'એન્ડ' થતાં સુધી બુદ્ધિ આમાં ફસાવ ફસાવ કરે છે. જો બુદ્ધિ 'રીટાયર્ડ' થઈ જાય તો કામ કાઢી નાખે. પણ 'રીટાયર્ડ' થાય નહિ ને, એંસી વર્ષેય 'રીટાયર્ડ' ના થાય.

**પ્રશ્નકર્તા** : પાણી અને તાડી, એ બેમાં ભિન્નત્વ છે.

**દાદાશ્રી :** એ બધું ભિન્નત્વ હોય જ ને ! એ સ્વાભાવિક રીતે એનું ભિન્નત્વ હોય. તાડી ધોળી દેખાય પણ પીએ ત્યારે ચઢતી જાય અને પાણી ચઢે નહિ. સહુ સહુનો પ્રભાવ બતાવ્યા વગર રહે નહિ ને !

**પ્રશ્નકર્તા** : દરેક જાતના જીવના કે મનુષ્યના આહારમાં ભિન્નત્વ રાખ્યું છે.

**દાદાશ્રી :** ભિન્નત્વ છે જ, દરેક વસ્તુમાત્રમાં ભિન્નત્વ છે. બે રઈ હોય ને, તેમાંય ભિન્નતા છે.

**પ્રશ્નકર્તા** : એ ભિન્નત્વ શા માટે ઉત્પન્ન થયું ? એ ન હોત તો સુખ જ હોત.

**દાદાશ્રી :** હા, પણ એ તો બધી કલ્પનાઓ છે ને ! આ બુદ્ધિ છે ને એ કલ્પનાઓ કરાવડાવે કે 'આ ના હોત તો, આમ હોત તો આમ થાત, પણ એ શબ્દ જ 'ડિક્ષનરી'માંથી કાઢી નાખવો જોઈએ. 'આમ હોત તો આમ થાત' એ શબ્દ જ ના હોવો જોઈએ, 'ડિક્ષનરી'માંય કોઈ દહાડો રાખશો નહિ.

**પ્રશ્નકર્તા** : તો આ ભિન્નત્વ આત્મા પરમાત્માએ ઉત્પન્ન કર્યું ? જાણી બૂઝીને કર્યું કે આપોઆપ થઈ ગયું ?

**દાદાશ્રી :** નહીં, ભિન્નત્વ છે જ નહિ. એને દેખાય છે એ એની 'રોંગ બીલિફ' જ છે. જેમ એક માણસને અહીં આગળ દહાડે પુસ્તક વાંચ્યું હોય અને એમાં ભૂતની વાત કંઈ વાંચવામાં આવી હોય અને રાતે એકલો હોય ને રૂમમાં સૂવા ગયો અને બીજી રૂમમાં ઉંદરડાએ કંઈક પ્યાલો ખખડાવ્યો કે તરત આય ફફડે. હવે એ જ્યારથી એને ભૂત મનમાં પેઠું તે નીકળે નહિ ત્યાં સુધી એને ભૂતની અસર રહ્યા કરે, એવી આ અસરો છે.

**પ્રશ્નકર્તા** : સૃષ્ટિની અંદર પણ જીવમાત્રમાં ભેદો પાડ્યા છે ?

**દાદાશ્રી :** જીવમાત્રમાં ભેદ છે જ નહિ. જીવ બધા એક જ સ્વભાવના છે. ફક્ત ભેદ તો, એની દૃષ્ટિભેદથી આ બધા ભેદો દેખાય છે. અને આ ભેદ એ કુદરતનું સંચાલન છે. અને તે પણ બાહ્ય ભેદ છે, 'કપડાં'નો ભેદ છે, મૂળ ભેદ નથી.

**પ્રશ્નકર્તા** : આચરણમાં ભેદ છે. જેવી રીતે ગાય, ભેંસ, બકરી એ શાકાહારી છે અને સિંહ, વાઘ એ માંસાહારી છે. આ ભેદ કોણે ઉત્પન્ન કર્યો ? એ ભેદ છે, એ શા માટે ? એ જીવનો ભેદ છે ? શરીરનો ભેદ છે ? કે ભૌતિક ભેદ છે ? આ જીવમાં ભેદ છે એટલે એ લોકોનાં જીવનમાં ભેદ છે ?

**દાદાશ્રી :** ના. એવું નથી. આ હું તમને વાત કરું, સાંભળો. કેટલીક કોમ છે, એ બધા લોકો માંસાહાર નથી કરતા ને ? હવે એમને જાનવરમાં જવાનું થયું તો શામાં જાય ? જ્યાં માંસાહારી કોમ ના હોય ત્યાં જાય. એટલે ગાયો-ભેંસો જે માંસાહાર ના કરતાં હોય એ એમાં જાય. અને માંસાહારી રાજાઓ ને એ બધા હોય તે જાનવરમાં જાય. તે પાછા શામાં જાય ? એ કંઈ ગાય-ભેંસમાં ના જાય. એ તો સિંહ-વાઘમાં જાય. એટલે આ બધી વ્યવસ્થા બિલકુલ પદ્ધતિસરની છે. દરેક દેશમાં 'વોરીયર્સ' નિયમસર જ પાકે છે.

એવું છે, આ જગતમાં એક જ જાતના બધા લોકોના વિચારો દરેક મનુષ્યોના જુદા જુદા વિચારો જ હોય છે. એનું શું કારણ ? આ ગોળ હોય છે, 'સર્કલ' એવું તમે જોયેલું ? એમાં ત્રણસો સાઠ 'ડિગ્રી'માં જગતમાં મનુષ્યો રહેલાં છે. એટલે જે 'ડિગ્રી' ઉપર - અંશ ઉપર ઊભો રહ્યો છે, એને ત્યાંથી જેવું દેખાય એવું જ એ બોલે. એમાં એનો દોષ નથી. એટલે 'ડિગ્રી' પર બધું મતભેદવાળું છે. કારણ કે જુદા જુદા અંશ છે. અને વચમાં-'સેન્ટર'માં આવે ત્યારે ખબર પડે કે 'પરમાત્મા શું છે ? જગત શું છે ? કેવી રીતે જગત ચાલે છે ?'

## જગતકલ્યાણની અદ્ભુત, અપૂર્વ ભાવના !

**પ્રશ્નકર્તા** : હવે 'આત્મા છે' એવું તો જૈનોએ, વેદાંતોએ અને

બધાએ કહ્યું છે પણ અત્યારની જે 'સાયન્સ' દૃષ્ટિ છે તે 'યુનિવર્સલી' બધા કેમ 'એક્સેપ્ટ' નથી કરતા ?

**દાદાશ્રી :** ના કરે. કારણ કે એને સમજાય નહિ ને ! આત્માનું અસ્તિત્વ તો આપણા હિન્દુસ્તાનમાં દરેક દર્શન સ્વીકારે છે. 'ફોરેન'વાળાને આત્માના અસ્તિત્વનું દર્શન હોય નહીં. કારણ કે એ લોકો હજુ પુનર્જન્મને જ સમજતા નથી. જે લોકો પુનર્જન્મ સમજે છે, તેને જ આત્માના અસ્તિત્વનું દર્શન હોય.

**પ્રશ્નકર્તા** : પણ આ વાત 'યુનિવર્સલી' સત્ય હોય, તો પછી એવી રીતે 'યુનિવર્સલી' કેમ બધાને પહોંચી શકતી નથી ?

**દાદાશ્રી :** એવું છે ને, જે બધાં સત્ય છે તે 'યુનિવર્સલી' હોય તો પણ એ સાપેક્ષ સત્યો છે. હું તમારી જોડે વાત કરું ને, પણ એ વાત આ ભાઈ ના સમજી શકે કે હું શું કહેવા માંગું છું અને તમે તરત સમજી જાવ. એટલે દરેકના 'વ્યુપોઈન્ટ' જુદા જુદા હોય અને હિન્દુસ્તાન સિવાય બહારનો કોઈપણ માણસ એ આત્મા સંબંધમાં કશુંય સમજી શકે નહિ. મારી પાસે 'ફોરેન'ના 'સાયન્ટિસ્ટો' આવશે તો ત્યારે હું બધી વિગત એમને સમજાવીશ. અને 'સાયન્ટિસ્ટો' એકલા આ સમજી શકે, તે પણ અમુક હદ સુધીનું. તમે જેટલું આ સમજી શકો તેટલું તો એય ના સમજી શકે. કારણ કે હજી એ લોકો 'ડેવલપ' જ નથી ને ! 'અધ્યાત્મ'માં 'ફોરેન'વાળા બધા 'અંડર ડેવલપ' છે.

**પ્રશ્નકર્તા** : હિન્દુસ્તાનમાં એવો પુરુષાર્થ કોઈ કેમ ના કરી શકે કે જેથી કરીને બધાને 'યુનિવર્સલી' આ વાત પહોંચે ?

**દાદાશ્રી :** આ વાત પહોંચી શકે, પણ અત્યારે વીતરાગોનું જે 'લાઈટ' છે ને, તેમની વાત પર આવરણ પડી ગયેલું છે. અત્યારે હું એકલો 'જ્ઞાની પુરુષ' છું. આખા 'વર્લ્ડના' પ્રશ્નોના ખુલાસા આપવા તૈયાર છું, ચારેય અબજ માણસોને સંપૂર્ણ ખુલાસા આપવા તૈયાર છું પણ મને એ ભેગા થવા જોઈએ. બાકી નહીં તો હું શું કરી શકું ? ક્યાં ક્યાં પહોંચી વળું ? તમે મને ભેગા થયા એ 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ'

છે અને ભેગા થયા તો તમારું કામ થાય. નહિ તો જે ભેગો ના થાય એનું કામ થાય નહીં. ભેગો થાય તો એને બધા ખુલાસા થાય, નહિ તો એને ખુલાસા થાય નહિ.

બાકી, એક દહાડો બધા 'સાયન્ટિસ્ટો'ને ભેગા કરવાનો મારો વિચાર છે અને તે 'હૉલ વર્લ્ડ'ના બધા 'સાયન્ટિસ્ટો'ને અને ત્યારે આખી ખુલ્લમ્‌ખુલ્લી બધી હકીકત બતાવીશ કે 'આ શરીર શેનું બનેલું છે ? મન શું છે ? મનનો જન્મ કેવી રીતે થાય ? મનનો વિલય કેવી રીતે થાય ? બુદ્ધિ શું છે ? આત્મા શું છે ? જગત કેવી રીતે ચાલે છે ?' એટલે આખું વિજ્ઞાન છે આ તો, અને લોકોને પહોંચે તો લાભ થાય એવું છે.

**પ્રશ્નકર્તા** : મારું કહેવાનું આ જ હતું કે આપની પાસે 'હું આત્મા છું, હું અસંગ છું' એ બધું 'એક ને એક બે'ની જેમ સ્પષ્ટ થઈ જાય, 'કશું હલાવવાની શક્તિય નથી મારામાં.' એવું સ્પષ્ટ પછી વર્તાયા કરે, એવું જગતનેય થાય તો બહુ લાભ થઈ જાય ને ! મોટો ઉપકાર થઈ જાયને !

**દાદાશ્રી :** એવું છે ને, આખા જગતને એક સરખું દર્શન ના હોય. કારણ કે દરેકના 'વ્યુ પોઈન્ટ' જુદા છે, એટલે દરેકને આની જરૂરેય નથી. આપણે તો એટલું એને કહીએ કે, 'આત્માની તને સમજ પાડીએ તો ય એને બીજે દહાડે કશું લક્ષમાં હોય નહીં. આ દર્શન નહિ પહોંચે ને મહેનત બધી નકામી જશે. આપણા હિંદુસ્તાન માટે જ આ મહેનત કરેલી ફળદાયી થઈ શકે. અને 'ફોરેન' માટે તો કેટલી ફળદાયી થાય ? આપણે એમના 'સાયન્ટિસ્ટો'ને માર્ગદર્શન આપી શકીએ અને એ સાયન્ટિસ્ટો એમની ભાષામાં એ લોકોને ઉતારી આપે તો જ બધું ઘેર ઘેર પહોંચે. મારો 'આઈડિયા' એવો છે કે આખા જગતમાં 'આ' 'વિજ્ઞાન'ની વાત ખૂણે ખૂણે પહોંચાડવી અને દરેક જગ્યાએ શાંતિ થવી જ જોઈએ. મારી ભાવના, મારી ઈચ્છા જે કહો તે મારું આ જ છે !

## ...ત્યારે 'જ્ઞાન-પ્રકાશ'માં આવે !

જગતમાં જે 'રિયલ' જ્ઞાન છે, 'યુનિવર્સલ' 'ટ્રુથ' છે, તેને બુદ્ધિ પહોંચી શકતી નથી. એ બુદ્ધિથીય ઉપર છે. બુદ્ધિ ત્યાં આગળ અટકી જાય

છે. બુદ્ધિનો એ છેલ્લો થર ઓળંગે તો 'જ્ઞાન-પ્રકાશ'માં આવી જાય, 'યુનિવર્સલ ટ્રુથ'માં આવી જાય. એટલે મનનાં બધાં 'લેયર' પૂરાં થાય ત્યાર પછી બુદ્ધિના થર શરૂ થાય અને બુદ્ધિના થર પૂરા થાય ત્યાર પછી 'જ્ઞાન-પ્રકાશ'માં આવી જાય. પણ ત્યાં સુધી કોઈ જઈ શકે નહીં. અરે, બુદ્ધિના થરમાં લોક પહોંચી શક્યા નથી ને એટલે પછી મનના થરમાં રહે.

## 'વર્લ્ડ'ની વાસ્તવિકતા, 'જ્ઞાની' જ પ્રકાશે !

'જ્ઞાની પુરુષ' તો આખા 'વર્લ્ડ'ની ચીજ બતાવી શકે. વેદમાં ના હોય, કોઈ શાસ્ત્રમાં ના હોય એ બધું જ 'જ્ઞાની પુરુષ' બતાવી શકે, કારણ કે 'જ્ઞાની પુરુષ' એ આપણું 'મીડીયમ' છે, એ 'મીડીયમ' દ્વારા આપણાથી બધું જાણી શકાય. બાકી, એ હકીકત પુસ્તકમાં ઊતરે એવી નથી, એ અવક્તવ્ય ને અવર્ણનીય છે, એટલે વેદનો શો દોષ એમાં ? હા, હું તમને સંજ્ઞાથી સમજાવી શકું, પણ વેદ તો કેટલીક સંજ્ઞા કરે તે ? બાકી, વેદ આનો જવાબ આપી ના શકે. વેદે નથી આપ્યું એ તો 'જ્ઞાની પુરુષ'નું કામ છે.

લોક જેને ચેતન માને છે એ બધું ભૌતિક જ છે, એમાં આધ્યાત્મિક છે જ નહીં. આત્મા છે એ મૂળ વસ્તુ છે અને 'તમે' જેને આત્મા માનો છો ને એ પણ બધું જ ભૌતિક છે. તેમાં કિંચિત્‌માત્ર પણ એક વાળ જેટલો પણ 'આત્મા' નથી, 'તમે' ભૂલથી 'માનો' છો એટલું જ કારણ કે 'મૂળ આત્મા' છે એ 'મિકેનિકલ' નથી. અને તમે 'મિકેનિકલ' આત્માને મૂળ આત્મા માનો છો પણ 'મિકેનિકલ આત્મા' એ 'ભૌતિક આત્મા' છે.

**દાદાશ્રી :** આ લોકો બધા ચેતનવાળા છે કે ચેતન વગરના ?

**પ્રશ્નકર્તા** : ચેતનવાળા.

**દાદાશ્રી :** શેનાથી ચેતનવાળા છે એવું માલમ પડે ? શું લક્ષણથી ?

**પ્રશ્નકર્તા** : આ બધું હરતા-ફરતાની 'મુવમેન્ટ્સ' થાય છે ને ! શરીરમાં જઈને શરીરને ખાલી હલનચલન કરાવડાવે.

**દાદાશ્રી :** હલનચલન કરાવડાવે ? શરીરને ? એવું આત્મા કશું

કરતો નથી. શરીરને હલનચલન કરાવે એ 'મિકેનિકલ આત્મા' છે. અત્યારે 'તમે જેને' આત્મા જાણી રહ્યા છો એ તો 'મિકેનિકલ આત્મા' છે. સાચા આત્માને 'જ્ઞાની' સિવાય કોઈ જાણી શકે નહિ. એ 'મિકેનિકલ'ની પેલી બાજુએ સાચો આત્મા છે અને એ આ શરીરમાં જ રહેલો છે. બાકી, સાચો આત્મા તો હલનચલનવાળી સ્થિતિમાં જ નથી, એ ક્રિયા કરી શકે જ નહિ.

એ તો પેલી ગીલોડીની પૂંછડી કપાઈ જાય છે, પછી એ હરતી ફરતી જ હોય છે. એ પૂંછડીમાં જીવ હોય છે ? તો કેમ એ કૂદાકૂદ કરે છે ? તે શાના આધારે કૂદાકૂદ કરે છે ?

**પ્રશ્નકર્તા** : એ પ્રકૃતિના સ્વતંત્ર ગુણધર્મો છે, એ રીતે ?

**દાદાશ્રી :** એટલે હાલે છે-ચાલે છે એ ચેતન નથી. ત્યારે ચેતનનું લક્ષણ શું ? ત્યારે કહે, 'ત્યાં આગળ જ્ઞાન-દર્શન હોવું જોઈએ તો ત્યાં ચેતન છે એવું નક્કી થાય.' અત્યારે આ બધે જગતમાં જ્ઞાન-દર્શન દેખાય છે એ ચેતન નથી, એ જ્ઞાન-દર્શન તો બુદ્ધિનાં લક્ષણ છે. એટલે ખરેખર એય ચેતન નથી, પણ ત્યાં ચેતન છે એ વાત નક્કી છે.

આ 'ટેપરેકોર્ડ'ની મહીં જ્ઞાનેય નથી અને લાગણીય નથી, માટે આમાં ચેતન નથી. આ બોલે છે ખરું, પણ આમાં ચેતન નથી. આ તમારી જોડે અત્યારે કોણ વાત કરે છે ? વાત કોઈક કરે છે એ તો નક્કી જ છે ને ? 'એ કોણ વાત કરે છે', એને ઓળખવું તો પડશે ને ? કોણ બોલે છે આપની સાથે ?

**પ્રશ્નકર્તા** : પુદ્‌ગલ બોલે છે.

**દાદાશ્રી :** હા, બોલે છે પુદ્‌ગલ અને કહે છે, 'હું બોલું છું.' ચેતનમાં બોલવાનો ગુણધર્મ જ નથી. બોલવાનો ગુણધર્મ આત્માનો હોય તો પછી બોલી બંધ થઈ જાય છે, એવું બને કે ના બને ? એટલે એ આત્માનો ગુણ નથી.

એના તો પરમાત્મ ગુણો છે બધા. આવું બોલે, હલનચલન કરે તો એ થાકી જાય. થાકી ના જાય ? ત્યારે આત્મામાં એક પણ ગુણ એવો

નથી કે જેમાં 'એન્ડ' આવે. અને હલનચલન કરવાનો જો ગુણ આત્માનો હોયને તો તો સાંજે થાકી જાય એટલે સૂઈ જવું પડે, તો હલનચલન કરવાનો ગુણ આત્માનો નથી.

આત્માના ગુણ 'પરમેનન્ટ' છે બધા. આ બધા તમે જે કહો છો ને એ બધા 'ટેમ્પરરી' ગુણ છે અને એ 'રિલેટિવ' ગુણ છે, ને તે 'રિલેટિવ-આત્મા'ના છે. આ જે તમે અત્યારે તમારી જાતને આત્મા માનો છો તે 'રિલેટિવ આત્મા' છે, એની અંદર 'રિયલ' આત્મા છે. એ 'રિયલ આત્મા'નું 'રિયલાઈઝેશન' થાય ત્યારે કામ થાય. આપણા લોકો કહે છે ને 'સેલ્ફ'નું 'રિયલાઈઝ' કરવાનું ? એ શબ્દ સાંભળ્યો છે ને ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** તે 'સેલ્ફ'નું 'રિયલાઈઝ' ક્યારે થાય કે 'રિયલ આત્મા'નું 'રિયલાઈઝેશન' થાય ત્યારે.

## જગતે જાણેલો આત્મા તો ...

આ જગતમાં તમે ચેતન જોયેલું કોઈ વખત ?

**પ્રશ્નકર્તા** : આ બધું જોઈએ છીએ, એ ચેતન છે.

**દાદાશ્રી :** ના. ચેતન તો આંખે દેખાય નહિ, કાને સંભળાય નહિ, જીભે ચેતન ચખાય નહિ. ચેતન પાંચ ઈન્દ્રિયોથી કોઈ દહાડોય અનુભવમાં આવે નહિ. ચેતન તો જગતે જોયું નથી, કોઈ દહાડો એ સુણ્યુંય નથી, શ્રધ્ધયું ય નથી. આ તો જેને આ લોકો ચેતન કહે છે, એ 'મિકેનિકલ ચેતન'ને ચેતન કહે છે. 'મિકેનિકલ ચેતન' એટલે જે ખાય, પીએ, શ્વાસ લે છે એ. નાક દબાવી દઈએ, શ્વાસ બંધ કરી દઈએ તો આ ચેતન કેટલા દહાડા ચાલે ?

**પ્રશ્નકર્તા** : પા કલાક.

**દાદાશ્રી :** એટલે એ ચેતન નહોય. આ તો ચેતનની માયાવી શક્તિ ઊભી થઈ છે. મહીં 'આત્મા'ને લઈને 'ચેતન'નો સ્પર્શ થયો છે તેથી આ

ચેતનરૂપે આપણને દેખાય છે, પણ ખરેખર એ ચેતન નથી. એ ભ્રાંતિનું ચેતન છે.

જગત જેને ચેતન કહે છે એ એમની દૃષ્ટિનું ચેતન છે, એક્ઝેક્ટ ચેતન નથી. એ ચેતનને 'નિશ્ચેતન ચેતન' કહેવામાં આવે છે. એટલે એ 'ડિસ્ચાર્જ' થતી ચીજ છે. 'ડિસ્ચાર્જ' થાય ત્યારે એ 'નિશ્ચેતન ચેતન' હોય. આ મનુષ્ય માત્ર હરે, ફરે, જે બધું કરે છે, એ બધુંય નિશ્ચેતન ચેતન છે. ફક્ત આત્માની હાજરીને લઈને જ આ બધું મશીન ચાલી રહ્યું છે. જો આત્મા હાજર ના હોય તો આ મશીન ચાલે જ નહિ, બંધ થઈ જાય.

મોઢું બંધ કરી દઈએ ને નાક દબાવી રાખીએ તો શું થાય ? 'મહીંવાળા' આખી રૂમ ખાલી કરીને જતા રહે પછી. એને ચેતન કેમ કહેવાય ? એ 'મિકેનિકલ ચેતન' છે. દરઅસલ ચેતન જો જગતે જાણ્યું હોત તો આજ કલ્યાણ થઈ જાત. એ જાણી શકાય એવી સ્થિતિમાંય નથી. આ 'મિકેનિકલ ચેતન'ને સચર કહેવામાં આવે છે અને દરઅસલ ચેતનને અચળ કહેવામાં આવે છે એટલે જગત સચરાચર છે.

આ દેહની મહીં ચેતન છે ખરું પણ 'ઈફેક્ટિવ ચેતન' છે. કેવું ચેતન છે ? 'ચાર્જ' થયેલું ચેતન છે. હવે 'ચાર્જ' થયેલું ચેતન એટલે મૂળ ચેતન તો ના જ કહેવાય ને ! કંઈક ભૂલ છે કે નહિ ? અત્યાર સુધી ભૂલમાં ચાલ્યું છે, એવી ખબર પડી તમને ? બધી માન્યતા ભૂલ ભરેલી જ હતી. કંઈક 'એક્ઝેક્ટનેસ' તો આવવું જોઈએ ને ?

**પ્રશ્નકર્તા** : તો આખા શરીરમાં જે છે એ 'મિકેનિકલ' ચેતનને ?

**દાદાશ્રી** : હા, 'મિકેનિકલ' ચેતન.

**પ્રશ્નકર્તા** : તો પછી ખરું ચેતન ક્યાં ?

**દાદાશ્રી** : ખરું ચેતન જ આખા શરીરમાં છે ને ! અને 'મિકેનિકલ ચેતન', એ તો ઉપરનું પડ છે ખાલી.

વસ્તુસ્થિતિમાં લોકોએ જે આત્મા માન્યો છે એ 'મિકેનિકલ' આત્મા

છે. અમે 'મિકેનિકલ' આત્મા આપતા નથી. હું તો તમને અચળ આત્મા આપું છું.

ક્રમિકમાર્ગમાં 'મિકેનિકલ આત્મા'ને જ આત્મા માનેલો છે, 'મિકેનિકલ ચેતન'ને જ આત્મા માનવામાં આવે છે. જ્યારે શુદ્ધ અહંકાર થાય છે, એટલે ક્રોધ-માન-માયા-લોભ જે અહંકારમાં સમાય નહિ, એવો એ શુદ્ધ અહંકાર થાય, સંપૂર્ણ શુદ્ધ થાય, ત્યારે 'શુદ્ધાત્મા' ને 'શુદ્ધ અહંકાર' એકાકાર થઈ જાય છે. એટલે એ ક્રમિકમાર્ગમાં છે એવું, પણ આ તો 'અક્રમ વિજ્ઞાન' છે. એટલે અહીં તો 'જ્ઞાની પુરુષ' શુદ્ધાત્મા જ પોતાના હાથમાં આપી દે, અચળ આત્મા જ, નામેય 'મિકેનિકલ' નહિ એવો નિર્લેપ આત્મા આપી દે.

**પ્રશ્નકર્તા** : આપણી અંદર જે સભાન અવસ્થા રહેલી છે, જે સારું-નરસું દેખાડે છે તે ચેતન કહેવાય ?

**દાદાશ્રી :** ના. એ તો બધું નિશ્ચેતન ચેતન છે, એ ચેતન છે જ નહિ. તેથી જ હું કહું છું ને કે ચેતન જાણવું એ તો મહા મહા મુશ્કેલીના ખેલ છે. આ જે જાણ્યું છે ને એ તો 'નિશ્ચેતન ચેતન' છે. 'નિશ્ચેતન ચેતન'ને અંગ્રેજીમાં કહેવું હોય તો 'મિકેનિકલ ચેતન' કહેવાય. જેમાં ક્રોધ-માન-માયા-લોભ, રાગ-દ્વેષ, મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર હોય, એ બધું જ 'મિકેનિકલ ચેતન' છે.

આ ક્રોધ-માન-માયા-લોભ, બોલવા-કરવાનું બધું આત્મા કરતો હોય તો એ બધું કરવાની એની ટેવ જાય નહિ. લોકો માને છે એ 'મિકેનિકલ આત્મા' છે. 'મિકેનિકલ આત્મા' તો બોલે-ચાલે બધું કરે, એ ભ્રાંત આત્મા છે. ખરો આત્મા એ જ પરમાત્મા છે ! એનું ઓળખાણ થયું એટલે આપણું કામ થાય, નહિ તો ત્યાં સુધી કામ થાય નહિ.

હવે 'મિકેનિકલ આત્મા'ને પોતાનો આત્મા માની લે તો ક્યારે પત્તો પડે ? તેથી જ હું કહું છું ને કે આત્મા શું છે એ જગતે જાણ્યું જ નથી. અને જે નથી આત્મા ત્યાં જ આરોપ કરેલો છે કે આ વિચારે છે તે આત્મા છે, આ હાલે છે, ચાલે છે, બોલે છે, કરે છે, કૂદે છે, હસે છે, ગાય છે,

ખાય છે, પીવે છે, વેપાર કરે છે, લડે છે, ઊંઘે છે, એ આત્મા છે. સામાયિક કરે છે, જપ કરે છે, તપ કરે છે, ધર્મધ્યાન કરે છે, દેવદર્શન કરે છે, એ આત્મા છે. એવું આ લોકો કહે છે, તો મારું શું કહેવાનું કે ત્યાં આગળ આત્મા બિલકુલે ય છે જ નહિ. હવે જ્યાં મેળમાં જ આટલી બધી મોટી ભૂલો થાય છે, એ રોજમેળનું સરવૈયું આવે ખરું ?

એટલે આ વેપાર કરે છે, છોડીઓ પૈણાવે છે, છોકરા પૈણાવે છે, બધું જ 'મિકેનિકલ આત્મા' કરે છે અને 'અચળ આત્મા' એ બધું જોયા કરે છે. બેઉનો ધર્મ જુદો છે. આ 'મિકેનિકલ આત્મા' જીવતો દેખાય છે ખરો, મનમાં એમ લાગે કે આ જ ચેતન છે, પણ ખરેખર એ ચેતન ન્હોય.

## ને વીતરાગોની દૃષ્ટિએ આત્મા તો...

આ દેખાય છે ને એ બધી 'મશીનરી' છે, એ આત્મા ન્હોય. જેને આ બધા લોકો આત્મા કહે છે તેને અમે આત્મા નથી કહેતા, ને વીતરાગો પણ તેને આત્મા કહેતા નથી. વીતરાગો આત્મા 'આત્મા'ને કહેતા હતા, અને આ લોક બધા અનાત્માને આત્મા કહે છે. એટલે એ બધા લોકોને આપણે પૂછવા જઈએ કે 'સાહેબ, તમારે આત્મજ્ઞાન કરવાનું બાકી છે ?' ત્યારે કહે, 'આત્મજ્ઞાન તો જાણવું જ પડશે ને !' ત્યારે કહીએ, 'તમે આત્મા કહો છો ને, એ આત્મા ન્હોય ?' ત્યારે કહે, 'આય આત્મા ખરો, પણ આત્મજ્ઞાન તો જાણવું જ પડશે ને !' એટલે એનો અર્થ શો છે તે ? એટલે 'વીતરાગો'એ જે 'આત્મા' જોયો છે, એ આત્મા આ લોકોના લક્ષમાંય નથી આવ્યો કોઈ દહાડોય ! અરે, વિચારમાંય નથી આવ્યોને !! એ આત્મા અચળ આત્મા છે અને આ લોકો જેને આત્મા કહે છે તે 'મિકેનિકલ આત્મા'ને આત્મા કહે છે. અને 'મિકેનિકલ આત્મા' એ સાચો આત્મા નથી, એ 'ડિસ્ચાર્જ' સ્વરૂપ છે. એને 'ડિસ્ચાર્જ ચેતન' કહેવાય. એક 'ચાર્જ ચેતન' અને બીજું 'ડિસ્ચાર્જ ચેતન'. એટલે આત્મા ખરો, પણ 'ચાર્જ' અને 'ડિસ્ચાર્જ' થયા કરે ! આમાં આ વાત આપને કંઈ સમજાય છે થોડી ઘણી ?

એટલે આત્મા જગત માને છે એવી વસ્તુ નથી. આત્મા જાણે એટલે

પછી એને આ જગતમાં કશું જાણવાનું બાકી ના રહ્યું. એટલે જેને આ જગતમાં કશું જાણવાનું બાકી ના રહ્યું એ એકલા જ આત્માને જાણે !

એટલે આપણે આને 'પ્રતિષ્ઠિત આત્મા' કહ્યો. લોકો આને આત્મા માની બેઠા છે, આને જ લોકો સ્થિર કરે છે. સ્થિર કરવાના પ્રયત્ન કરે છે ને ? પણ આ મૂળ ચંચળ સ્વભાવનો છે; સ્વભાવથી જ ચંચળ છે, 'મિકેનિકલ' છે. એને સ્થિર કરવાનો પ્રયત્ન કરો છો, એ 'વેસ્ટ ઓફ ટાઈમ એન્ડ એનર્જી' છે. જગત આખુંય આને આત્મા ગણે છે અને આને સ્થિર કરીશું તો જ કામ પૂરું થશે એવું માને છે. પણ આ સચર છે અને ખરો આત્મા તો અચળ સ્વભાવનો છે.

**પ્રશ્નકર્તા** : આ 'મિકેનિકલ' ને 'સ્વીચ' દબાઈ જ ગઈ છે ને ?

**દાદાશ્રી :** એનું 'મિકેનિકલ' થઈ જ ગયેલું છે, એમાં તમારે કશું બહુ માથાકૂટ કરવાની જરૂર જ નથી. એને જોઈતું પેટ્રોલ બધું પૂરાઈ ગયેલું જ છે, તે ચાલ્યા કરશે, તમારે પેટ્રોલ નહીં પૂરવું પડે, કશું કરવું નહીં પડે. તમારે આ 'મિકેનિકલ'ને જોયા કરવાનું છે. જોવું ને જાણવું એ આત્માનો સ્વભાવ.

**પ્રશ્નકર્તા** : કરવાનું કશુંય નહિ ?

**દાદાશ્રી :** કરવાનું કશું નહિ. જ્યાં કરવાનું આવ્યું એ જ 'મિકેનિકલ આત્મા'.

એટલે લોકો 'મિકેનિકલ' આત્માની પાછળ જ પડ્યા છે. એને જ કહેશે, 'આ જ આત્મા ! આત્મા સિવાય આ બધું કરી કોણ શકે ?' એવું જાણે છે. આ તો આત્માની હાજરીથી થઈ રહ્યું છે અને એના પોતાના અસલ ગુણો પોતાના સ્વભાવમાં જ છે. પણ 'રોંગ બિલિફ'થી વ્યતિરેક ગુણોવાળી પ્રકૃતિ ઊભી થઈ ગઈ છે ને પ્રકૃતિથી બધું પછી ચાલે છે. પણ 'રોંગ બિલિફ' એવી ને એવી જ રહે છે કે 'હું આ છું ને તે હું છું.' સાચી વસ્તુની 'એને' ખબર પડતી નથી. કારણ કે જન્મથી જ એવા સંસ્કાર આપવામાં આવે છે. પહેલાં બાબો કહેવામાં આવે છે, પછી એનું નામ પાડવામાં આવે છે. નામ પાડે, તે નામને પછી ભત્રીજો, કાકો, મામો

કહેવામાં આવે છે અને આમ બધા ભયંકર અજ્ઞાનતાના સંસ્કાર આપવામાં આવે છે.

સંસાર એટલે અજ્ઞાનતામાં જ ઘાલ ઘાલ કરવો. એટલે ગયા અવતારનો જ્ઞાની હોય ને, તેનેય આ અવતારમાં અજ્ઞાનતાના પાછા એને પડઘા પડે. પણ ઉદય આવેને, તે ફરી પાછો જાગૃતિમાં આવી જાય. પણ આ સંસારનો ક્રમ જ એવો છે કે 'રોંગ બિલિફ' લોકો એને 'ફીટ' કરી આપે.

અને શાદી ના કરી હોય ત્યાં સુધી આપણે કહીએ કે, 'તમે કોઈના ધણી થાવ છો ?' ત્યારે કહે, 'ના. હું પૈણ્યો જ નથી.' અને પછી પૈણે ત્યારે પાછો ધણી થઈ બેસે. જ્યારે બઈ મરી જાય ત્યારે રાંડેય ખરો પાછો. એટલે આવું આ જગત છે. આ સંસારની અવસ્થાઓ બધી 'ટેમ્પરરી' છે અને પોતે પરમેનન્ટ છે પણ એનું ભાન નથી.

આ તો માને છે કે 'હું પાપી છું' એ પણ 'મિકેનિકલ આત્મા' છે, ચંચળ વિભાગનો. જે આ સંસાર ચલાવે છે, સંસારમાં જ રચ્યો પચ્યો રહે છે એવો આત્મા એ બધું 'મિકેનિકલ આત્મા' છે. એને પોતાને ના ચલાવવું હોય તોય 'મશીનરી' ચાલુ રહે. અને મૂળ અસલ આત્મા એ અચળ છે; સહેજેય ચંચળ નહિ. એ આત્મા નહિ જાણવાથી તો કહ્યું કે ભઈ, આત્મજ્ઞાન જાણો. મોટા મોટા સંતપુરુષોય એવું બોલે કે, 'આત્મજ્ઞાન જાણો.' 'તમે સંતપુરુષ થયા તોય તમે નથી જાણતા ?' ત્યારે કહે, 'ના. એ આત્મજ્ઞાન જ જાણવા જેવું છે !' એટલે આત્મજ્ઞાન જાણવું એ તો 'જ્ઞાની પુરુષ'નું કામ, બીજા કોઈનુંય કામ જ નહિ. કોઈ ફેરો કોઈએ આત્મજ્ઞાન જાણેલું જ નહિ. બધા જે કહે છે ને એ 'મિકેનિકલ આત્મા'ની જ વાતમાં સમજ્યા છે. આત્મા જાણ્યા પછી તો એની દશા ઓર હોય !

આખું 'વર્લ્ડ' આત્માનો એક અંશ પણ ચાખી શકે નહિ એવો આત્મા છે, અચળ આત્મા છે અને તે જ ખુદ પરમાત્મા છે.

આ તો 'આત્મા' શબ્દ બોલીને લોક ઝાલી પડ્યા છે કે, 'હું આત્મા છું, હું શુદ્ધાત્મા છું.' અલ્યા, ન્હોય તું શુદ્ધાત્મા. બીજાનામાં તમને શુદ્ધાત્મા દેખાય છે ? ત્યારે કોઈ કશું નુકસાન કરે તો કેમ ચીડાવ છો ? એટલે આ

બધું 'મિકેનિકલ આત્મા' જ છે. આ જે જગત આખાએ અત્યારે શોધખોળ કરી છે ને તે જ 'મિકેનિકલ આત્મા' છે. અથવા તો જેની શોધખોળ કરી રહ્યા છે તે આત્મા જ્યારે જડશે, ત્યારે એ 'મિકેનિકલ આત્મા' જડ્યો હશે.

એટલે મૂળ શુદ્ધાત્મા સિવાય બીજો બધો સચર ભાગ છે, 'મિકેનિકલ' છે. અને શુદ્ધાત્મા એ અચળ ભાગ છે. શુદ્ધાત્મા જ્ઞાયક સ્વભાવનો છે અને આ સચર એટલે 'મિકેનિકલ' થવાનું, ક્રિયાકારી થવાનું. એટલે આ બંનેવ જુદી વસ્તુઓ છે. જુદી રીતે ચાલે છે, જુદાપણાનો અનુભવ વર્તે એવું છે, પણ માત્ર એનું ભાન નથી, એ ભાન લાવવા માટે તો અમે 'જ્ઞાન' આપીએ છીએ.

## 'મિશ્રચેતન', પછી 'મિકેનિકલ' થયું !

**પ્રશ્નકર્તા** : એક જગ્યાએ આપે 'મિશ્રચેતન' શબ્દ કહ્યો છે, તો એ 'મિશ્રચેતન' અને આ 'મિકેનિકલ ચેતન', એ બેમાં શું ફરક છે ?

**દાદાશ્રી :** બધું એક જ છે. પણ મિશ્રચેતન તો શરૂઆતમાં કહેવાય, ત્યારે 'મિકેનિકલ' ના હોય. પણ જ્યારે 'ડિસ્ચાર્જ' થાય ત્યારે 'મિકેનિકલ' થાય. જ્યારે ખરેખરું જામી જાય પછી એ 'ડિસ્ચાર્જ' સ્વરૂપ થાય, ત્યારે એ 'મિકેનિકલ' થઈ જાય. પહેલાં 'મિકેનિકલ' ના હોય.

અહીં આગળ ઊંધા વિચાર કરે ત્યારથી એ મિશ્રચેતન થવા માંડે. એ પછી જામી જાય, એ પછી આવતા ભવમાં ફળ આવે એ વખતે 'મિકેનિકલ' કહેવાય. અત્યારે 'મિકેનિકલ' ના કહેવાય. મિશ્રચેતન અમુક 'ટાઈમ' પછી એ 'મિકેનિકલ' કહેવાય છે. પહેલાં 'મિકેનિકલ' નથી કહેવાતું. જ્યારે 'ડિસ્ચાર્જ' થવા માંડે ત્યારે 'મિકેનિકલ' કહેવાય છે, એ 'ડિસ્ચાર્જ' થતું ચેતન છે.

## 'ઇગોઈઝમ', છતાં સાધન સ્વરૂપે !

**પ્રશ્નકર્તા** : 'નિશ્ચેતનચેતન' ભાગ જેને તમે કહો છો કે જેની અભિવ્યક્તિ જગતમાં બધે દેખાય છે, તે 'નિશ્ચેતનચેતન' એમ માને છે

કે 'ચેતન'ને અમે સમજી શકીશું, પકડી શકીશું, બુદ્ધિના ક્ષેત્રમાં લાવી શકીશું. આ એમનો દાવો કેટલે અંશે સાચો પડે ?

**દાદાશ્રી :** એમની પાસે આના સિવાય બીજું સાધન શું છે ? આની મહીં 'નિશ્ચેતનચેતન' ભલે હોય પણ મહીં 'ઇગોઇઝમ' છે. એ 'ઇગોઇઝમ' કામ કરી રહ્યો છે. અને 'ઇગોઇઝમ' છે તો એ જરૂર પામશે, નહિ તો એકલાં 'નિશ્ચેતનચેતન'થી 'ચેતન' ના પમાય.

## વસ્તુત્વે 'હું' શું છે ?

જગતમાં અસ્તિવનું ભાન જીવમાત્રને છે કે 'હું છું.' પણ વસ્તુત્વનું ભાન નથી કે 'હું શું છું ?' તેથી આ જગતમાં ભ્રાંતિ ચાલી રહી છે. જ્યારે 'હું શું છું ?' એવું ભાન થાય ત્યારે વસ્તુત્વનું ભાન થયું કહેવાય. અને વસ્તુત્વનું ભાન થાય ત્યારે પૂર્ણત્વ પછી એની મેળે જ થયા કરે. વસ્તુત્વનું ભાન ભેદવિજ્ઞાનથી થાય. જડ અને ચેતનનો ભેદ પાડવામાં આવે ત્યારે પોતાને વસ્તુત્વનું ભાન થાય.

અને આ જગતમાં કોઈનેય નાસ્તિક ના કહેવાય. નાસ્તિક તે કહેવાતું હશે ? નાસ્તિક કોને કહેવાય ? આ જગતમાં કોઈ નાસ્તિક જન્મ્યો નથી ને 'હું નાસ્તિક છું' બોલે છે એ એનો વિકલ્પ છે. બાકી, નાસ્તિક કોઈ જન્મ્યો જ નથી. નાસ્તિકનો અર્થ શું ? કે જેનું અસ્તિત્વ નથી તેનું નામ નાસ્તિક. તો તું અસ્તિત્વનો પુરાવો તો છે જ. 'હું નાસ્તિક છું' એવું બોલે છે, એ 'ઇટસેલ્ફ' જ અસ્તિત્વનો પુરાવો તો છે જ. આ બોલે છે તે જ અસ્તિત્વ કહેવાય. અને નાસ્તિક શબ્દ તો વિકલ્પ છે. વિકલ્પ એટલે એક જાતનો અહંકાર છે કે 'હું નાસ્તિક છું અને આ આસ્તિક છે.'

**પ્રશ્નકર્તા** : અત્યારે એવું છે ને, પોતે અસ્તિત્વની સ્થાપના નથી કરી શકતો, પોતે છે એવું 'એક્ઝીસ્ટન્સ' 'ફીલ' પણ નથી કરી શકતો, ત્યાં સુધી પોતાનું અસ્તિત્વ છે પણ એની પોતે પ્રતીતિ કરી શકતો નથી ને ?

**દાદાશ્રી :** ના. 'હું છું' એ થતું ના હોય એવો માણસ જ ના હોય

ને ! 'હું છું' એ બધાને હોય જ. 'હું છું' એ શબ્દ જ પોતે અસ્તિત્વ જાહેર કરે છે.

એવું છે ને, જીવમાત્રને પોતાનું અસ્તિત્વ છે અને એ અસ્તિત્વનું એને ભાન છે. એટલે 'હું છું' એવું કંઈક ભાન એને છે અને એ ભાન એનું ક્યારેય જતું નથી. રાતે ઊંઘમાંય 'હું જ છું' એ ભાન હોય છે. એટલે અસ્તિત્વનું ભાન હોય છે જ. હવે એને વસ્તુત્વનું ભાન થતું નથી કે 'હું કોણ છું ?' એ જ્ઞાન જો 'જ્ઞાની પુરુષ' કરાવે અને એ પ્રગટ થઈ ગયું પછી 'એડવાન્સ' થઈ જાય.

આપણે શું કહીએ છીએ કે જીવમાત્રને અસ્તિત્વનું ભાન તો છે જ, પણ વસ્તુત્વનું ભાન નથી. વસ્તુત્વનું ભાન થાય કે 'પોતે કોણ છે' તો પછી પૂર્ણત્વ થયા કરે. અને પૂર્ણત્વ એ દશા નિરાલંબ છે, એ એની મેળે સહજ સ્વભાવે થયા કરે. બીજ થયા પછી ત્રીજ થાય, ચોથ થાય, એની મેળે થયા કરે ને ! આપણે આડા ના થઈએ તો પછી વાંધો ના આવે. એ છોડવો આમ ઊખેડી નાખીએ તો પાછો વાંધો આવે. વખતે ઊખડી જાય તો ચોંટાડતાં આવડવું જોઈએ.

બધી જાતના ખુલાસા થઈ જાય ને તો આત્મા તેવો જ રહે. જેટલા પ્રકારના મનુષ્યો છે અગર તો જેટલા પ્રકારના જીવો છે, એ બધા પ્રકારના આત્મા છે. પણ દરઅસલ આત્મા આમાં એકુય નહોય. આ બધા 'મિકેનિકલ આત્મા' છે. એ વાત આપને સમજાય છે ને ?

## આત્મજ્ઞાન જાણવાનું ? કે પછી....

**પ્રશ્નકર્તા** : આત્મજ્ઞાન જાણે છે, એ પૌદ્ગલિક જ્ઞાન પણ જાણે એવું કહી શકાય ને ?

**દાદાશ્રી :** ખરી રીતે આત્મજ્ઞાન એ જાણવાનું નથી, પોતે પોતાના સ્વરૂપના ભાનમાં આવવાનું છે. પોતાને જે બેભાનપણું છે, પોતાના સ્વરૂપનું ભાન નથી, તે ભાન કરવાનું છે. એ તો શબ્દથી બોલાય કે જાણવાનું છે, બાકી પોતે પોતાના ભાનમાં આવવાનું છે. એટલે 'આત્મજ્ઞાન'

તો આપણા શાસ્ત્રજ્ઞાનીઓ બધાંય જાણે છે પણ ભાન થતું નથી. એ બધું જાણે છે, તમામ શાસ્ત્રો મોઢે છે, કે 'આત્મા આવો હોય, આવો જ હોય' એવું બધુંય જાણે છે પણ પોતાને 'પોતાનું' ભાન થતું નથી.

## ...એમાં સહેલી રીત કઈ ?

આમાં વસ્તુ બે જ છે, આત્મા અને પુદ્‌ગલ. જેણે આત્મા જાણ્યો હોય તે પુદ્‌ગલને સમજી ગયો અને પુદ્‌ગલને જાણે એટલે આત્માને સમજી ગયો. પણ પુદ્‌ગલ સમજી જાય એવી વસ્તુ બની શકે એમ નથી, એ બહુ સહેલી વસ્તુ નથી. આત્મા જાણવો એ 'જ્ઞાની પુરુષ'ના આધારે જાણી શકાય.

વેદાંતીઓએ પુદ્‌ગલ જાણવાનો પ્રયત્ન કર્યો છે, પુદ્‌ગલ જાણવા માટે ચાર વેદ લખ્યા. કારણ કે પુદ્‌ગલ જાણીને પછી આત્મા જાણી શકે છે. પણ એમાંય પછી થાકી ગયા. એટલે ચાર વેદે કહ્યું કે 'ધીસ ઈઝ નોટ ધેટ, ધીસ ઈઝ નોટ ધેટ.' એટલે વેદાંતીઓ પુદ્‌ગલથી એ તપાસ કરવા ગયા છે; જ્યારે કેવળજ્ઞાનીઓ આમથી તપાસ કરતા કરતા આવ્યા કે 'ખરેખર આપણે કોણ છીએ' એ તપાસ કરો અને પછી બીજું બાકીનું બધુંય પુદ્‌ગલ.

એટલે પુદ્‌ગલ એકલું સમજાય એવું નથી, એ તો બહુ ઊંડી વસ્તુ છે. એ તો 'જ્ઞાની પુરુષ' વગર બીજું કોઈ સમજી ના શકે. એનો અર્થ એટલો બધો ઊંડો છે અને એ પુદ્‌ગલની કરામત ઓર જાતની છે, એ વાત જ જુદી છે. આખું જગત જ મૂંઝાયું છે. જુઓને, 'એક પુદ્‌ગલે' જ આખા જગતને મૂંઝવી માર્યું છે. વઢવાડ નથી ગમતી છતાં કરવી પડે છે.

સંપૂર્ણ પુદ્‌ગલને જાણે તે ચેતનને જાણે અથવા તો સંપૂર્ણ ચેતનને જાણે તો પુદ્‌ગલને જાણે. જેમ ઘઉંને જાણે તો કાંકરા ઓળખાઈ જાય અને કાંકરાને જાણે તો ઘઉં ઓળખાઈ જાય એવું.

**પ્રશ્નકર્તા** : એટલે બેમાંથી ગમ્મે તે રસ્તે પહોંચાય ?

**દાદાશ્રી :** હા. ગમ્મે તે રસ્તેથીય પહોંચાય. કોઈપણ રસ્તો પ્રિય કરીને કરે તોય કામ ચાલે, એટલે હું કહું છું ને આ લોકોને, કારણ કે

કેટલાક લોકો આવે છે તે કહે છે કે, 'સાહેબ, હું તો અજ્ઞાનમાં જ છું.' અલ્યા, અજ્ઞાનમાંય ક્યાં છે ? સંપૂર્ણ અજ્ઞાન થાય તોય જ્ઞાન ખબર પડી જાય. આ તો સંપૂર્ણ અજ્ઞાનેય નથી થયું. આ તો અર્ધદગ્ધ છે. એટલે શું ? કે એક લાકડાનો અરધો ભાગ કોલસો હોય અને અરધો ભાગ લાકડું હોય, એને આપણા લોકો શું કહે ?

**પ્રશ્નકર્તા** : અર્ધદગ્ધ.

**દાદાશ્રી :** હા. એટલે પેલા લાકડાના વેપારીને કહીએ કે, 'ભઈ, આ લઈ લે ને.' ત્યારે કહે, 'ના. એ અમારે શું કરવું છે ?' અને કોલસાના વેપારીને કહીએ ત્યારે કહે, 'અમારે લાકડાને શું કરવું છે ?' એટલે એને કોઈ લે નહિ, આનો કોઈ ઘરાક જ નહીં, લાકડાવાળોય ના લે અને કોલસાવાળોય ના લે. એવું આ જગત અર્ધદગ્ધ રીતે ચાલે છે બધું.

## સંપૂર્ણ અજ્ઞાન જાણે તોય આત્મા જડે !

અને આખો દહાડો ચિંતામાં જ વખત કાઢે છે. અને 'જ્ઞાન' તો ત્યાં અભરાઈ પર. અરે ! અજ્ઞાન હોય તોય સારું. આ હિન્દુસ્તાનમાં એક માણસ એવો મને ખોળી લાવો કે જેને અજ્ઞાન થયેલું છે. અજ્ઞાન થયું હોત તોય હું એને કહેત કે 'ભઈ, આ કિનારો ઓળખી ગયો માટે પેલા કિનારાને સમજી જશે.' પણ પેલો કિનારોય સમજ્યો નથી. જે કિનારે ઊભો રહ્યો છે ત્યાંય એને ભાન નથી કે કયે કિનારે છે. એટલે અજ્ઞાનીય નથી થયો. કાં તો ઘઉંને ઓળખે કે કાં તો કાંકરાને ઓળખે, તો બેઉ ઓળખી જશે.

એટલે પેલા ચાર વેદે કહ્યું ને, કે ધીસ ઈઝ નોટ ધેટ, ધીસ ઇઝ નોટ ધેટ, ન ઇતિ, ન ઇતિ. પણ તે અજ્ઞાનેય પૂરું કર્યું નહીં. જો પૂરું કર્યું હોત ને, 'ન ઇતિ' બોલવાનો વખત ના રાખ્યો હોત, તો પેલું જ્ઞાન આવીને ઊભું રહેત. પણ ત્યાંથી પછી થાકી ગયા, આ 'ન ઈતિ ન ઈતિ' કહીને. વેદ તો જ્ઞાન અને અજ્ઞાનનું વિવરણ કરે છે. પણ અજ્ઞાન જો પૂરું થવા દીધું હોત તો આત્મા ત્યાં હાજર થઈ જાત. પણ એ પૂરું થવા દીધું નહીં.

## 'જેમ છે તેમ' જગત...

બધી વાતચીત કરો, ખુલ્લા દિલથી, આ જગત 'જેમ છે તેમ' અહીં કહેવામાં આવશે. 'જેમ છે તેમ,' 'નથી' એને 'ના' કહીશું અને 'છે' એને 'છે' કહીશું. 'નથી' એને અમારે 'છે' કહેવાય નહીં. અને 'છે' એને 'નથી' કહેવાય નહીં. એક-એક શબ્દના અમે જવાબદાર છીએ. અને ઠેઠ સુધીની વાત અમારી પાસે છે. કારણ કે એક સેકન્ડ પણ આ દેહનો હું માલિક નથી થયો, આ મનનો માલિક થયો નથી. આ વાણી એ 'ઓરિજિનલ ટેપરેકર્ડ' બોલે છે, હું બોલતો નથી. એ 'ઓરિજિનલ ટેપરેકર્ડ' એ વક્તા છે, આપ શ્રોતા છો, હું જ્ઞાતા-દ્રષ્ટા છું, એટલે આ વ્યવહાર જુદી જાતનો છે. તેથી આ બધુંય 'સોલ્યુશન' આવે અને એક પણ 'સોલ્યુશન' બાકી ના રહે ત્યારે જાણવું કે જ્ઞાન પ્રગટ થયું. સમાધાન જ રહે, હંમેશાં નિરંતર સમાધાન રહે, એનું નામ જ્ઞાન કહેવાય. ગમે તે સ્થિતિમાં, ગમે તે સંજોગોમાં, ગમે તે કાળે જે સમાધાન રાખે, એનું નામ જ્ઞાન. બીજાં બધાં અજ્ઞાન કહેવાય. એટલે આપને જે વાતચીત કરવી હોય તે કરો બધી. 'જ્ઞાની પુરુષ' એટલે ચાર વેદના ઉપરી કહેવાય.

અને કોઈપણ જાતનો પ્રશ્ન પૂછાય, કારણ કે આ અમે જોઈને બોલીએ છીએ. પુસ્તકનું વાંચેલું બોલતો નથી એક શબ્દેય. હું જોઈને બોલું છું એટલે લોકોને કામ લાગે. અને પાછો હું બોલનારો નથી, 'ટેપરેકર્ડ' બોલે છે, હું તો જ્ઞાતા-દ્રષ્ટા છું.

## વેદ થીયરેટિકલ, 'વિજ્ઞાન' પ્રેક્ટિકલ !

અમે ચાર વેદના ઉપરી હોઈએ. ચાર વેદ ભણી રહે ત્યારે એ વેદ બોલે કે 'ધીસ ઈઝ નોટ ધેટ'.

**પ્રશ્નકર્તા** : વેદ અને જ્ઞાન, આ બે અલગ અલગ શબ્દો કેમ છે ?

**દાદાશ્રી :** વેદ બુદ્ધિજન્ય છે, ક્રિયા સહિત છે, ત્રિગુણાત્મક છે અને જ્ઞાન ત્રિગુણાત્મક ના હોય, બુદ્ધિજન્ય ના હોય અને સ્વભાવે ચેતન ભાવ જ હોય. જ્ઞાન હંમેશાં ચેતન હોય.

**પ્રશ્નકર્તા** : તો વેદ વાઙ્ગમયમાં જ્ઞાન તો બધું ભરેલું જ છે ને ?

**દાદાશ્રી :** એ જ્ઞાન મોક્ષને માટે કામ ના લાગે.

એ સાધનજ્ઞાન છે. સાધ્યજ્ઞાન નથી એમાં. એમાં સાધનજ્ઞાન છે એટલે બુદ્ધિજન્ય છે. એટલે વેદ 'ઈટસેલ્ફ' બોલે છે કે 'ધીસ ઈઝ નોટ ધેટ.' તું જે આત્મા ખોળે છે તે અહીં હોઈ શકે નહીં. એ અવર્ણનીય છે, અવક્તવ્ય છે, એ શબ્દમાં હોય નહીં. અને વેદ શબ્દરૂપ છે. એટલે 'ગો ટુ જ્ઞાની' કે જ્યાં આત્મા હાથમાં આવી શકે. 'ધીસ ઈઝ ધેટ' કહેશે એ.

વેદ એ બુદ્ધિજન્ય જ્ઞાન છે. અને આ જ્ઞાન ચેતનજ્ઞાન છે. બુદ્ધિજન્ય જ્ઞાન એટલે, બુદ્ધિ અને જ્ઞાનમાં ડિફરન્સ શું છે ? કે 'ડિરેક્ટ નોલેજ' એ જ્ઞાન કહેવાય. 'ઈન્ડિરેક્ટ નોલેજ' એ બુદ્ધિ કહેવાય. વેદ એ શબ્દરૂપ જ્ઞાન છે એટલે બુદ્ધિગમ્ય જ્ઞાન છે. વેદ એ 'થિયરેટિકલ' છે અને જ્ઞાન એ 'પ્રેક્ટિકલ' છે.

**પ્રશ્નકર્તા** : એટલે અનુભવગમ્ય ?

**દાદાશ્રી :** હા. અનુભવગમ્ય એ જ સાચું જ્ઞાન. બાકી બીજું બધું તો 'થિયરેટિકલ.' એ 'થિયરેટિકલ' શબ્દરૂપ હોય. અને શબ્દથી તો આગળ, ઘણું આગળ ચેતનજ્ઞાન છે. એ અવક્તવ્ય હોય, અવર્ણનીય હોય. આત્માનું વર્ણન થઈ શકે જ નહીં, વેદ કરી શકે જ નહીં.

છતાં વેદનું માર્ગદર્શન તો એક સાધન છે. એ સાધ્યવસ્તુ નથી. જો 'જ્ઞાની પુરુષ' મળ્યા નહીં ત્યાં સુધી કોઈ દહાડોય કામ નહીં થાય.

**પ્રશ્નકર્તા** : જ્ઞાન અને વેદ આ જે બંનેનો ભેદ રહ્યો ને, એ શાબ્દિક ભેદ છે ? આમાં કંઈ બૌદ્ધિક કસરત છે ?

**દાદાશ્રી :** બૌદ્ધિક જ છે.

વેદ જ બૌદ્ધિક છે, ત્રિગુણાત્મક છે અને સાચું જ્ઞાન એ ત્રિગુણાત્મક ના હોય, એ જ વિજ્ઞાન છે. વિજ્ઞાન તો દરઅસલ જ્ઞાન છે અને આ જ્ઞાન એ એની સાધન વસ્તુ છે.

**પ્રશ્નકર્તા** : બરોબર છે. પણ વિજ્ઞાન અને જ્ઞાન બંને શબ્દનો ઉપયોગ એક જ ઠેકાણે વેદમાં કર્યો છે.

**દાદાશ્રી :** એ વિજ્ઞાનનો ઉપયોગ થઈ શકે જ નહીં. વેદ તો વિજ્ઞાનનું માર્ગદર્શન આપે, અંગુલિનિર્દેશ કરે. બાકી વિજ્ઞાન એ પોતે જ અવર્ણનીય છે, અવક્તવ્ય છે. એ આમ પુસ્તકમાં ના હોય.

**પ્રશ્નકર્તા** : 'સત્યમ્ જ્ઞાનમ્' કહ્યું છે ને ! 'અનંતમ્ બ્રહ્મ' એમ પણ કહ્યું છે.

**દાદાશ્રી :** શબ્દો જે હોય તે તો બરોબર છે ને ! બાકી વેદ ત્રિગુણાત્મક છે, એને બીજું લેવાદેવા નથી ને !

**પ્રશ્નકર્તા** : પણ જ્ઞાન ત્રિગુણાત્મક છે જ ને ?

**દાદાશ્રી :** જે ત્રિગુણાત્મક જ્ઞાન છે એ બુદ્ધિ કહેવાય. વેદ તો એક જ કામ કરે છે કે સંસારનું 'ડેવલપમેન્ટ' કરે છે. ધીમેધીમે બુદ્ધિજન્ય 'ડેવલપમેન્ટ' કરે છે અને પછી જોડેજોડે જો કોઈ 'જ્ઞાની પુરુષ' મળી આવે તો એનું કામ થઈ જાય, બસ નિમિત્ત મળવું જોઈએ. નિમિત્ત ના મળે તો કામ થાય નહિ.

એ વેદ શું કહે છે કે બુદ્ધિજન્ય જ્ઞાન આની મહીં બધું આવી જાય છે, એને વેદાંત કહેવામાં આવે છે. હવે જ્ઞાનજન્ય જ્ઞાન એટલે વિજ્ઞાન, એમાં તારે પગપેસારો કરવાનો છે.

## અનિવાર્યતા, 'જ્ઞાની' તણી !

**પ્રશ્નકર્તા** : મનુષ્યાનંદથી બ્રહ્માનંદ સુધી જવા માટે વેદમાં બાર પગથિયાં કહ્યાં છે, તે એક એક પગથિયે જવા માટે આ વેદમાં બધું વર્ણન છે.

**દાદાશ્રી :** છેલ્લે પગથિયે એટલું જ જાણે છે, બારમે પગથિયે, કે 'સાકર ગળી છે' એટલું જાણે છે. પણ ગળી એટલે શું, એ નથી જાણતા.

એ બારમા ઉપર પહોંચે છે જ્યારે, 'આ ચીજ સંપૂર્ણ ગળી છે અને

આ સિવાય બીજી કોઈ જરૂરિયાત નથી' એવી એને ખાતરી થઈ જાય છે, પણ ગળી એટલે શું, ત્યાં એ ખોળે છે. તો ત્યાં જ્ઞાની પુરુષને મળે, એ નિમિત્ત મળે, તો એ એના મોઢામાં મૂકે કે 'ધીસ ઈઝ ધેટ.'

**પ્રશ્નકર્તા** : હવે તમે કહો કે જ્ઞાન અંતર્ગત ચીજ છે કે વેદ અંતર્ગત જ્ઞાન છે ? એટલે જ્ઞાન વેદમાં છે કે વેદ જ્ઞાનમાં છે ?

**દાદાશ્રી :** જ્ઞાન વેદમાં છે, વેદ જ્ઞાનમાં છે પણ 'વિજ્ઞાન' વેદની બહાર છે.

**પ્રશ્નકર્તા** : જ્ઞાન અને વિજ્ઞાન બંને વેદમાં આપેલાં છે.

**દાદાશ્રી :** એ બધું શબ્દો આપેલા છે. મૂળ વસ્તુ નથી. 'ગળી છે' એવું લખ્યું છે, અનુભવ નથી લખેલો ! 'થિયરેટિકલ'માં અનુભવ ના હોય.

**પ્રશ્નકર્તા** : ઋષિ-મુનિઓએ અનુભવ લીધેલોને ?

**દાદાશ્રી :** હા, પણ એ અનુભવ એમને એમ લેવાતો નથી. એ અનુભવ, અનુભવી પુરુષ પાસે નિમિત્તથી થાય છે, બાકી થતું નથી. દરેક માણસ કરી શકે નહીં, વચ્ચે 'જ્ઞાની પુરુષ' નિમિત્ત તરીકે છે.

**પ્રશ્નકર્તા** : વેદમાં પણ છે કે ગુરુ વગર તો ચાલે જ નહીં.

**દાદાશ્રી :** ગુરુ વગર જે જે વાત કરવામાં આવે છે ને, તે બધી ગાંડી વાતો છે.

**પ્રશ્નકર્તા** : આ જે સિદ્ધ થયેલી હકીકત છે, એ સિદ્ધ થયેલી હકીકત માટેના જે ઋષિ-મુનિઓ અત્યારે આપણી પાસે નથી.

**દાદાશ્રી :** એ સિદ્ધ કરેલી વસ્તુ કેવી છે કે સહજ છે, સુગમ છે પણ એની પ્રાપ્તિ દુર્લભ છે. કારણ કે પ્રાપ્ત પુરુષ મળવા જોઈએ ત્યારે એની પ્રાપ્તિ થાય. પ્રાપ્ત પુરુષ કેવા હોય કે પોતે મુક્ત પુરુષ હોય, સ્વતંત્ર પુરુષ હોય, જેને સંસારનો એક પણ વિચાર આવે જ નહીં, સ્ત્રી સંબંધી વિચાર ના આવે, પોતાના અસ્તિત્વ સંબંધી વિચાર ના આવે, પોતાપણું જેનામાં ના હોય. પોતાપણું ના હોય ત્યાં કામ થઈ શકે.

આપના જેવા આવી મને કહે કે, 'સાકર ગળી છે, એવું અમને ચખાડો.' એટલે પછી હું મોઢામાં મૂકી આપું કે 'ધીસ ઈઝ ધેટ.' એ ત્યાંથી નિરંતર આત્મામય થઈ ગયો પછી, એક ક્ષણવાર આઘુંપાછું નહીં પછી. નિરંતર આત્મામય, ચોવીસેય કલાક, સંપૂર્ણ જાગૃતિ ! આ તો જગત આખું ઊઘાડી આંખે ઊંઘે છે. ફક્ત તત્ત્વ વિચારકો જ આમાં બાદ કરીએ છીએ, બીજું આખું જગત ઊઘાડી આંખે ઊંઘી રહ્યું છે.

## શબ્દ પણ અનિત્ય !

**પ્રશ્નકર્તા** : હવે શબ્દ એ નિત્ય છે અને કેટલાક કહે છે કે શબ્દ અનિત્ય છે, તો આમાં હવે સાચું કયું ?

**દાદાશ્રી :** શબ્દ અનિત્ય છે.

**પ્રશ્નકર્તા** : કેટલાક એવું કહે છે કે શબ્દ નિત્ય છે.

**દાદાશ્રી :** ગમે એટલા કહેતા હોય, પણ હું આ તમને કાયમને માટે સત્ય એટલું કહી દઉં. પછી અમારે એ કહેતા હોય તો વાંધો નથી, દુરાગ્રહ નથી કોઈ જાતનો.

આ દુનિયામાં જે સત્ય છે ને, તેય સત્ય નથી, તેય અસત્ય છે. સત્ હંમેશાં અવિનાશી હોય અને સ્વાભાવિક હોય. અને આ શબ્દ સ્વાભાવિક નથી. શબ્દ તો વસ્તુમાં અથડામણ થાય તો જ થાય. એટલે શબ્દ એ તો સંયોગ છે, બે-ત્રણ વસ્તુના સંયોગથી થાય છે માટે એ સ્વાભાવિક વસ્તુ નથી.

**પ્રશ્નકર્તા** : શબ્દ અનિત્ય છે એ વાત તો બરોબર છે. હવે વેદ એ શબ્દોથી બનેલો છે છતાં વેદ છે એ નિત્ય મનાય છે.

**દાદાશ્રી :** એ માનેલી વાતમાં કશું નહીં. નિત્ય કોનું નામ કહેવાય ? કે જે અવિનાશી હોય કાયમને માટે અને તે પોતે વસ્તુ સ્વરૂપ હોય. જેમાં કંઈ 'ચેન્જ' ના થતો હોય, એક જ સ્વભાવનું હોય, સ્વભાવ બદલાય નહીં. આત્મા એ અવિનાશી છે. આ આકાશ તત્ત્વ અવિનાશી છે. પુદ્ગલ, આ પરમાણુઓ જે તત્ત્વ છે, જે અણુનો નાનામાં નાનો ભાગ, અવિભાજ્ય

ભાગ પરમાણુ, તે અવિનાશી તત્ત્વ છે. ગતિ સહાયક તત્ત્વ ગતિ કરાવડાવે છે આ બધાને, તે અવિનાશી છે. અને સ્થિતિ કરાવડાવે છે, તે સ્થિતિ સહાયક તત્ત્વ, તે અવિનાશી છે. અને કાળ પણ અવિનાશી તત્ત્વ છે. એટલે નિર્વિકલ્પી સત્ય તો આ છ વસ્તુઓ છે આ જગતમાં. છ જ વસ્તુ નિર્વિકલ્પી સત્ય છે, જેમાં કોઈ 'ચેન્જ' થતો નથી, જે સ્વાભાવિક છે.

## સાધન પણ સમાયા વિકલ્પમાં !

**પ્રશ્નકર્તા** : આ વેદ 'ટેકનોલોજી' જે છે એ 'એપ્રોચ' બતાડે છે, એ તો સત્ય છે ?

**દાદાશ્રી :** એ આપણને 'હેલ્પિંગ' થાય, ઊંધા ગયા છે માટે એ જગ્યાએ આવવા માટે 'હેલ્પિંગ' છે. ઊંધા ના ગયા હોત તો 'હેલ્પિંગ' નહોતું.

આ જે વેદ છે ને, એ ભલે ગમે એમ લોકો નામ દેતા હોય, પણ મૂળ ઋષભદેવ ભગવાનનાં જ મુખનું છે આ.

**પ્રશ્નકર્તા** : એ વાત બરોબર છે. હવે આ ૐકાર જે છે, એની અંદર સત્ય શું રહેલું છે ?

**દાદાશ્રી :** ૐકારમાં બહુ સત્ય રહેલું છે. પણ તેય કયું સત્ય છે ? વિકલ્પી સત્ય છે. છતાં એ વિકલ્પી સત્ય નિર્વિકલ્પ ભણી લઈ જાય એવું છે. એ રસ્તો છે, એ રોડ-વે છે.

**પ્રશ્નકર્તા** : હવે સાધ્ય પૂર્ણ છે, બ્રહ્મ પૂર્ણ છે. સાધન વિકલ્પી છે, એ પણ દેશકાળને અનુસરીને પૂર્ણભાવ ધારણ કરે કે નહીં ?

**દાદાશ્રી :** બીજા સંજોગો ભેગા થાય તો થાય. પણ છેવટે એક સંજોગ નિર્વિકલ્પી ગુરુનો હોવો જોઈએ, પણ તે 'જ્ઞાની પુરુષ' હોવા જોઈએ, જેને વર્લ્ડમાં કોઈ ચીજ જાણવાની બાકી ના હોય. આ વર્લ્ડમાં એમને કોઈ એવી ચીજ નથી કે જે જાણવાની બાકી હોય.

**પ્રશ્નકર્તા** : નિર્વિકલ્પ પુરુષ કેવો હોય ?

**દાદાશ્રી :** નિર્વિકલ્પ પુરુષમાં બુદ્ધિનો છાંટોય ના હોય. બુદ્ધિનો એક છાંટો ના હોય, તેથી એનું નામ નિર્વિકલ્પ પુરુષ.

**પ્રશ્નકર્તા** : તો ગીતામાં ક્ષર પુરુષ અને અક્ષર પુરુષ બે વર્ણવ્યા છે, તે અક્ષર પુરુષ એટલે નિર્વિકલ્પ પુરુષ ?

**દાદાશ્રી :** ક્ષર તો આ દેહ જ છે અને અક્ષર વિકલ્પી છે. અને ક્ષર-અક્ષરથી પર એ નિર્વિકલ્પ.

## વિકલ્પો ચૂકાવે છેલ્લી તક !

બાકી હું તો આત્મા જાણું. તમે કહો કે મને આત્મા આપી દો, તો હું આત્મા આપી દઉં.

**પ્રશ્નકર્તા** : પણ મારે તો વ્યવહારમાં રહેવું છે.

**દાદાશ્રી :** તો વ્યવહારમાં રહીને, પણ વ્યવહાર તો આદર્શ વ્યવહાર હોવો જોઈએ. આત્મા પ્રાપ્ત થયો ક્યારે કહેવાય ? પોતાના ઘરનો વ્યવહાર પૂરો આદર્શ હોય તો જ આત્મા પ્રાપ્ત થાય. નહીં તો આત્મા પ્રાપ્તિની આ જે વાતો કરે છે ને, એવી ગુફાની વસ્તુ નથી આ. આત્મા એ ગુફાની વસ્તુ નથી. ગુફા એ 'ઓન ટ્રાયલ' વસ્તુ છે. બાકી તો પોતાનો વ્યવહાર સુંદર હોય, આદર્શ હોય, ત્યાં ક્રોધ-માન-માયા-લોભ હોય નહીં, પાડોશી જોડે સંબંધ સારા હોય, ઘરમાં 'વાઈફ' જોડે સંબંધ સારા હોય.

**પ્રશ્નકર્તા** : પણ આત્માને શોધવાનો ના હોય, એ તો સ્વયં દર્શન થઈ જાય ને ?

**દાદાશ્રી :** એવું છે ને, કે આ લોકોએ જ્યાં રસ્તો તૂટી ગયો ત્યાં બધું 'ઓર્નામેન્ટલ' રસ્તા કર્યા. મૂળ રસ્તો, જ્યારે બાર-બાર દુકાળ પડ્યા હતા, ત્યારે આ રસ્તો તૂટી ગયો હતો આખોય, ત્યારે 'ઓર્નામેન્ટલ' રસ્તા કર્યા. ત્યાં એવું કહેવામાં આવ્યું કે 'સત્ય પોતાની મેળે જ શોધન થઈ શકે છે !' લ્યો ! બીજું બધું કોલેજમાં જાય તો થાય છે અને આ સત્ય તો ઘેરે જ શોધન થઈ શકે છે.

બાકી વિકલ્પી કોઈ દહાડોય નિર્વિકલ્પી થઈ શકે જ નહીં. વિકલ્પી બીજ ક્યારેય પણ નિર્વિકલ્પી થઇ શકતો નથી અને ખોટાં ફાંફા મારે છે. નિમિત્તની જરૂર છે. વિકલ્પી અને નિર્વિકલ્પી, બંને દૃષ્ટિફેર છે. જ્યારે નિર્વિકલ્પીની દૃષ્ટિ જો થાય એને, કરી આપે કોઈ, તો પછી એ નિર્વિકલ્પ થાય. 'દૃષ્ટિ' જ ચેન્જ કરવાની જરૂર છે. આમાં અભ્યાસથી નથી થાય એવું. અભ્યાસથી થતું હોત તો તો અભ્યાસ કરી નાખે. પણ દૃષ્ટિ જ ચેન્જ છે આખીય.

એટલે જ્યારે પોતાનું સ્વરૂપ જાણે ત્યારે નિર્વિકલ્પ થાય. નિર્વિકલ્પ થાય ત્યારે અહંકાર ને મમતા જતાં રહે, બસ. અહંકાર ને મમતા જતાં રહ્યાં એ છે તે વ્યતિરેક ગુણો ગયા બધા. મમતા એ લોભ ને કપટ છે, અહંકાર ક્રોધ ને માન છે. આ ચાર ગુણો આ રીતે ઉત્પન્ન થયા હતા, તે 'જ્ઞાની પુરુષ' બે વસ્તુને જુદી પાડી આપે; 'ડીવીઝન' કરી આપે, 'લાઈન ઓફ ડીમાર્કેશન' નાખી આપે આત્મા અને અનાત્મામાં, એટલે છૂટા પડી જાય. બાકી છે જ છૂટું, છૂટું જ છે.

## અબુધ થયે, અભેદ થવાય !

**પ્રશ્નકર્તા** : પણ વેદ તો અભેદનું નિરૂપણ કરે છે ને ?

**દાદાશ્રી :** હા. પણ અભેદનું નિરૂપણ તો દરેકે કર્યું જ છે ને ! પણ અભેદ પ્રાપ્ત થવું મુશ્કેલ છે. જ્યાં સુધી વેદ ઓગાળીને પી ના જાય ત્યાં સુધી અભેદ થાય નહિ. કારણ કે બુદ્ધિ જાય નહીં ત્યાં સુધી અભેદ થાય નહીં. બુદ્ધિ ભેદ કરે છે. ભેદ કોણ કરે છે ? જે બુદ્ધિવાળા છે ને, એ જ ભેદ પાડે છે.

હવે આ તમારા આખા ગામને અબુધ બનાવવું હોય તો કેટલો વખત લાગે ? બુદ્ધિ જ ના હોય એવો માણસ બનાવવો હોય તો કેટલો વખત લાગે ? તરત થઈ જાય ?

**પ્રશ્નકર્તા** : ના થાય.

**દાદાશ્રી :** તો ત્યાં સુધી અભેદ થાય નહિ. જ્યારે બુદ્ધિ જાય ત્યારે

અભેદ થાય. બુદ્ધિ ભેદ પાડે છે, 'આ મારું ને આ તમારું' બુદ્ધિ જ માણસને 'ઈમોશનલ' કરે છે.

**પ્રશ્નકર્તા** : બુદ્ધિ 'ઈમોશનલ' કરે છે કે હૃદય 'ઈમોશનલ' કરે છે ?

**દાદાશ્રી :** ના, બુદ્ધિ જ. હૃદય તો અબુધને પણ હોય છે.

**પ્રશ્નકર્તા** : બુદ્ધિને શાસ્ત્રોએ નિશ્ચયાત્મિકા કહ્યું છે ને, નિશ્ચય કરનારી ?

**દાદાશ્રી :** હા. બુદ્ધિ એ નિર્ણય કરનારી છે, છતાં એ 'ઈમોશનલ' કરે છે.

## 'સ-ઈતિ' તો ભેદવિજ્ઞાનથી જ !

વેદમાં આત્મા સમાઈ શકે એવી વસ્તુ જ નથી. વેદમાં જે શબ્દો છે, એ સ્થૂળ ભાષાના છે અને આત્મા સૂક્ષ્મતમ છે. બેનો મેળ શી રીતે પડે ? એક સ્થૂળ અને એક સૂક્ષ્મતમ, વેદ શી રીતે વર્ણન કરી શકે ? આત્મા અવક્તવ્ય છે ને અવર્ણનીય છે, નિઃશબ્દ છે, એટલે વેદમાં કોઈ દહાડોય ઊતરે નહીં. ત્યારે કહે છે, 'વેદ જ આ જગતની બધી વસ્તુ જાણનાર છે ને ? તો પછી એ વેદની પાર કોણ જાણે ?' ત્યારે કહે, 'વેદની નીચેના તો કોઈ જાણે નહીં. વેદ પણ જાણે નહીં. પણ વેદની ઉપરના જે હોય એ જ્ઞાની પુરુષ એકલા જ જાણે કે આત્મા શું છે તે !' 'જ્ઞાની પુરુષ' એમેય કહે કે 'ધીસ ઈઝ ધેટ, ધીસ ઇઝ ધેટ.'

**પ્રશ્નકર્તા** : 'ધીસ ઈઝ નોટ ધેટ' માંથી 'ધીસ ઇઝ ધેટ'માં શી રીતે જવાય ?

**દાદાશ્રી :** 'ધીસ ઇઝ નોટ ધેટ' માંથી 'ધીસ ઈઝ ધેટ'માં જવા માટે ભેદ વિજ્ઞાનની જરૂર પડે છે કે આત્મા આ ન્હોય, આ હોય, આ ન્હોય, આ હોય. અને એ ભેદ વિજ્ઞાન 'જ્ઞાની' સિવાય કોઈની પાસે હોય નહિ.

જ્યારે જ્યારે 'જ્ઞાની' પાકે છે ત્યારે અમુક માણસોને લઈ જાય છે. પણ આ 'અક્રમ વિજ્ઞાન' છે. 'વિજ્ઞાન' એટલે ચેતન છે આ. એટલે તમારે

કશું કરવું ના પડે. એ જ્ઞાન જ ચેતવે તમને. આ જ્ઞાન જ 'ઈટસેલ્ફ' કામ કર્યા કરે. એટલે આ 'અક્રમ વિજ્ઞાન' છે.

વેદ એ જ્ઞાન સ્વરૂપ છે અને વેત્તા એ વિજ્ઞાનસ્વરૂપ છે. જ્ઞાન એ ક્રિયાકારી ના હોય અને વિજ્ઞાન એ ક્રિયાકારી હોય.

**પ્રશ્નકર્તા** : જે 'વિજ્ઞાન સ્વરૂપ' છે તેમનું વર્ણન કરતાં કરતાં વેદ પણ થાકી ગયા !

**દાદાશ્રી :** હા, થાકી ગયા. કારણ કે વેદ વેત્તાને કેમ કરીને સમજી શકે ? વેત્તા વેદને સમજી શકે, પણ વેદ વેત્તાને સમજે એ 'પોસીબલ' શી રીતે બને ? વેત્તા એટલે શું ? જાણનાર ! એ જ્ઞાતા-દ્રષ્ટા છે. વેત્તા એ શબ્દ આમ દેખાવમાં નાનો દેખાય ને !

## આત્મપ્રાપ્તિ, કોની પાસેથી શક્ય ?

અહીં બધું પૂછાય, ચાર વેદની વાત પૂછાય અને ચાર અનુયોગની વાત પણ પૂછાય. જૈનની, વેદાંતની, કુરાનની બધી વાત અહીં પૂછાય. કારણ કે વેદની ઉપર ગયેલા હોય ત્યાં વેદની વાત પૂછાય !

**પ્રશ્નકર્તા** : વેદની ઉપર કેવી રીતે જઈ શકાય ?

**દાદાશ્રી :** એ તો જ્યારે 'જ્ઞાન પ્રકાશ' થાય, ત્યારે વેદની ઉપર જાય.

**પ્રશ્નકર્તા** : એટલે બુદ્ધિગમ્ય વસ્તુ નથી એ ?

**દાદાશ્રી :** ના. આ બુદ્ધિગમ્ય વસ્તુ નથી. જેટલી બુદ્ધિગમ્ય વસ્તુ હતી, એટલી વેદમાં છે. અને બુદ્ધિગમ્યથી આગળ જવા માટે 'ગો ટુ જ્ઞાની' કે જેને બુદ્ધિ બિલકુલ છે જ નહિ. જે અબુધ કહેવાય છે એવા 'જ્ઞાની પુરુષ' પાસે જા તો તને આત્મા પ્રાપ્ત થશે. નહિ તો આત્મા પ્રાપ્ત નહીં થાય. બુદ્ધિવાળા પાસે આત્મા હોય નહિ. આત્મા છે તો બુદ્ધિ નથી અને બુદ્ધિ હોય તો આત્મા હોય જ નહિ ને !

**પ્રશ્નકર્તા** : જૈન ધર્મના અભ્યાસથી આત્મજ્ઞાન થાય એવું આપનું કહેવું છે ?

**દાદાશ્રી :** ના. અને વેદાંતના ચાર વેદ છે એના અભ્યાસથીય આત્મજ્ઞાન થાય એવું નથી. ચાર વેદ છે, તે બધા પૂરા થાય છે ત્યારે ઈટસેલ્ફ બોલે છે કે 'ધીસ ઈઝ નોટ ધેટ. તું જે આત્મા ખોળે છે તે આમાં નથી. માટે 'ગો ટુ જ્ઞાની.' પુસ્તકમાં આત્મા ઉતારી શકાય એવો નથી. આત્મા અવર્ણનીય છે, અવક્તવ્ય છે, એટલે પુસ્તકમાં ઉતરી શકે એવું છે નહિ. એટલે એ 'જ્ઞાની પુરુષ'નું કામ છે. જેને આત્મા પ્રગટ થયેલો હોય તે એકલા જ આત્મા બતાવી શકે. વર્લ્ડમાં બીજા કોઇનુંય કામ નથી.

**પ્રશ્નકર્તા** : બતાવી ન શકે પણ અભ્યાસ કરાવી શકે ને ?

**દાદાશ્રી :** ફક્ત 'ડિરેક્શન' આપે, અંગુલિનિર્દેશ કરી શકે. એટલે આભાસ જેવું થઈ શકે. પણ મૂળ વસ્તુનો સાક્ષાત્કાર ના કરાવે.

**પ્રશ્નકર્તા** : પણ પોતાનો આત્મા પોતે સાક્ષાત્ કરી શકે ને ?

**દાદાશ્રી :** ના, એવું નહિ. 'જ્ઞાની પુરુષ' સિવાય સાક્ષાત્ થાય નહિ, કોઈનેય થયેલું નહિ. જે છૂટેલો હોય તે જ છોડાવી શકે. આ જંજાળમાં એ જ બંધાયેલો હોય, તો આપણને છોડાવે શી રીતે ? એટલે તરણતારણ પુરુષ જોઈએ. પોતે તર્યા હોય અને અનેકોને તારવાને સમર્થ હોય, ત્યાં આપણો ઉકેલ આવે.

**પ્રશ્નકર્તા** : તો શ્રુતવાણી અભ્યાસથી આત્મજ્ઞાન થાય ?

**દાદાશ્રી :** શ્રુતવાણી એ બધી 'હેલ્પિંગ' કરનારી વસ્તુ છે. શ્રુતવાણીથી ચિત્તની મજબૂતી થાય છે, દહાડે દહાડે ચિત્ત નિર્મળ થતું જાય છે. અને ચિત્ત નિર્મળ હોય અને 'જ્ઞાની પુરુષ' મળી જાય, તો એ જ્ઞાન જલદી વધારે સારી રીતે પકડી શકે.

**પ્રશ્નકર્તા** : જ્ઞાન ગુરુથી મળે, પણ જે ગુરુએ પોતે આત્મસાક્ષાત્કાર કર્યો હોય તેના હસ્તક જ જ્ઞાન મળે ને ?

**દાદાશ્રી :** એ 'જ્ઞાની પુરુષ' હોવા જોઈએ અને પાછું એકલો આત્મ સાક્ષાત્કાર કરાવ્યે કશું વળે એવું નથી. 'જ્ઞાની પુરુષ' તો 'આ જગત કેવી

રીતે ચાલે છે ? પોતે કોણ છે ? આ કોણ છે ?' એવા બધા ફોડ આપે ત્યારે કામ પૂરું થાય એવું છે.

બાકી, પુસ્તકોની પાછળ પડ પડ કરીએ, પણ પુસ્તકો તો 'હેલ્પર' છે. એ મુખ્ય વસ્તુ નથી. એ સાધારણ કારણો છે, એ અસાધારણ કારણો નથી. અસાધારણ કારણ કયું છે ? 'જ્ઞાની પુરુષ'!

## દાદરો એક ને પગથિયાં અનેક !

**પ્રશ્નકર્તા** : જૈનદર્શન, વેદાંત, અદ્વૈતવાદ, સોહમ્, અહમ્ બ્રહ્માસ્મિ, એકોહમ્ બહુસ્યામ, સર્વ ઈદમ્ બ્રહ્મ, એ બધું એક જ છે ?

**દાદાશ્રી :** જેમ દાદરો, સોપાન એક જ છે તેમ આ બધાં એક જ છે. પણ સ્ટેપિંગ તરીકે જુદું જુદું ગણાય.

## ન દ્વૈત, ન અદ્વૈત, આત્મા દ્વૈતાદ્વૈત !

**પ્રશ્નકર્તા** : અદ્વૈત અને દ્વૈત સમજવું છે, આપ સમજાવો.

**દાદાશ્રી :** અદ્વૈત એટલે તમે શું માની બેઠા છો, એ મને કહો.

**પ્રશ્નકર્તા** : આ 'હું જ એક સત્ય છું, મારા સિવાય બીજું કોઈ સત્ય નથી. હું જે છું તે જ સત્ય છે, બીજું જે પણ કંઈ એમાં પ્રતિભાસ થાય છે તે સત્ય નથી', એને અદ્વૈત કહું છું.

**દાદાશ્રી :** તો પછી હવે સત્ય ખોળવાનું જ રહ્યું ક્યાં ? જો 'હું જ સત્ય છું' તો પછી સત્ય ખોળવાનું રહ્યું જ નહિ. તો પછી પુસ્તક શા હારુ વાંચો છો ? તમારો સિદ્ધાંત આ જ કહે છે ને, હું જ સત્ય છું ?

**પ્રશ્નકર્તા** : સિદ્ધાંતની નિષ્ઠા માટે, સિદ્ધાંત દૃઢ થાય એ માટે પુસ્તક વાંચવાનું છે ને ?

**દાદાશ્રી :** પણ આ સિદ્ધાંત તો બરોબર ના કહેવાય. શું નામ તમારું ?

**પ્રશ્નકર્તા** : ચંદુભાઈ.

**દાદાશ્રી :** તો ચંદુભાઈ એ સત્ય છે ?

**પ્રશ્નકર્તા** : ચંદુભાઈ એ નામ છે, ને નામ એ સત્ય નથી.

**દાદાશ્રી :** ત્યારે શું સત્ય છે ? તમે સત્ય થઈને પછી બોલો.

**પ્રશ્નકર્તા** : સત્ય તો શબ્દમાં આવે નહિ ને !

**દાદાશ્રી :** તો પણ તમે કોણ છો ત્યારે ? 'ચંદુભાઈ અક્કલ વગરના છે' કહીએ તો તમને ખોટું લાગે છે. જો તમને અસર થાય છે, માટે તમે ચંદુભાઈ જ છો.

**પ્રશ્નકર્તા** : અસર થાય ત્યાં સુધી 'હું ચંદુભાઈ છું' એમ ?

**દાદાશ્રી :** હા. અને ગાળો ભાંડે તોય અસર ના થાય, મારે તોય અસર ના થાય, ગજવું કપાય તોય અસર ના થાય, ત્યારે હું જાણું કે અદ્વૈતવાદના ખૂણામાં પેઠા છે. આ હજુ તો અદ્વૈતને સમજતો જ નથી.

હવે તમને દ્વૈત ને અદ્વૈત સમજાવું. સમજવાની ઇચ્છા ખરીને ?

**પ્રશ્નકર્તા** : હા, પૂરેપૂરી.

**દાદાશ્રી :** અદ્વૈત એ આધારી છે કે નિરાધારી ?

**પ્રશ્નકર્તા** : નિરાધારી.

**દાદાશ્રી :** અને દ્વૈત ?

**પ્રશ્નકર્તા** : અદ્વૈતમાં બેઠા પછી દ્વૈત છે જ ક્યાં ?

**દાદાશ્રી :** હવે આવું ઊંધું શીખવાડે છે કે 'દ્વૈત છે જ ક્યાં ?' અને સંસારી વાત આવે, કોઈક જરા ગજવું કાપી જાય તે ઘડીએ બૂમાબૂમ કરી મૂકે. અલ્યા, હવે આ દ્વૈત બધું આવ્યું ક્યાંથી ? પાછો કહેશે કે, 'પોલીસવાળાને બોલાવો, આ ચોર છે, આણે જ મારું ગજવું કાપ્યું.' અલ્યા, હમણે કહું છું કે 'દ્વૈત છે જ ક્યાં ?' તો આ દ્વૈત ક્યાંથી આવ્યું ? તમને ય નર્યું દ્વૈત છે. આમાં હું તમને વગોવતો નથી, પણ જો સાચું સમજવું હોય તો અદ્વૈત

આવું નથી. અને ત્યાં સુધી સાચું સુખ, જે પોતાના આત્માનું સુખ છે એ કેમ કરીને ઘડીવારેય પામે ? આપની સમજમાં આવે છે ને ?

અદ્વૈત એ નિરાધારી વસ્તુ નથી. દ્વૈતના આધારે અદ્વૈત છે. શેના આધારે છે, એટલું તમને સમજાય ?

**પ્રશ્નકર્તા** : દ્વૈતની અપેક્ષાએ અદ્વૈત છે.

**દાદાશ્રી :** હા. દ્વૈતના આધારે એ અદ્વૈત છે. અને અપેક્ષાએ જે વસ્તુ છે એ બધી સાપેક્ષ કહેવાય. અને સાપેક્ષ કોઈ દહાડોય નિરપેક્ષ ન બની શકે. એટલે આ અદ્વૈતનો અર્થ લોકોએ નિરપેક્ષ કર્યો છે. વાતને જો સમજેને તો ઉકેલ આવે.

**પ્રશ્નકર્તા** : પણ અમે તો નિરપેક્ષમાં જ માનીએ છીએ.

**દાદાશ્રી :** નિરપેક્ષ જ માનવું જોઈએ. પણ નિરપેક્ષને સમજવું તો જોઈએ ને ?

**પ્રશ્નકર્તા** : અમે અદ્વૈતનો અર્થ નિરપેક્ષ જેવો કરીએ છીએ.

**દાદાશ્રી :** હા. એ તો બધું તમારી મેળે કર્યું, એ તો એનો અર્થ તમારી મનસૂફી ઉપર આધાર રાખે છે. પણ કાયદેસર 'એક્સેપ્ટ' થાય નહિ ને ! મનસૂફી પર આપણે અર્થ કરવો હોય, નિરપેક્ષ, તો થઈ શકે. પણ કાયદેસર ગણાય નહિ ને ! કાયદેસર તો હું કહું કે, 'અદ્વૈત એ આધારી છે કે નિરાધારી ? ત્યારે કહે, 'આધારી છે.' તો શેના આધારે છે ? ત્યારે કહે, 'દ્વૈતના આધારે.' દ્વૈતની અપેક્ષાએ અદ્વૈત છે અને અદ્વૈત એ સાપેક્ષ છે. એને આ લોકો નિરપેક્ષ કહે છે. તમને, તમારો આત્મા કબૂલ કરે છે ને આ વાત ? હું જે કહું છું એ વાત તમારો આત્મા કબૂલ કરવો જ જોઈએ. કારણ કે હું આ 'કરેક્ટ' વાત કહું છું. હું પક્ષાપક્ષીથી બહાર નીકળેલો માણસ છું. પક્ષમાં પડેલા માણસનું કોઈ દહાડોય સત્ય હોય નહિ. પક્ષાપક્ષીથી બહાર નીકળેલા હોવા જોઈએ, ત્યાં વાત સાંભળવી.

તમને અદ્વૈત એ સાપેક્ષ છે એવું સમજાયું ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તમે જે અદ્વૈતને નિરપેક્ષ માનતા હતા, એ તો સાપેક્ષ નીકળ્યું. એટલે આમાં અત્યાર સુધી તમારી કઈ ભૂલ થઈ છે, એ સમજાયું ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** મને અદ્વૈતવાળા પૂછે છે કે, 'તો આત્મા કેવો છે ?' ત્યારે મેં કહ્યું, 'આત્મા અદ્વૈત સ્વરૂપ છે જ નહિ અને આત્મા દ્વૈતેય નથી. આત્મા દ્વૈતાદ્વૈત છે !'

દ્વૈતાદ્વૈતનો અર્થ શું ? કે 'બાય રિલેટિવ વ્યુ પોઈન્ટ' આત્મા દ્વૈત છે. જ્યાં સુધી આ દેહ છે ત્યાં સુધી 'રિલેટિવ વ્યુ પોઈન્ટ' હોય જ. સંડાસ ના જવું પડે ? ખાવું ના પડે ? એ 'રિલેટિવ વ્યુ પોઈન્ટ'થી છે, એટલે આત્મા દ્વૈત છે. અને 'રિયલ વ્યુ પોઈન્ટ'થી આત્મા અદ્વૈત છે. અને પછી અહીંથી જ્યારે મોક્ષે જાય છે ત્યારે ત્યાં વિશેષણ હોતું જ નથી. 'બોડી' છે ત્યાં સુધી જ વિશેષણ છે. 'બોડી'ના આધારે જ આ બધાં દ્વૈતનાં ને અદ્વૈતનાં વિશેષણ છે. ત્યાં મોક્ષે ગયા પછી વિશેષણ નથી હોતું. 'બાય રિલેટિવ વ્યુ પોઈન્ટ' 'હું' દ્વૈત છું અને 'બાય રિયલ વ્યુ પોઈન્ટ' 'હું' અદ્વૈત છું. એટલે 'હું' દ્વૈતાદ્વૈત છું. જ્યાં સુધી બોડી હોય ત્યાં સુધી અદ્વૈત એકલો રહી શકે નહિ.

આ અદ્વૈત કહેવાનો શું ભાવાર્થ છે કે 'ફોરેન ડીપાર્ટમેન્ટ'માં ઉપયોગ ના મૂકો. એવું આ કહેવાને માટે હતું, એને બદલે આ ઊંધું થઈ ગયું, 'ફોરેન'માં ઉપયોગ ના મૂકવો અને 'હોમ'માં જ રહો. 'હોમ' એ અદ્વૈત છે અને 'ફોરેન' એ દ્વૈત છે. અત્યારે 'તમે' 'ફોરેન'ને જ 'હોમ' માનો છો. 'હું જ આ ચંદુભાઈ છું' કહો છો. હજુ 'હોમ'ને તો જોયું જ નથી. 'હોમ'ને જુઓ ત્યારે ચિંતા ના હોય, અકળામણ ના હોય, ઉપાધિમાંય સમાધિ રહે.

## દ્વૈત-અદ્વૈત, બંને દ્વન્દ્વ !

એક ભાઈ આવેલો, મને કહે છે, 'હું અદ્વૈત થઈ ગયો છું'. મેં કહ્યું, 'એ વળી શબ્દ પાછો ક્યાંથી લાવ્યો ? શેને અદ્વૈત કહે છે ?' ત્યારે એ

કહે, 'હું દ્વૈતમાં ના રહું.' ત્યારે મેં કહ્યું, 'શામાં રહે છે ત્યારે ?' ત્યારે એ કહે, 'આત્મામાં જ રહું છું.' અલ્યા, આવો ક્યાંથી થઈ ગયો ? અદ્વૈત એકલો રહી શકે જ નહિ. અદ્વૈત તો આધારિત છે. એને શેનો આધાર છે ? એ દ્વૈતના આધારે છે. દ્વૈતનો આધાર છે, નહિ તો અદ્વૈત પડી જાય. એટલે અદ્વૈત એ દ્વૈતના આધારે ટકી રહ્યું છે. આ તો તમે અદ્વૈત થયા કહો છો, એટલે તમે દ્વૈત ઉપર દ્વેષ કરો છો. એટલે શું થશે ? તમે બેઉ લડી પડશો. ત્યારે કહે, 'હા, બરોબર છે. પણ અમે તો અદ્વૈતને નિરપેક્ષ માનતા હતા.' અરે, આધારિત વસ્તુને નિરપેક્ષ કહેવાય કેમ કરીને ? અદ્વૈત એ તો સાપેક્ષ છે.

કેટલાક શબ્દો એવા છે કે દ્વંદ્વોથી પર છે. આ 'કરુણા' એવા જે અમુક અમુક શબ્દો છે એ દ્વંદ્વોથી પર છે. ત્યારે અદ્વૈત શબ્દ તો, દ્વૈત છે તો અદ્વૈત છે, એટલે એ દ્વન્દ્વ કહેવાય. જેમ નફો ને ખોટ, એ બધું સામસામે બે શબ્દો હોય ને તે બધા દ્વન્દ્વ કહેવાય. એટલે દ્વૈત છે તો અદ્વૈત છે. માટે દ્વન્દ્વની પાર ગયો નથી, એ હજુ દ્વન્દ્વમાં જ છે. અદ્વૈત એ પણ દ્વન્દ્વ કહેવાય, એવું તમને સમજાયું ? જેમ નફો-ખોટ એ દ્વન્દ્વ કહેવાય, સારું-ખોટું, સુખ-દુ:ખ એ દ્વન્દ્વ કહેવાય, એવી આ દ્વૈત-અદ્વૈતની જોડી પણ દ્વન્દ્વ કહેવાય. જેમ દયા જ્યાં હોય ત્યાં નિર્દયતા અવશ્ય હોય. એટલે કોઈ દયાળુ માણસ હોય તો તમારે જાણવું કે ઓહોહો ! આની મહીં નિર્દયતા પણ છે. એવું દ્વૈત ને અદ્વૈત એ દ્વન્દ્વમાં છે. એ દ્વન્દ્વાતીત દશા નથી. એટલે 'હું અદ્વૈત છું' કહે છે એ તો હજુ દ્વન્દ્વમાં જ છે. તે દ્વન્દ્વમાં તો પાછી કેટલી બધી ઉપાધિ ? અદ્વૈતવાળાને રાત-દહાડો દ્વૈતની જ કલ્પના આવ્યા કરે કે 'આ દ્વૈત, આ દ્વૈત, આ દ્વૈત' એમ આખો દહાડો કર્યા કરશે. જાણે દ્વૈત એને કરડી ખાવાનું ના હોય ? એટલે આ દ્વૈત અને અદ્વૈત એ તો દ્વન્દ્વ છે. એનાથી પણ પર જવાનું છે.

દ્વૈત એને કહેવાય કે 'હું ને કર્મ, બંને છીએ.' એને દ્વૈત કહેવાય. ત્યારે અદ્વૈતવાળા શું કહે છે કે 'હું જ છું, કર્મ જેવી વસ્તુ જ નથી.' માટે ત્યાં તો દ્વૈત અને અદ્વૈત એકલું હોય નહિ. કારણ કે આત્મા દ્વૈતાદ્વૈત છે. આત્મા એકલો અદ્વૈત નથી હોઈ શકતો અને એકલો દ્વૈત પણ નથી હોઈ

શકતો. એ સંસારની અપેક્ષાએ, આ વ્યવહારમાં 'કનેક્શનમાં આવે ત્યારે દ્વૈત છે અને 'પોતે' 'મૂળ સ્વરૂપ'માં રહે તો અદ્વૈત છે. એટલે 'અમે' અમારા 'પોતાના'માં રહીએ ત્યારે અમે સંપૂર્ણ અદ્વૈત હોઈએ.

## અદ્વૈતની અનુભૂતિ ક્યારે ?

**પ્રશ્નકર્તા** : અદ્વૈતની અનુભૂતિ થાય ? કોને થાય ?

**દાદાશ્રી :** અદ્વૈતની અનુભૂતિ થઈ શકે. દ્વૈતની અનુભૂતિ થાય ત્યાર પછી અદ્વૈતની અનુભૂતિ થાય. આ જે સંસાર છે એ દ્વૈત સ્વભાવનો છે. એની અનુભૂતિ થઈ જાય પછી અદ્વૈતની અનુભૂતિ થાય. વાઈફ જોડે વઢવાડ થાય નહિ, બાપા જોડે વઢવાડ થાય નહિ, કોઈની જોડે ડખળામણ ના થાય, એવી જે અનુભૂતિ થાય પછી અદ્વૈતની અનુભૂતિ થાય. અને દ્વૈતની અનુભૂતિ જેને થઈ, એને જ અદ્વૈતની અનુભૂતિ થાય.

અદ્વૈત એટલે શું ? એ એણે જાણવું જોઈએ. આત્મા જાણવા માટે છે આ બધું. આત્મા ના જાણ્યો તો રખડી મર્યા અને જેને દ્વન્દ્વ છે એ બધા રખડી મર્યા. જેને દ્વન્દ્વ છે એ અદ્વૈત કહેવાય નહિ. દ્વન્દ્વ એટલે શું ? કે સારું-ખોટું, નફો-ખોટ, એવું જેને દ્વન્દ્વ હોય એ અદ્વૈત કહેવાય નહીં.

## દ્વન્દ્વાતીત થયે અદ્વૈત !

અદ્વૈત તો એનું નામ કહેવાય કે દ્વન્દ્વાતીત થયેલો હોય. અદ્વૈત એ ગપ્પું નથી. દ્વૈતના આધારે અદ્વૈત રહેલું છે. શેના આધારે રહેલું છે ?

**પ્રશ્નકર્તા** : દ્વૈતના આધારે.

**દાદાશ્રી :** હા, માટે એ 'રિલેટિવ' વસ્તુ છે અને 'રિલેટિવ' વસ્તુ 'રિયલ' ક્યારેય પણ ન થઈ શકે. દ્વૈતના આધારે અદ્વૈત રહેલું છે, છે એ 'રિલેટિવ' વસ્તુ છે. અને 'રિલેટિવ' વસ્તુ 'રિયલ' થાય નહિ. અને આત્મા 'રિયલ' છે. એટલે એ જે અદ્વૈત બોલે છે, તે બધી મોટી મોટી વાતો કરે છે, પણ વાતમાં કશો સાર નથી. અદ્વૈત હોય તો આપણે એને પુરવાર કરવું જોઈએ કે 'ભઈ, તમે દ્વન્દ્વાતીત છો કે નહિ, એ અમને કહો. એ કહે કે,

'અમે દ્વન્દ્વાતીત છીએ.' તો આપણે 'કરેક્ટ' માની લઈએ. દ્વન્દ્વાતીત તો થવો જ જોઈએ. આ દ્વન્દ્વો છે, નફો-નુકસાન, સુખ-દુઃખ, બધાથી પર થવો જોઈએ, એની અસર જ ના થવી જોઈએ.

એટલે અદ્વૈત કોને કહેવાય ? દ્વન્દ્વાતીત થયેલા હોય તેને. એને પછી નફો કે ખોટ એવું કશું સ્પર્શે જ નહીં. એને ગજવું કાપે તોય સરખું ને ફૂલો ચઢાવે તોય સરખું. ગાળો ભાંડે તોય સરખું, ધોલ મારે તોય સરખું, તો અદ્વૈત કહેવાય.

## 'સત્' પમાડવા, કેવી કારુણ્યતા !

એટલે તમારે અદ્વૈતને સમજવું છે ને ? 'એક્ઝેક્ટ' સમજવું હોય તો પદ્ધતિસર સમજો, ને તમારી જે સ્થિરતા છે એ ખોઈ ના નાખશો. પદ્ધતિસર એટલે અમે જે વાત કરીએ છીએ એ ત્રિકાળ સત્ય વાત છે. એમાં ફેરફાર ના થાય. અમે છેલ્લી વાત કરીએ કે જેનાથી લોકો સાચી હકીકત પામે.

આ અદ્વૈતનું બહુ પેસી ગયું છે આખું ! એ તો કહેવું પડશે કે 'અદ્વૈત કોઈ સમજવા માગતું હોય તો અહીં આ 'દાદા' પાસે આવો. આ ખોટું શા માટે ઝાલી પડ્યા છો ?' અને વખતે કોઈ સામાવળિયો થઈને આવે તો મને વાંધો નથી. એ ગાળો ભાંડે તોય મને વાંધો નથી. એમને જમાડી દઈએ; એમ ટાઢા પાડીને પછી એને વાતની સમજણ પાડી દઉં. એ ગાળો ભાંડે તોય મને ઊંઘ આવે ને હું ગાળ ભાંડું તો એને ઊંઘ ના આવે. એટલે મારાથી એને દુઃખી કરાય નહિ અને મને તો ઊંઘ આવશે, એટલે પાંસરું તો કરવું પડશે ને ? ક્યાં સુધી આ ચાલશે ? આમાં મારે કરવું નથી. હું તો નિમિત્ત છું અને મને આવો આદેશ બધો મળ્યો છે.

**પ્રશ્નકર્તા** : કોનો આદેશ મળ્યો છે ?

**દાદાશ્રી :** દેશકાળનો આદેશ મળ્યો છે.

**પ્રશ્નકર્તા** : આ વાત તમારી 'સાયન્ટિફિક' છે ?

**દાદાશ્રી :** હા, 'સાયન્ટિફિક' વાત છે. કારણ કે કોઈ બાપોય ઉપરી

નથી કે મને આદેશ કરે. પણ દેશકાળનો આ આદેશ મળ્યો છે. આવું આદેશ કહેતાંની સાથે કોઈકને એમ જ થાય કે આમનો કોઈક ઉપરી છે ! ના, અમારો કોઈ ઉપરી જ નથી. હું જ છું જે છું તે. અને વ્યવહારમાં હું લઘુતમ છું અને 'રિયલી' 'સ્પીકિંગ' હું ગુરુતમ છું. પછી ભાંજગડ જ ક્યાં છે ? મારે વ્યવહારમાં ગુરુતમ થવું નથી. કારણ કે વ્યવહારમાં જે ગુરુતમ થયેલા ને, એ બધાયના બે પગમાંથી ચાર પગ થયેલા. એ નિયમ જ એવો છે કે વ્યવહારમાં ગુરુતમ એ ચાર પગ થયેલા જ અને વ્યવહારમાં લઘુતમ ભાવે છે તો જ ઉકેલ આવશે.

## 'એકાંતે' અંતરાયું આતમજ્ઞાન !

હવે એક કહે છે, આત્મા કર્તા નથી અને બીજા કહે છે કે આત્મા કર્તા છે, તે બેઉ ખાડામાં પડ્યા છે. પેલા અદ્વૈતના ખાડામાં પડ્યા અને આ દ્વૈતના ખાડામાં પડ્યા. આત્મા તેવો નથી. આત્મા દ્વૈતાદ્વૈત છે. આ દેહની અપેક્ષાએ દ્વૈત પણ છે અને પોતાની અપેક્ષાએ અદ્વૈત પણ છે. એટલે કોઈ અદ્વૈત ખાડો લે તો આત્મા 'પ્રૂવ' થતો નથી. અદ્વૈતવાળાને દ્વૈતના વિકલ્પો આવ્યા કરે. દ્વૈતવાળાને અદ્વૈતના વિકલ્પો આવ્યા કરે. હવે વિકલ્પોની પાર જઈ શકે નહિ. આત્મા દ્વૈતાદ્વૈત કહે, એટલે વિકલ્પોની પાર ગયો કહેવાય, નિર્વિકલ્પ કહેવાય.

એટલે 'જ્ઞાની પુરુષ' 'જેમ છે તેમ' કહે કે આત્મા દ્વૈતાદ્વૈત છે, દ્વૈતેય છે ને અદ્વૈતેય છે. આ દ્વૈતાદ્વૈતનું વિશેષણ ક્યાં સુધી લાગુ થાય ? જ્યાં સુધી સાંસરિક કામમાં છે ત્યાં સુધી દ્વૈત છે અને પોતાના સ્વ-ધ્યાનમાં છે ત્યારે અદ્વૈત છે. આ દેહ છે અને કેવળજ્ઞાન પણ છે, ત્યાં સુધી દ્વૈતાદ્વૈત કહેવાય. લોકોને માણસેય દેખાય ને લોકોને કેવળજ્ઞાનીય દેખાય. જેની જેવી દૃષ્ટિ તે પ્રમાણે એવું દેખાય. એટલે આત્મા અદ્વૈત ક્યારેય થતો નથી. કારણ કે જો અહીંથી દેહ છૂટી જાય ને મોક્ષ થાય તો ત્યાં સિદ્ધગતિમાં ગયા પછી આ વિશેષણ એને રહેતું નથી. આ દેહ છે ત્યાં સુધી જ વિશેષણ છે. અને બેઉ કાર્ય કરે છે. માટે આપણે વિશેષણને 'એક્સેપ્ટ' કરવું જોઈએ. આ તો અદ્વૈતના ખાડામાં પડ્યા તે એકાંતિક કહેવાયા ને દ્વૈતના ખાડામાં પડ્યા તેય એકાંતિક કહેવાયા અને કોઈ પણ એકાંતિક માર્ગ ગ્રહણ કર્યો

એટલે મોક્ષ હાથમાં આવે નહિ. એકાંતિક થયા, આગ્રહી થયા એટલે સત્ય વસ્તુ પ્રાપ્ત થાય નહિ. સત્ય વસ્તુ પ્રાપ્ત થવા માટે નિરાગ્રહ ઉપર જવું પડશે. આગ્રહ એ જ અહંકાર છે.

દરેકમાં સત્ય રહેલું જ છે, પણ એના પ્રમાણમાં છે. દરેક એના પ્રમાણમાં સત્ય હોય જ. અને આ વ્યાવહારિક સત્ય જે છે ને, એ તો ભગવાનની ભાષામાં અસત્ય જ છે. આ તમે કહો છો 'હું ચંદુભાઈ છું, હું ફલાણાનો મામો છું' એ બધું ભગવાનની ભાષામાં અસત્ય ગણાય છે. એ સાપેક્ષિત છે, નિરપેક્ષ નથી !

પક્ષમાં પડવું એ તો ખોટું જ છે, પક્ષ એટલે 'સ્ટાન્ડર્ડ' છે. અને 'સ્ટાન્ડર્ડ'માં રહે તે એકાંતિક કહેવાય. છતાં લોકોએ તો જે નિયમ હોય ને, એટલામાં જ રહેવું જોઈએ. અને આત્યંતિકમાં નિયમ ના હોય, એ તો અનેકાંત હોય. એમાં કોઈ જાતનોય આગ્રહ ના હોય. અને તે 'એક્ઝેક્ટનેસ' પર ચાલ્યા કરે. એનાથી આત્યંતિક કલ્યાણ થાય. બાકી, આ તો બધા પક્ષો એ 'સ્ટાન્ડર્ડ' છે. નિષ્પક્ષપાતી થાય ત્યારે કામનું. ભગવાન નિષ્પક્ષપાતી છે. નિષ્પક્ષપાતી થાય ત્યારે 'આઉટ ઓફ સ્ટાન્ડર્ડ' થાય.

હું તો બધું જે 'કરેક્ટ' છે એ જ કહેવા આવ્યો છું. ને તમે એમ કહો કે 'ના, મારું સાચું.' તો હું તમારી જોડે બેસી ના રહું, મને એવી નવરાશ નથી. પછી તમારી જોડે વિતંડાવાદમાં ના પડું. 'તમારા 'વ્યુ પોઈન્ટ'થી તમે 'કરેક્ટ' છો' એમ કહીને અમે છોડી દઈએ. તમારે જો સાચું સમજવું હોય તો અમે સમજાવીએ, નહિ તો પછી ટાઈમ બગડે, 'વેસ્ટ ઓફ ટાઈમ એન્ડ એનર્જી !' આવું તો ઘણા લોકોની દૃષ્ટિએ ઊંધું જ્ઞાન ફીટ થયેલું હોય, હું ક્યાં બધાને પાછો ફેરફાર કરવા જાઉં ? આ તો તમારે 'હેલ્પ' જોઈતી હોય તો તમારે મને પૂછવું.

એટલે દ્વૈત ને અદ્વૈત સમજવું જોઈએ. આ કાળમાં અદ્વૈત તો બોલાતું હશે ? અદ્વૈત તો પહેલાંય નહોતું અને અદ્વૈત તો મારાથી પણ બોલી ના શકાય.

દરેક વાત જે છે એને કસોટી પર લીધા વગર 'એક્સેપ્ટ' કરીએ તેનો અર્થ જ નથી. કસોટી પર લેતાં ના આવડે તો 'આ આમ જ છે.' એવું ના કહેવાય. ફોરેનના સાયન્ટિસ્ટો પણ 'આ આમ જ છે' એવું ના કહે. એ કહેશે, 'અમને આ આમ લાગે છે.'

## બ્રહ્મ સત્ય ને જગતેય સત્ય, પણ....

આ તો વાત જ મૂળમાં ખોટી છે; ભ્રાંતિ જ છે આખી. તેય તદ્દન ખોટુંય નથી. ઊંઘી ગયો હોય ને મોઢું પહોળું હોય અને જરા મરચું નાખે તો ? તો પછી મિથ્યા લાગે ? બ્રહ્મ સત્ય ને જગત મિથ્યા કહે છે, એવું મિથ્યા લાગે ખરું ? આ જગત 'રિલેટિવ કરેક્ટ' છે. અને બ્રહ્મ 'રિયલ કરેક્ટ' છે. બસ, એટલો જ ફેર છે, હવે દાઢ દુઃખતી હોય તો 'મિથ્યા, મિથ્યા' કર જોઈએ. તમને કોઈ દહાડો દાઢ દુઃખેલી ? તે ઘડીએ તમે કહો કે આ મિથ્યા છે ? એવું બોલે ? એટલે બ્રહ્મેય સત્ય છે ને જગતેય સત્ય છે. દાઢની દવા કરાવવી પડે. ના કરીએ તો વેષ થઈ જાય !

**પ્રશ્નકર્તા** : તો આ જગત સત્ય છે કે મિથ્યા છે ?

**દાદાશ્રી :** તમને સત્ય લાગે છે કે મિથ્યા લાગે છે ? કેવું લાગે છે ? તમારો અનુભવ શું કહે છે ?

**પ્રશ્નકર્તા** : મિથ્યા.

**દાદાશ્રી :** તમને મિથ્યા લાગે છે ? હમણે ગાળ ભાંડે તો તમને અસર નથી થતી ? અત્યારે ધોલ મારે તો તમને અસર નથી થતી ?

**પ્રશ્નકર્તા** : અસર થાય.

**દાદાશ્રી :** તો જગતને મિથ્યા કેમ કહેવાય ? જે અસરવાળું હોય તેને મિથ્યા કેમ કહેવાય ? અસરવાળું છે, એટલે આ જગત મિથ્યા નથી.

જો જમાઈ મરી જાય ત્યારે સાસુ રડે છે કે નથી રડતી ? કે તમારામાં રિવાજ નથી એવો ?

**પ્રશ્નકર્તા** : રડે ને !

**દાદાશ્રી :** હા, તો આને મિથ્યા કેમ કહેવાય ? એટલે આ જગત સત્ય છે પણ વિનાશી સત્ય છે.

જગત મિથ્યા છે જ નહિ. જગત મિથ્યા જેવી વસ્તુ જ નથી. જગત મિથ્યા હોયને તો તો પછી આ લોક તો કે' દહાડાના મૂકીને ચાલતા થઈ ગયા હોત ! આ જગત સત્ય છે. જો જગત મિથ્યા હોયને તો તો માણસ રાત્રે ઊંઘી ગયો હોય અને મોંઢું આમ પહોળું થયેલું હોય, તો આમ છેટે રહીને આટલું મરચું મોંઢામાં નાખી આપે તો બૂમાબૂમ કરે કે ના કરે ? એને ઊંઘમાંથી આપણે ઉઠાડવા જવું પડે ? કેમ ? આપણે જગાડ્યા સિવાય એને અસર થાય ? શી રીતે એને ખબર પડે ? એટલે મિથ્યા હોયને તો આવું થાય જ નહિને કશું, જો, જગતેય સત્ય છે ને ? પણ જગત રિલેટિવ સત્ય છે, બ્રહ્મ રિયલ સત્ય છે.

**પ્રશ્નકર્તા :** બ્રહ્મના પ્રકાશથી પ્રકાશે છે એટલે એ 'રિલેટિવ' સત્ય છે ?

**દાદાશ્રી :** હા. એના પ્રકાશથી પ્રકાશે છે, માટે એ 'રિલેટિવ' સત્ય છે. અને 'રિલેટિવ' સત્ય છે એટલે સત્ય તો છે જ, પણ વિનાશી સત્ય છે અને બ્રહ્મ એ અવિનાશી સત્ય છે.

જો જગત મિથ્યા હોતને તો પછી લોક આત્મા જ લઈ લેત. પણ આ જગતે ય સત્ય છે. એટલે લોક જગતને છોડતા જ નથી. બહાર કોઈ છોડવાની વાતો કરે છે ? આ તો કહેશે, 'હેંડો, ત્યાં બજારમાં હેંડો જોઈએ.' આપણે કહીએ, 'ભઈ, હેંડો મોક્ષ આપું.' ત્યારે કહેશે, 'રહેવા દોને ભઈ, મને મારો ધંધો કરવા દોને છાનામાના.' એટલે જગત સત્ય છે. 'મારી બૈરી, મારાં છોકરાં' એવી વાતો કરે છે ને ? અને સ્ત્રીની પાછળ ગાંડો થઈ જાય છે, મરી જાય છે ને આપઘાત હઉ કરે છે ! જો મિથ્યા હોય તો કોઈ કરે કે એવું ? મિથ્યા તો, આ માકણ મારવાની દવા પણ મિથ્યા નથી. એ પી જાય ને તો ખબર પડી જાય કે મિથ્યા છે કે નહિ ? એ પીધી હોય તો હો હો કરી મૂકે ને ? એટલે બ્રહ્મે ય સત્ય છે અને જગતે ય સત્ય છે. જગત રિલેટિવ' સત્ય છે અને બ્રહ્મ 'રિયલ' સત્ય છે.

## વાસ્તવિક્તા સમજવી તો પડશે ને !

**પ્રશ્નકર્તા** : તો પછી 'જગત મિથ્યા છે' એ અર્થ બતાવ્યો એ ખોટો જ કર્યો છે ને ?

**દાદાશ્રી :** જે કાળમાં એ અર્થની જરૂર હશે તે કાળમાં એ અર્થ કર્યો હશે. પણ 'એક્ઝેક્ટલી', આ જગત ક્યારેય પણ મિથ્યા હતું જ નહિ.

**પ્રશ્નકર્તા** : તો માયાને લીધે મિથ્યા લાગતું હશે ?

**દાદાશ્રી :** ન્હોય આ માયા ! આ માયા તો કોને કહેવાય કે હમણે જાદુગરી કરેને, ને હાથમાં રૂપિયા દેખાડે તોય તમને કશું જ ના થાય, એનું નામ માયા કહેવાય. માયા જે લોકો સમજે છે ને, એવું માયા નથી આ જગત.

માયા એટલે શું કે 'વસ્તુ'ને યથાર્થરૂપે નહિ સમજવું, એનું નામ માયા. આ માયા જ યથાર્થરૂપે 'જેમ છે તેમ' સમજવા દેતી નથી, એને માયા કહેવાય. લોક તો માયાને શું સમજે છે ? કહેશે, 'આવું જ છે આ બધું, એ માયા જ છે' એવું નથી. માયા એટલે 'વસ્તુ'ને યથાર્થ સમજવા દેતી નથી, એ જ માયા છે.

બાકી બ્રહ્મ સત્ય ને જગત મિથ્યા, એ તો ત્યાગી બનાવડાવવા માટે આ બધું બોલેલા કે ભઈ, આ બધું મિથ્યા છે, આ મિથ્યામાંથી શું કાઢવાનું છે ? હવે ત્યાગી થઈને, ત્યાગ કરીને કંઈક આગળ વધો. એ હેતુથી આપણા લોકોએ આવું કહેલું. પણ ખરેખર તો આ જગત 'જેમ છે તેમ' એને કહેવું જોઈએ. તો પછી એ રસ્તે ચઢતા ફાવે ને ! નહિ તો બધાય મિથ્યા માન્ય કરે નહિ ને ! અમુક જ માણસો મિથ્યા માન્ય કરે. એમ મોઢે બોલે ખરા, પણ કોઈ મિથ્યા માન્ય કરે નહિ. આ છોકરાના હાથમાં પતંગ આપેલી, એ શું ફેંકી દે ? આપણે કહીએ કે 'મિથ્યા છે, એને ફેંકી દે.' તો ફેંકી દે ? એ ના ફેંકી દે. એટલે જગત 'રિલેટિવ' સત્ય છે. હા, એને કોઈ એમ ના કહે કે આ 'રિયલ' સત્ય છે. કારણ કે આ તો તરત ફાટી જાય ને ! અને તે ઘડીએ એની મેળે પ્રેમ છૂટી જ જાય છે ને !! અને અવિનાશી તત્ત્વ છે, ત્યાં ફાટવાની વાત જ નહિ ને !!!

એટલે આ જગત કંઈ મિથ્યા પણ નથી. જગત 'રિલેટિવ કરેક્ટ' છે અને આત્મા 'રિયલ કરેક્ટ' છે. 'રિલેટિવ કરેક્ટ' એટલે વિનાશી 'કરેક્ટ'. એ અમુક કાળવર્તી હોય. કોઈ સો વર્ષ ચાલે, કોઈ પાંચસો વર્ષ ચાલે, કોઈ હજાર વર્ષ ચાલે અને કોઈ પાંચ હજાર વર્ષ ચાલે, તો કોઈ પાંચ વર્ષ ચાલે ને કોઈ એક વર્ષ પણ ચાલે. અમુક કાળવર્તી ટકે એ બધું 'રિલેટિવ કરેક્ટ' અને ત્રિકાળવર્તી હોય એ 'રિયલ કરેક્ટ' !

અરે, કેટલાક તો આવીને મને કહે છે કે, 'ના, પણ જગત તો મિથ્યા જ છે ને !' ત્યારે મેં કહ્યું, આ મિથ્યા હોયને તો કોઈએ રૂપિયા રસ્તા ઉપર બહાર ફેંકી દીધા હશે ? આ રસ્તા ઉપર ફરવા જઈએ તો પૈસા જડે ખરા ? લોકોના પૈસા નહિ ખોવાતા હોય ને ? પૈસા ખોવાઈ જાય, પણ પછી પૈસા જડે નહિ. એટલે જો જગત મિથ્યા હોતને તો પૈસા કોઈ ના લે ! એટલે જગત નથી મિથ્યા, એ તો સત્ય જ છે. પણ 'રિલેટિવ' સત્ય છે, વિનાશી સત્ય છે.

બ્રહ્મ એ 'રિયલ કરેક્ટ' છે. અને આ બીજું બધું આંખેથી દેખાય છે, પંચેન્દ્રિયથી અનુભવમાં આવે છે, એ બધું 'રિલેટિવ કરેક્ટ' છે ! ખોટી તો કોઈ વસ્તુ છે જ નહિ આ જગતમાં પણ જ્યાં સુધી ભૌતિક સુખોની જરૂર હોય; વિનાશી સુખો જોઈતાં હોય, તો આ 'રિલેટિવ' સત્યમાં બેસી રહો ને ત્યાં સુધી 'રિલેટિવ'માં ભટક ભટક કરો. અને એ ભૌતિક સુખોની પાછળ કેટલી બધી ચિંતા, ઉપાધિઓ, નરી મુશ્કેલીઓ વહોરવી પડે છે. આ તરફડાટ બધો જ્યારે માણસ અનુભવે છે, ત્યારે સમજાય કે શી રીતે સહન કરે છે. અને અવિનાશી સુખો જોઈતાં હોય તો ત્રિકાળવર્તી હોય ત્યાં જા. પેલું 'રિલેટિવ' એ 'ફોરેન ડિપાર્ટમેન્ટ' છે અને 'રિયલ' એ 'હોમ ડિપાર્ટમેન્ટ' છે. એટલે 'ઘેર' જવું હોય તો 'ઘેર' જાવ અને 'ફોરેન'માં રહેવું હોય તો 'ફોરેન'માં રહો. બાકી, 'ફોરેન'ને 'હોમ' માનીશ તેમાં તારો કશો શક્કરવાર વળશે નહિ.

## 'સત્' પ્રાપ્તિ પછી, 'સત્ય' રહ્યું તે....

સત્ય અને મિથ્યા, બે વસ્તુ તો ખરી જ ને ? કે એક જ વસ્તુ છે ?

હવે સત્ય એટલે તમને સમજણ પાડું. શું નામ છે તમારું ?

**પ્રશ્નકર્તા** : ચંદુભાઈ.

**દાદાશ્રી :** હવે તમે ખરેખર ચંદુભાઈ છો ?

**પ્રશ્નકર્તા** : જી હા.

**દાદાશ્રી :** હા, એટલે એ સત્ય છે. લોકોય કહે છે, કે આ ખરેખર ચંદુભાઈ છે. તમારા ફાધરેય કહે કે 'આ ખરેખર ચંદુભાઈ છે.' એટલે એ સત્ય છે. પણ એ વિનાશી સત્ય છે. આ જગતનું જે સત્ય છે, આ કોર્ટો એ 'એક્સેપ્ટ' કરશે, પણ ભગવાન એને 'એક્સેપ્ટ' નહીં કરે.

હવે, ખરેખર તમે ચંદુભાઈ નથી. ચંદુભાઈ તો તમારું નામ છે ને ? જો તમારું નામ ચંદુભાઈ અને તમે પોતે ચંદુભાઈ-આ બે વાતમાં તમને વિરોધાભાસ નથી લાગતો કે વિરોધાભાસ લાગે છે ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** એટલે આ જગતનું જે સત્ય છે ને, એ ભગવાનને ત્યાં વિનાશી સત્ય છે. આ નામ, રૂપ, બધુંય જે સત્ય ગણાય છેને, એ બધુંય ભગવાનને ત્યાં વિનાશી છે. અને ભગવાનનું જે સત્ છે ને, સચ્ચિદાનંદ-એમાં જે સત્ છે ને એ સત્ અવિનાશી છે. તે અમે તમને અવિનાશી સત્‌ની જ પ્રાપ્તિ કરાવીએ છીએ, એટલે પછી આ સત્ય તો ઊડી જવાનું.

સત્ એટલે શું કે 'પરમેનન્ટ'. પછી ચિત્ત એટલે જ્ઞાન-દર્શન. અને 'પરમેનન્ટ' જ્ઞાન-દર્શન રહે તો કાયમ આનંદ જ રહે.

હવે સત્ય ને મિથ્યા બેઉ તમને સમજાયું ને કે ના સમજાયું ? એટલે આમાં સત્યેય છે ને મિથ્યાય છે, બેઉ છે. આ તમે જે સત્ય માનો છો, એ મિથ્યા થઈ પડ્યું. પણ એ મિથ્યા અને ખરું સત્ એ બે જુદાં છે ને પાછાં ! આ ચંદુભાઈ એ જે સત્ય હતું, તે અત્યારે મિથ્યા થઈ પડ્યું.

હવે ખરું સત્ શું હોવું જોઈએ ? આ ચંદુભાઈ એ 'રિલેટિવ કરેક્ટ'

છે. અને 'રિયલ કરેક્ટ' કોણ છે એ તપાસ કરવાની રહી. એ હું તમને બતાવી દઉં છું, એ જ ખરું સત્ છે; જે કાયમી સત્ છે. તમારે સત્ સંજોગ કરવો છે ને કે નથી કરવો ? કે પછી ફરીવાર કે ક્યારેક થાય તો વાંધો નથી. હજુ કાળા વાળ છે, ઉતાવળ ના કરવી હોય તો ના કરશો ! ધોળા વાળવાળાને ચિંતા હોય ! તમારે હઉ કામ કાઢી લેવું છે ? એમ ?

## અજ્ઞાને આવર્યા બ્રહ્મ !

આ બધાં શાસ્ત્રો બ્રહ્મને જાણવા માટે લખ્યાં છે. બ્રહ્મ પ્રાપ્તિ થવાને માટે જ આ બધાં શાસ્ત્રો લખેલાં છે. અને બ્રહ્મ પ્રાપ્તિ ના થઈ, તેથી તો અનંત અવતારથી ભટક ભટક કર્યા કરે છે ! જ્યાં સુધી પોતાના સ્વરૂપનું અજ્ઞાન જાય નહિ ત્યાં સુધી ઉકેલ આવે નહિ. બીજી બધી તો કલ્પનાઓ છે. લોકોએ જે કલ્પનાઓ ચિતરી છે ને, એ કલ્પનાનો તો પાર નથી આવે એવો.

**પ્રશ્નકર્તા** : તો બ્રહ્મપ્રાપ્તિમાં બાધક કોણ ?

**દાદાશ્રી :** બાધક અજ્ઞાન છે. મળ, વિક્ષેપ અને અજ્ઞાન, આ ત્રણ વસ્તુ બાધક છે. એટલે આપણા લોકો શું કરે છે કે મળ, વિક્ષેપ કાઢ કાઢ કર્યા કરે છે. પણ અજ્ઞાન કાઢવાના કોઈ જગ્યાએ પ્રયત્ન નથી થતા. હવે અજ્ઞાન કાઢવાના પ્રયત્ન નથી થતા, એનું શું કારણ ? કારણ કે એવા 'જ્ઞાની પુરુષ' હોતા નથી. કોઈક જ ફેરો હજારો વર્ષે 'જ્ઞાની પુરુષ'નો અવતાર હોય છે ! બાકી 'જ્ઞાની' ના હોય. એ 'જ્ઞાની' હોય તો અજ્ઞાન જાય અને અજ્ઞાન ગયું એટલે બધું ગયું. એટલે મોટામાં મોટું બાધક કારણ હોય તો અજ્ઞાન છે. એ અજ્ઞાન ગયું કે 'હું કોણ છું', તેનું પોતાને ભાન થાય. એ ભાન થયા પછી એ લક્ષ જાય નહિ.

**પ્રશ્નકર્તા** : એટલે બ્રહ્મ પ્રાપ્તિમાં અહંકાર જ આવરણ છે, એમ કહી શકાય ને ?

**દાદાશ્રી :** હા, અહંકાર આવરણ છે એ ખરું પણ આવરણને અહંકાર તરીકે નથી કહેલો. બીજી બધી બહુ ચીજોય આવરણ છે. એક

અહંકાર એકલો જ નથી. પોતાના સ્વરૂપનું અજ્ઞાન એ જ મુખ્ય આવરણ છે. એક જ ફેરો 'પોતે કોણ છે' એવું અમારી પાસે જાણી જાવ, પછી અજ્ઞાન ઊડી ગયું. પછી કોઈ જાતનો વાંધો નહિ.

**પ્રશ્નકર્તા** : બ્રહ્મપ્રાપ્તિનું ફળ શું હશે ?

**દાદાશ્રી :** બ્રહ્મપ્રાપ્તિનું ફળ નિરંતર પરમાનંદ સ્થિતિ ! દેહ હોય છતાંય જનક વિદેહી જેવી સ્થિતિ હોય, બ્રહ્મમય સ્થિતિ !! સંસાર એને પછી અડે નહિ, સ્પર્શ કરે નહિ. ફૂલાં ચઢાવે તોય સ્પર્શ ના કરે અને ઢેખાળો મારે તોય સ્પર્શ ના કરે.

## ભેદ, બ્રહ્મદર્શન-આત્મદર્શનનો !

**પ્રશ્નકર્તા** : બ્રહ્મદર્શન અને આત્મદર્શન એમાં ફેર શો ?

**દાદાશ્રી :** આત્મદર્શન અને બ્રહ્મદર્શનમાં બહુ ફેર. બ્રહ્મદર્શનથી તો આગળ જવું પડશે. ત્રિકાળી જ્યાં આગળ ભાવ થયો ને તેને બ્રહ્મદર્શન કહ્યું છે, ત્રિકાળીભાવ. અને આત્મા તો પરમાત્મા જ છે, જો કદી મૂળ સ્વરૂપમાં આવ્યો તો પરમાત્મા જ છે. અને બ્રહ્મેય પરબ્રહ્મ થાય છે, કારણ કે ત્રિકાળીભાવમાં આવેલો છે ને. ત્રણેય કાળ હોવાપણું છે !

## પહેલું બ્રહ્મનિષ્ઠ, પછી આત્મનિષ્ઠ !

આ બ્રહ્મજ્ઞાન અને આત્મજ્ઞાનમાંય ફેર છે પાછો. બ્રહ્મજ્ઞાન તો આત્મજ્ઞાનનો દરવાજો છે. એ બ્રહ્મજ્ઞાનમાં પેસે ત્યાર પછી આત્મજ્ઞાન થાય.

**પ્રશ્નકર્તા** : એ બે વચ્ચે શું ફરક છે ?

**દાદાશ્રી :** એ બ્રહ્મજ્ઞાન થાય છે, એ બધું સાધનના પરિણામરૂપે પોતાના સ્વરૂપ પર એકાગ્રતા થાય છે. પણ સ્વરૂપનું શું છે ? એ ભાન થતું નથી. સ્વરૂપનું ભાન તો આત્મજ્ઞાન થાય તો જ થાય. જે અબ્રહ્મને જાણે ત્યારથી બ્રહ્મજ્ઞાન કહેવાય. અબ્રહ્મને જાણે ત્યાર પછી રહ્યું કયું જ્ઞાન ? બ્રહ્મજ્ઞાન. એ બ્રહ્મજ્ઞાન તો, સંસારની નિષ્ઠા ઊઠે ત્યાર પછી બ્રહ્મની નિષ્ઠા

બેસે, લોકોને અત્યારે કઈ નિષ્ઠા છે ? સાંસારિક સુખોની નિષ્ઠા છે, પાંચ ઈન્દ્રિયનાં સુખોની નિષ્ઠા છે. એ નિષ્ઠા જેની ફરી જાય કે આ સુખો ખોટાં છે, ભૌતિક છે ને નકામાં છે, આત્મામાં જ સુખ છે, ભગવાનમાં જ સુખ છે, એવું નક્કી થાય ત્યારે એ બ્રહ્મનિષ્ઠા થાય. એ બ્રહ્મનિષ્ઠા થઈ ત્યાંથી જ એ બ્રહ્મજ્ઞાન કહેવાય, એને બ્રહ્મસ્વરૂપ કહેવાય. અને પછી આત્મજ્ઞાન થાય ત્યારે આત્મનિષ્ઠ પુરુષ કહેવાય, ભગવાન કહેવાય. એને સકલ પરમાત્મા કહેવાય.

આત્મનિષ્ઠમાં બુદ્ધિ જ ના હોય. બુદ્ધિ જતી રહે ત્યાર પછી જ આ અજવાળું થાય. બ્રહ્મનિષ્ઠામાં બુદ્ધિ હોય, એટલે એને આ અજવાળું ના હોય.

## બ્રહ્મ તો શબ્દથીય પર રહ્યો !

**પ્રશ્નકર્તા** : 'શબ્દબ્રહ્મ' પણ છે ને !

**દાદાશ્રી :** પણ શબ્દબ્રહ્મ એટલે શું કે કાનને રણકાર થાય. એમાં આપણને શો સ્વાદ આવે ? એટલે યથાર્થ બ્રહ્મ જોઈશે. એવા તો બધા બહુ બ્રહ્મ છે. શબ્દબ્રહ્મ, નાદબ્રહ્મ ! પણ યથાર્થ આત્મા જોઈશે, જે અગમ્ય છે, શાસ્ત્રમાં ઊતરી શકે એવો છે નહિ, અવર્ણનીય છે, અવક્તવ્ય છે ! જ્યાં શબ્દ પણ પહોંચી શકે નહિ, જ્યાં દૃષ્ટિ પણ પહોંચી શકે નહિ, ત્યાં આત્મા છે અને નિર્લેપ ભાવે રહેલો છે, અસંગ ભાવે જ રહેલો છે. અને શબ્દનાદ એ બધાં સ્ટેશનો છે. એ કંઈ બહુ મોટી વસ્તુ નથી. એ કંઈ આત્મા પ્રાપ્ત થયો ના કહેવાય. આત્મા તો પ્રાપ્ત થયા પછી જાય નહિ, એનું નામ આત્મા. એક ક્ષણ આઘોપાછો ના થાય, એનું નામ આત્મા.

**પ્રશ્નકર્તા** : નાદબ્રહ્મ ક્યારે સંભળાય ?

**દાદાશ્રી :** નાદબ્રહ્મ તો બીજું બધું સાંભળવાનું બંધ કરી દો તો સંભળાય. આ કાનમાં બીજું બધું ના સાંભળે તો નાદબ્રહ્મ સંભળાય. પણ બીજું જાતજાતનું સાંભળવાની ઈચ્છાઓ તો બધી બહુ છે. આ જાણવું છે,

તે જાણવું છે, આ સાંભળવું છે ને તે સાંભળવું છે ! કોઈ નકામી વાત કરવા બેઠો કે તરત પૂછશે 'શું થયું ? કેમ થયું ?' હવે નાદબ્રહ્મ તો જ્યારે આવી બધી ઈચ્છાઓ પૂરી થાયને ત્યારે નાદબ્રહ્મ સહેજે સંભળાય. એ તો સહજસ્વભાવ છે. છતાં નાદબ્રહ્મ એય આત્મા નથી. એ તો એક જાતનાં વાજાં વાગે છે, એકાગ્રતા કરવાનું સાધન છે. એથી આગળ આત્મા તો બહુ છેટો છે.

**પ્રશ્નકર્તા** : એ નાદબ્રહ્મની કક્ષા સાથે આધ્યાત્મિક વિકાસને કોઈ સંબંધ ખરો ?

**દાદાશ્રી :** હા, ખરોને. આધ્યાત્મિક વિકાસને માટે એકાગ્રતા જોઈએ, ને એકાગ્રતા આમાંથી ઉત્પન્ન થાય. નાદબ્રહ્મમાં બહુ સરસ એકાગ્રતા ઉત્પન્ન થાય. એકાગ્રતા ઉત્પન્ન થાય તો આધ્યાત્મ શરૂ થાય, નહિ તો આધ્યાત્મ કંઈ શરૂ થાય નહિ ને ! બાકી, આત્મા તો આથી ય બહુ છેટો છે !

**પ્રશ્નકર્તા** : શબ્દબ્રહ્મ છે, આ શબ્દની અંદર જ બધા જુદી જુદી રીતે વાત કરતા હોય છે, પણ શબ્દનો સ્ફોટ થવો જોઈએ.

**દાદાશ્રી :** સ્ફોટ થઈ ગયેલો છે. શબ્દનો સ્ફોટ એને થઇ ગયેલો જ હોય. જો સાચું હોય, જો અનુભવ કરાવનારો હોય તો શબ્દનો સ્ફોટ થયેલો જ હોય. બાકી, જે શબ્દ અનુભવ ના કરાવે એ શબ્દ બધા ખોટા. અને શબ્દેય ના હોય એ છેલ્લી વાત, નિરાલંબ. નિરાલંબ, ત્યાં શબ્દ પણ ના હોય. પણ શબ્દ સ્વરૂપ પ્રાપ્ત થયા પછી માણસ નિરાલંબ થાય.

## અહો ! અહો ! તે દ્દષ્ટિને !

**પ્રશ્નકર્તા** : બ્રહ્મમય સ્થિતિ થઈ જાય એટલે બધાં એક દેખાય. સ્ત્રી એ સ્ત્રી ન દેખાય, પુરુષ એ પુરુષ ન દેખાય, બધાં બ્રહ્મ સ્વરુપ દેખાય.

**દાદાશ્રી :** બધું શુદ્ધ જ દેખાય. અમને કેવું દેખાય છે, એ તમને કહું. અમારી જાગૃતિ કેવી હોય ? સંપૂર્ણ જાગૃતિ ! આ લોકોની જાગૃતિ કેવી છે ? એ તો બેભાનપણામાં આવું બધું કર્યા કરે છે કે, 'હું આ બાઈનો

ધણી છું, હું આનો સસરો થઉં, હું આનો મામો થાઉં, હું આ શેઠનો નોકર છું. એવું નથી બોલતા ? આ બધાં ભ્રમિતનાં લક્ષણ છે. પોતાની સત્તા અને પોતાનું ભાન નથી !

અમને તો બધું બ્રહ્મમય દેખાય. અમારી જાગૃતિ કેવી હોય કે અમને આ સ્ત્રી-પુરુષો પહેલાં 'વિઝને' શું દેખાય ? કપડું પહેરેલું ના દેખાય, બધાં નાગાં દેખાય. પછી બીજા 'વિઝને' આ ચામડી ઉતારી નાખેલી હોય, એવું દેખાય. પછી ત્રીજું 'વિઝને' અમને શું દેખાય ? અંદર આંતરડાને એ બધું, એક્ઝેક્ટ,' એટલે આમ 'એક્સ-રે' જેવું દેખાય. એટલે અમને આમાં રાગ-દ્વેષ કશું થાય નહિ, અને છેલ્લે બ્રહ્મસ્વરૂપ બધામાં દેખાયા કરે !

**પ્રશ્નકર્તા** : અહંકાર અને અહમ્ બ્રહ્માસ્મિ એ બેનો ફરક શું ?

**દાદાશ્રી :** અહમ્ બ્રહ્માસ્મિ, એ પોતાની જાતનો અહમ્ કરે છે. અને અહંકાર, એ જ્યાં પોતે નથી ત્યાં આરોપણ કરે છે તે.

## સ્વ-સ્વરૂપ સધાય જ્ઞાની સાન્નિધ્યે !

**પ્રશ્નકર્તા** : સ્વ સ્વરૂપમાં અંતરવૃત્તિ થાય, એવું કંઈક જોઈએ છે.

**દાદાશ્રી :** સ્વરૂપને જાણો છો, શેને કહેવાય ?

**પ્રશ્નકર્તા** : સાક્ષીભાવને.

**દાદાશ્રી :** સાક્ષીભાવ, પણ તે કેવો છે ?

**પ્રશ્નકર્તા** : એના પ્રકાશમાં બધું થયા કરે.

**દાદાશ્રી :** પણ એને ઓળખવો પડે. આત્મજ્ઞાન થાય તો બ્રહ્મ ઓળખાય. નહિ તો બ્રહ્મ કેવી રીતે ઓળખાય ? આત્મજ્ઞાન થયું છે ?

**પ્રશ્નકર્તા** : એ મારી બુદ્ધિ બહારની વાત છે.

**દાદાશ્રી :** એટલે તમે સાક્ષીભાવની વાત કરો છો, પણ તે 'જ્ઞાની પુરુષ'ની પાસે આવવાથી અહીં તમને સ્વ-સ્વરૂપ પ્રાપ્ત થઈ જાય.

## દૃષ્ટિફેરથી દશાફેર વર્તે !

**પ્રશ્નકર્તા** : આ આત્મા-પરમાત્મા, બ્રહ્મ-પરબ્રહ્મ એ બધા એક જ શબ્દ છે કે પર્યાયવાચક શબ્દ છે ?

**દાદાશ્રી :** એ બધા પર્યાયવાચક શબ્દો છે. પર્યાય એટલે અવસ્થા. આત્મા અમુક અવસ્થામાં આત્મા ગણાય છે અને અમુક અવસ્થામાં એનો એ જ આત્મા પરમાત્મા ગણાય છે, અને એનો એ જ આત્મા અમુક અવસ્થામાં મૂઢાત્મા કહેવાય છે. મૂઢાત્મા એટલે બહિર્મુખી આત્મા, તેય એનો એ જ આત્મા. અંતરાત્મા કહે છે, તેય તેનો તે જ આત્મા. અને પરમાત્મા કહે છે, તેય તેનો તે જ આત્મા. એટલે આત્માની દશાફેર છે ફક્ત.

જેમ એક વકીલ હોય તે પહેલાં પૈસા કમાતો ના હોય, દશા વાંકી હોય ત્યારે લોક કહેશે કે, 'વકીલ કશું કમાતો નથી, લુખ્ખો છે.' અને હવે એનો એ જ વકીલ પછી એકદમ કમાયો, કંઈક સારો યોગ જામ્યો ત્યારે પછી કહેશે, 'વકીલ બહુ બુદ્ધિશાળી, શ્રીમંત માણસ છે.' એ વકીલના પછી રૂપિયા ખલાસ થાય તો કહેશે કે 'એ તો નાદાર છે.' પણ વસ્તુસ્થિતિમાં 'પોતે' તેનો તે જ છે.

એવી આ આત્માની દશાઓ છે. જ્યાં સુધી 'એને' સંસારના સુખોની ઈચ્છા છે ત્યાં સુધી 'એ' મૂઢાત્મા કહેવાય છે, બહિર્મુખી આત્મા કહેવાય છે.

**પ્રશ્નકર્તા** : અને આવરણ દૂર થાય તો એ પરમાત્મા થાય ?

**દાદાશ્રી :** પણ આવરણ દૂર એમ ને એમ થાય નહિ ને ! પહેલી એની દૃષ્ટિ ફરે. અત્યારે દૃષ્ટિ કેવી છે કે તમારી દૃષ્ટિ આ 'સાઈડ'માં છે, એટલે આ બાજુનું જ દેખાય છે. 'હું ચંદુભાઈ છું' એ જ દૃષ્ટિ છે ને તમારી કે બીજું કશું છું એવી દૃષ્ટિ છે ?

**પ્રશ્નકર્તા** : આત્મા પણ છું ને !

**દાદાશ્રી :** ના, પણ અત્યારે કાગળ તો 'ચંદુભાઈ'ના નામનો 'તમે' જ લઈ લો ને ? અત્યારે કોઈ ગાળ ભાંડે તો તમને અસર થાય ?

**પ્રશ્નકર્તા** : થાય.

**દાદાશ્રી :** જો તમે આત્મા હો તો તમને અસર ના થાય. માટે 'તમે' 'ચંદુભાઈ' છો. હવે 'હું ચંદુભાઈ છું' બોલવામાં વાંધો નથી, એ તો હુંય કબૂલ કરું છું કે 'હું એ. એમ. પટેલ છું.' પણ મને 'હું એ. એમ. પટેલ છું' એવી 'બીલિફ નથી. અને તમને 'હું ચંદુભાઈ છું' એવી 'બીલિફ' છે.

મને એક ભઈ એમ કહેતા હતા કે, 'જીવ અને બ્રહ્મ એક જ છે, એવું તો વેદાંત એકલાએ જ કહ્યું છે. બીજા કોઈ જાણતા જ નથી.' મેં કહ્યું, 'જીવ અને બ્રહ્મ એકનો એક જ છે, એ તો બધાય જાણે છે.' આ ઘૈડિયા માણસ કહે છે ને કે, 'હું મરી જઈશ, મરી જઈશ ડૉક્ટર સાહેબ. મને બચાવજો ?' એને મનમાં એમ લાગે છે કે હું મરી જઈશ ત્યારે એ જીવ છે. જેને મરવાનો ભો લાગે છે એ બધા જીવ. અને મરવાનો ભો લાગતો બંધ થયો એટલે એનો એ જ જીવ પછી બ્રહ્મ થઈ ગયો.

## 'પોતે' શિવ, પણ ભ્રાંતિથી જીવ !

**પ્રશ્નકર્તા** : બ્રહ્મને જીવ કેમ થવું પડ્યું ?

**દાદાશ્રી :** તમે તો શિવ જ છો પણ તમને 'હું શિવ નથી' એવી ખાતરી થઈ ગઈ છે, ભ્રાંતિ પડી ગઈ છે તમને. 'હું ચંદુભાઈ છું' એવું તમે માનો છો. આ લોકોએ નામ આપ્યું એટલે આપણે માની લેવાનું ? તમે શિવ જ છો, પણ જીવ-શિવનો જો ભેદ સમજોને તો.

**પ્રશ્નકર્તા** : પછી તો અદ્વૈત થયું ને ?

**દાદાશ્રી :** જીવ-શિવનો ભેદ ના રહ્યો એટલે પછી અદ્વૈત થાય. જીવ-શિવ એક રૂપે ભાસ્યા એ અદ્વૈત. જીવ જુદો ને શિવ જુદો એ ભ્રાંતિ છે.

**પ્રશ્નકર્તા** : પણ આત્મા તો શિવ હતો, તે જીવ કઈ રીતે થઈ ગયો ?

**દાદાશ્રી :** આ ઊંધી માન્યતાથી, 'રોંગ બિલિફ'થી જીવ થઈ ગયો

છે. 'જ્ઞાની પુરુષ' આ 'રોંગ બિલિફો' 'ફ્રેક્ચર' કરી આપે અને પછી 'રાઈટ બિલીફ' બેસાડી આપે એટલે 'પોતે' 'આત્મા' જ થઈ જાય પાછો, શિવસ્વરૂપે થઇ જાય.

જીવનો શિવ થવામાં વાર નથી લાગતી. છે જ પોતે શિવ પણ એને આ ભ્રાંતિ ઉત્પન્ન થઈ છે, એટલે 'રોંગ બિલિફો' બધી બેસી ગઇ છે. એ 'બિલિફ' બદલાય અને 'રાઈટ બિલિફ' બેઠી કે 'પઝલ' 'સોલ્વ' થઇ જાય.

## 'જાણકાર' જ 'જુદું' પાડે !

**પ્રશ્નકર્તા** : પણ ભૌતિક જગત, જીવ અને આત્મા - એ ત્રણેયની વ્યાખ્યામાં શું ફેર છે ? એ ભેદ છે એ શા માટે ?

**દાદાશ્રી :** જીવ એ જ ભૌતિક જગત છે. એમાં ભૌતિક જગત જાણવાની જરૂર જ નથી. એમાં કેમ ફેર પાડ્યો ? તમે કહો.

**પ્રશ્નકર્તા** : જીવ અને અજીવ તરીકે.

**દાદાશ્રી :** પણ જીવ એ જ ભૌતિક છે. જીવાત્મા કેમ કહેવાય ? ત્યારે કહે, 'ભૌતિક તરફ એની દૃષ્ટિ છે અને ભૌતિકમાં જ એનો મુકામ છે, માટે એને જીવાત્મા કહ્યો.' ભૌતિક સુખમાં જ એની રાચના છે, રમણતા છે, એને જીવાત્મા કહેવાય. અને એ જ આ ભૌતિક જગત કહેવાય. કારણ કે ભૌતિક હોય ત્યાં સુધી ભૌતિક રમણતા જ હોય. આપને સમજમાં આવ્યું ? તમને જુદું જોઈતું હોય. જુદું પાડવું હોય તો જુદું પાડી આપું. બાકી આ ભૌતિક જગત છે, તે જ આ જીવાત્મા છે. જેમાંથી આ 'ટેમ્પરરી' સુખો ખોળે છે, 'રિલેટિવ' સુખો ખોળે છે, એ બધું ભૌતિક જગત છે. જ્યાંથી ખોળે છે એ બધું ય ભૌતિક જગત છે અને ખોળનારો પણ ભૌતિક જગત છે. એ જો સમજાય તો કામ નીકળી જાય.

**પ્રશ્નકર્તા** : શરીરમાં જીવ પણ આવી ગયો, શરીરમાં આત્મા પણ આવી ગયો, અને શરીરમાં ભૌતિક જગત પણ આવી ગયું, ત્રણેયનું મિશ્રણ આવી ગયું.

**દાદાશ્રી :** બધું આવી ગયું. આ શરીરની મહીં તો આખું બ્રહ્માંડ આવી ગયું, કશું બાકી નથી.

**પ્રશ્નકર્તા** : તો હવે એને આપણે જુદું કેવી રીતે સમજવું ? જુદું પાડીને કેવી રીતે સમજવું ?

**દાદાશ્રી :** જુદું પાડવા માટે 'સાયંટિસ્ટ' થવું પડે. આ વીંટીમાં સોનું, તાંબુ અને બીજી બધી ધાતુઓ બે-ત્રણ ભેગી થઈ હોય તો એ ભેગી થયેલીને છૂટી પાડવી હોય તો શી રીતે જુદી પડી શકે ? ગમ્મે તે માણસ જુદી પાડી શકે ? આનો જાણકાર હોય તે એને જુદું પાડી શકે. એવું આના જાણકાર હોય તે જુદું પાડી શકે. બાકી, બીજા તો કોઈ જુદું પાડી શકે નહિ ને ! બાકી પોતે એમાં માથાકૂટ કરવા જાયને, તો માથાકૂટ અનંત અવતારની નકામી જશે, ને ઊલટું ચોપડવાની દવા પી જશે તો મરણ થશે. ચોપડવાની દવા પી જાય, તો એમાં ભગવાનનો શો દોષ ?

## જીવ-આત્મા, નથી ભિન્ન કે અભિન્ન !

**પ્રશ્નકર્તા** : એ કહો કે જીવ અને આત્મામાં શો ફેર છે ?

**દાદાશ્રી :** સંસાર દશામાં છે ત્યાં સુધી જીવે છે-મરે છે, ત્યાં સુધી જીવ કહેવાય. સંસારદશામાં એટલે 'હું સંસારી છું' ને સંસારદશા પોતાની માને છે ત્યાં સુધી એ જીવે છે અને મરે છે, ત્યાં સુધી એ જીવ કહેવાય. અને જીવવા-મરવાનું બંધ થયું ત્યાંથી શિવ કહેવાય, એ શુદ્ધાત્મા કહેવાય. જીવ હંમેશાંય સંસારી હોય, કર્મસહિત હોય અને આત્મા કર્મરહિત હોય.

**પ્રશ્નકર્તા** : તો જીવ અને આત્મા, એ બે જુદા જ થયા ને ?

**દાદાશ્રી :** જીવ અને આત્મા ? ના. એનો એ જ આત્મા કર્મ સાથે હોય ત્યારે જીવ કહેવાય અને કર્મરહિત હોય તો આત્મા કહેવાય. કર્મ સાથે હોય ત્યારે જીવે-મરે, એ જીવ.

**પ્રશ્નકર્તા** : ને આત્મા તો અમર છે ને ?

**દાદાશ્રી :** હા, એ તો અમર છે.

**પ્રશ્નકર્તા** : અને જીવ એને વળગેલો છે ?

**દાદાશ્રી :** નહિ, વળગેલો નથી. એવું છે; જીવાત્મા, આત્મા અને પરમાત્મા; એમાં હવે જીવાત્મા છે તે કર્મ સહિત અવસ્થા છે ને તે અહંકાર સહિત છે. દેહાધ્યાસરૂપી એ જીવાત્મા કહેવાય અને જેને અહંકાર ના હોય, જીવવા-મરવાનું ના હોય એ આત્મા.

**પ્રશ્નકર્તા** : અને પછી પરમાત્મા સ્ટેજ ક્યાં રહ્યું ?

**દાદાશ્રી :** પરમાત્મા તો, એ પોતાનાં સ્વરૂપનું ભાન થઈ ગયું એટલે આત્મારૂપ થઈ ગયો. અને પછી પરમાત્માપણું પ્રગટ થયા જ કરે. 'ફુલ્લી' પ્રગટ થાય એટલે 'ફુલ' પરમાત્મા થઈ ગયા.' એટલે જ્યારે તેરમું ગુંઠાણું પૂરું થઈ ગયું, કેવળજ્ઞાન થયું પછી તો 'ફુલ' પરમાત્મા જ થઈ ગયો !

એટલે આ જીવ જે છેને એ આત્માની જ અવસ્થા છે, પણ ભ્રાંત અવસ્થા છે અને એને જીવ કેમ કહ્યો ? કે જે જીવે અને મરે એ અવસ્થાને જીવ કહેવાય છે. અને આત્મા શુદ્ધ ચેતનરૂપ છે, એ પોતે જ પરમાત્મા છે. પણ એ ભાન થવું જોઈએ. જ્યાં સુધી ભાન ના થાય, ત્યાં સુધી 'હું આત્મા છું' એવીય ખબર નથી. 'હું તો જીવ છું' એવું ભાન છે હજુ. આત્માની ભ્રાંત અવસ્થામાં જ 'હું છું' એટલે કે 'હું જીવું છું, હું મરી જઈશ' એવું માને છે.

આપને સમજાયું ને ? જીવ અને આત્મા એ વસ્તુ એકેય નથી અને અલગેય નથી. 'અલગ' કહીએ ત્યારે તો જુદો વિભાગ થઈ ગયો, એવું નથી. અને 'એક છે' કહીએ તો આત્મામાં અશુદ્ધિ ઉત્પન્ન થઈ, આત્માને ભ્રાંતિ ઉત્પન્ન થઈ કહેવાય, પણ એવુંય થયું નથી. કારણ કે આત્મા પોતે થયો જ નથી. આ તો આત્માની ભ્રાંત અવસ્થા ઉત્પન્ન થઈ છે અને એ જીવ છે.

એટલે જીવ અને આત્મા એક જ છે. રસોઈ કરતી વખતે રસોયણ કહેવાય અને બહાર નાચ કરતી વખતે નાચનારી કહેવાય પણ બઈ એની એ જ.

## 'હું', 'બાવો', 'મંગળદાસ' !

આપણે ત્યાં પહેલાં કહેતા હતા ને, આપણે પૂછીએ 'કોણ આવ્યું ?' ત્યારે કહે, 'હું આવ્યો છું.' ત્યારે કહે, 'હું પણ કોણ ? બોલ ને !' ત્યારે કહેશે, 'હું બાવો ત્યારે પૂછીએ કે, 'બાવો કોણ ?' ત્યારે કહે, 'હું બાવો મંગળદાસ.' ત્યારે પેલો ઓળખે. નહિ તો 'હું' એકલું જ કહે તો કોઈ ઓળખે નહિ. હું બાવો કહે, તોય પેલો કહેશે કે, 'આ બાવો આવ્યો કે પેલો બાવો આવ્યો ?' એટલે હું, બાવો, મંગળદાસ એમ ત્રણ બોલે ત્યારે પેલો ઓળખે કે હા, પેલો મંગળદાસ બાવો. એને આમ છબી દેખાય હઉં, પછી બારણું ખોલે. પાછો મંગળદાસ બે-ત્રણ હોય તો એમ કહેવું પડે કે, 'હું બાવો મંગળદાસ મહાદેવજીવાળો.' ત્યારે ઓળખાણ પડે. એટલે હું બાવો મંગળદાસ. બોલો, હવે કેટલા માણસ હશે ? આમાં હું કોણ ? બાવો કોણ ? મંગળદાસ કોણ ? એવું તમે નહિ સાંભળેલું ? પણ તમને કામ લાગ્યું નહિ. ને મેં તો સાંભળ્યું કે તરત મને કામ લાગે. એકેએક વાક્ય સાંભળું છું ને મને વાક્ય કામ લાગે છે. રસ્તામાંથી જડ્યું હોય તોય મને કામ લાગે.

એટલે 'હું' કોણ છે, એને ઓળખવો તો પડે ને ? અને એ પોતાની ગેડમાં બેસાડવું પડે ને, કે 'હું' એ કોણ છે ? એવું આમાં 'હું' એ આત્મા છે, આ 'હું' ને ઓળખે ને તો ઉકેલ આવી ગયો.

## ...એ ભાન જ થવાની જરૂર !

**પ્રશ્નકર્તા** : એટલે આત્માથી જ પરમાત્મા થાય છે એમ ?

**દાદાશ્રી :** આત્મા પોતે જ પરમાત્મા છે. ફક્ત એને ભાન થવું જોઈએ. તમને ભાન થાય, એક મિનિટ પણ ભાન થાય કે 'હું પરમાત્મા છું' ત્યારથી તમે પરમાત્મા થવા માંડો !

**પ્રશ્નકર્તા** : તો 'હું પરમાત્મા છું' એવું અમારાથી બોલાય ?

**દાદાશ્રી :** તમે એવું કહો કે 'હું પરમાત્મા છું' તો લોકો તમને ઠપકો આપશે, ગાળો ભાંડશે, મશ્કરીઓ કરશે. જ્યારે તમારી મશ્કરી ના કરે,

તમને ગાળો ના આપે ત્યારે 'હું' પરમાત્મા છું' કહેજો. આપણે બનાવટી કેરી લઈને જઈએ તો રસ નીકળે ખરો ? ના નીકળે ને ! એવી આપને સમજ પડે છે ને ? એટલે તમે પરમાત્મા છો જ. પણ તમે પરમાત્મા થયા નથી. એ સ્વરૂપનું તમને ભાન થયું નથી. અત્યારે તમને 'હું ચંદુભાઈ છું' એ ભાન છે. 'હું પરમાત્મા છું' એ ભાન થવું જોઈએ. તો હવે પરમાત્મા છું, તમારાથી બોલાય ?

**પ્રશ્નકર્તા** : ના કહેવાય.

**દાદાશ્રી :** હા, નહિ તો લોક મશ્કરીઓ કરશે. આ લોક તો યથાર્થ વાત હોય, સાચો હોય તેનીય મશ્કરી કરે એવા છે. આ તો જગત છે. એને પહોંચી ના વળાય.

હવે 'તમે આત્મા છો' એની ખાતરી થઈ છે ? 'તમે આત્મા છો'નો તમને શું અનુભવ થયો ? શી રીતે ખાતરી થઈ ?

**પ્રશ્નકર્તા** : એટલી ખાતરી તો છે કે મહીં આત્મા છે, એમ.

**દાદાશ્રી :** પણ શેનાથી એ ખાતરી થઈ ? એવું કંઈ થર્મોમીટર નથી આવતું કે આમ મૂકીએ કે તરત આપણને ખબર પડે કે મહીં આત્મા છે ? થર્મોમીટર આવે છે એવું ?

**પ્રશ્નકર્તા** : માણસ મરી જાય પછી તો એનો હાથોય કામનો નથી, કશું જ કામનું નથી.

**દાદાશ્રી :** એ તો જીવાત્મા છે, તે મરી ગયો. એમાં તમારો આત્મા તમે જાણ્યો છે ? તમને 'આત્મા છું' એવો અનુભવ છે ?

**પ્રશ્નકર્તા** : હું કહું છું કે મને આત્માનો અનુભવ છે, તમે કહો છો કે મને અનુભવ નથી. તો મને શેનો અનુભવ છે એ કહો.

**દાદાશ્રી :** એવું છે, તમને અત્યારે જીવાત્માનો અનુભવ છે. પણ એ મૂળ આત્મા નથી. મૂળ આત્મા ચેતન છે અને જીવાત્મા એ નિશ્ચેતન-ચેતન છે. નિશ્ચેતન-ચેતનને જગત આખું ચેતન માની બેઠું છે, તેથી ફસાયું

છે. નિશ્ચેતન-ચેતન એટલે ચેતન જેવાં બધાં લક્ષણ દેખાય, હાલતું ચાલતું પણ દેખાય પણ એ ચેતન નથી.

## આત્મભાન થયે, 'પોતે' અમર !

**પ્રશ્નકર્તા** : ફલાણા માણસમાંથી જીવ જતો રહ્યો એટલે એ મરી ગયો, કહે છે. તો આમાં જીવ અને આત્મા એ બે એક કે જુદા છે ? બંને એક હોય તો કઈ સ્થિતિમાં જીવ કહે છે ? કઈ સ્થિતિમાં આત્મા કહે છે ?

**દાદાશ્રી :** જે જીવે-મરે, એને જીવ કહેવાય અને જે જીવે નહિ ને મરે નહિ, એ આત્મા કહેવાય. જીવ તો 'ટેમ્પરરી એડજસ્ટમેન્ટ' છે, એ અવસ્થા માત્ર છે.

**પ્રશ્નકર્તા** : જીવ અને આત્મા એક શરીરમાંથી નીકળીને બીજા શરીરમાં જતા રહે છે, જ્યાં સુધી મોક્ષ ના થાય ત્યાં સુધી ?

**દાદાશ્રી :** એ તો જીવાત્મા એકલો નહિ, બીજું બધુંય મહીં જોડે જવાનું. કર્મ-બર્મ બધા ય જવાનાં. જ્યાં સુધી મુક્તિ ના થાય, કર્મરહિત ના થાય ત્યાં સુધી બધું જોડે ને જોડે ફરે. કરેલાં કર્મોય જોડે ને જોડે રહેવાનાં.

ફક્ત 'પોતે કોણ છે ?' એટલું જ જાણી લેવાનું છે. 'તું' જીવ છે ને જીવે છે તો મરી જઈશ અને 'તું' આત્મા છે તો અમર થઈશ. જીવવું છે એ અવસ્થા છે ને જીવે-મરે એ જીવ કહેવાય. જીવ સંસારી અવસ્થામાં હોય. એમાં પાપ-પુણ્ય બધું ભેગું હોય, પૌદ્ગલિક વસ્તુ ભેગી હોય, કર્મ સહિત હોય, એને જીવ કહેવાય.

**પ્રશ્નકર્તા** : તો મન કોને કહેવાય ?

**દાદાશ્રી :** મન તો, વિચારો થાય છે ને એ મન કહેવાય. મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર, એ તો અંતઃકરણની વસ્તુ છે. અને જીવ તો આ બધાનો ઉપરી છે. એ પોતે જ જીવ છે, અને આત્મા એ જુદી વસ્તુ છે. જીવથી આત્મા જુદો છે. આ જીવે છે-મરે છે એ જીવ છે. આત્મા મરે નહિ. 'આત્મા' તો અમર છે અને એ જ 'આપણું' સ્વરૂપ છે.

**પ્રશ્નકર્તા** : તો જીવ એ પુદ્ગલ જ કહેવાય ને ?

**દાદાશ્રી :** હા, જીવ એ તો પુદ્ગલ જ કહેવાય. પણ આપણને જીવતું દેખાય. હરે, ફરે, બોલે, બધું જ કરે. પણ છે એ પુદ્ગલ. જીવ એટલે પૂતળું ઊભું થયેલું છે ખાલી !

## ભ્રાંતિ ભાંગ્યે ભેદ ભૂંસાય !

**પ્રશ્નકર્તા** : જીવને પરમેશ્વર કેવી રીતે કહેવાય ? જીવ તો એક આભાસ છે.

**દાદાશ્રી :** ભેદબુદ્ધિથી જીવ કહેવાય. ભેદબુદ્ધિ છે કે હું જુદો ને ભગવાન જુદા છે, ત્યારે જીવ થયો કહેવાય. અને અભેદ બુદ્ધિ થાય કે 'હું ભગવાન જ છું' એટલે શિવબુદ્ધિ થાય.

**પ્રશ્નકર્તા** : 'હું આત્મા છું' એ દૃષ્ટિએ આત્મામાં ભેદ નથી ?

**દાદાશ્રી :** 'હું આત્મા છું' એવું ભાન થાયને એટલે જીવ-શિવનો ભેદ તૂટી ગયો !

**પ્રશ્નકર્તા** : એ બરોબર. પણ જીવ અને પરમેશ્વર એમાં શું ફરક છે ?

**દાદાશ્રી :** જીવ છે તે આ વિનાશી ચીજોનો ભોગવટો માંગે છે અને એને વિનાશી ચીજોમાં શ્રદ્ધા છે. અને પરમેશ્વરને અવિનાશીમાં જ શ્રદ્ધા છે અને પરમેશ્વર પોતાના અવિનાશી પદને જ માને છે. વિનાશી ચીજોની એને કિંમત નથી. ફેર એટલો જ છે. 'જીવ' એટલે એ 'પોતે' ભ્રાંતિમાં છે, એ ભ્રાંતિ જાય એટલે પછી આ વિનાશી ચીજોની મૂર્છા બધી ઊડી જાય, ત્યારે 'પોતે' જ 'પરમેશ્વર' થાય છે !

વીતરાગ થવા માટે પહેલું આર્તધ્યાન અને રૌદ્રધ્યાન બંધ થવું જોઈએ. આર્તધ્યાન ને રૌદ્રધ્યાન બંધ થાય એટલે ચિંતા જ ના થાય, સંસારમાં રહે છતાં ચિંતા ના થાય. ચિંતા થાય તો એનો અર્થ જ શો છે ? આટલો મહાવીર ભગવાનનો સિદ્ધાંત સરળ છે, પણ જો 'જ્ઞાની' હોય તો.

અને 'જ્ઞાની' ના હોય તો કરોડો ઉપાયે પણ ભગવાનના સિદ્ધાંતનો એક અંશ પણ પ્રાપ્ત થાય એવો નથી.

## 'હું-તું'ના ભેદે, અનુભૂતિ હોય ના !

એટલે ભગવાનની ભક્તિ કરવી સારી. એનાથી આપણે ભૌતિક સુખો મળે, આગળ રસ્તો જડે. અધ્યાત્મના રસ્તે આગળ જતો જાય, સારા સંગ મળતા જાય, સત્સંગ પણ મળતો જાય. પણ અનુભૂતિ ત્યાં આગળ હોય નહિ. અનુભૂતિ તો જીવ-શિવની ભેદબુદ્ધિ ટળે ત્યારે અનુભૂતિ કહેવાય.

આપને ગમ્યું એકુય વાક્ય આમાંનું, જીવ-શિવની ભેદબુદ્ધિનું ? તો જ અનુભૂતિ કહેવાય ને ! નહિ તો માનેલી અનુભૂતિ બધી ખોટી છે ને ? આવી જૂઠ્ઠી તો બધી બહુ લોકોએ રાખી મૂકી છે અને તે શુક્કરવારીમાંથી લઈ આવ્યા હોય પાછાં. બીજાં લોકોએ કાઢી નાખેલી, વેચી દીધેલી, તે આ લોકો લઈ આવે વેચાતી ! એટલે જીવ-શિવની ભેદબુદ્ધિ જવી જોઈએ. એટલે અખાએ એ જ કહ્યું ને કે,

'જો તું જીવ તો કર્તા હરિ, જો તું શિવ તો વસ્તુ ખરી.'

ખરું કહે છે ને અખો ? એટલે જીવ-શિવની ભેદબુદ્ધિ છૂટી કે પછી તું શુદ્ધાત્મા છે, તું જ પરમાત્મા છે ! આ તો કહેશે, 'ભગવાન જુદા ને હું જુદો .' પણ જ્યારે જીવ-શિવની ભેદબુદ્ધિ સમજાઈ જશે કે આમાં કશો ભેદ જ નથી, ત્યારે થઈ ગયો છૂટ્ટો !

વાત તો એક દહાડો સમજવી પડશે ને ? બાકી, છેવટે આત્મા તો જાણવો પડશે ને ? આત્મા જાણેને એટલે પેલી જીવ-શિવની ભેદબુદ્ધિ તૂટી ગઈ, ને જીવ-શિવની ભેદબુદ્ધિ તૂટી તો ભય તૂટી જાય, ને પછી વીતરાગતા રહે.

ભગવાન જુદો ને હું જુદો, કહે તો ક્યારે પાર આવે ? એ તો અનંત અવતારથી છે જ ને ! એ તો હું ને તું બે છે જ ને ! 'તું હી, તું હી' કેટલાય અવતારથી ગા ગા કર્યા કરે છે.

તમે જ તો આ જગતના માલિક છો ! પણ આ તો આખું માલિકીપણું ઊડી જાય છે ! કઈ જાતનું છે આ ? એટલે 'હું જ શિવ છું' એવું ભાન થવું જોઈએ, એનું નામ અનુભૂતિ. 'હું શુદ્ધાત્મા છું' એવું ભાન થયું, એનું નામ અનુભૂતિ. 'હું જીવ છું' એ તો જીવમાત્રને ભાન છે જ.

## ....પણ રસ્તો એક જ છે !

**પ્રશ્નકર્તા** : જીવ-શિવનો ભેદ મનુષ્યદેહ સિવાય બીજા કોઈ દેહે તોડી શકાય કે નહિ ?

**દાદાશ્રી :** ના. બીજા કોઈ દેહે ના થઈ શકે.

**પ્રશ્નકર્તા** : સૂક્ષ્મદેહે તાપસ કરી શકે ?

**દાદાશ્રી :** તાપસ ? આ જાણવા માટે ? ના. આ ભેદ તોડવા માટે તાપસનું તો કામ જ નહિ. એ પણ ના કરી શકે.

**પ્રશ્નકર્તા** : આ ભેદ તોડવા સૂક્ષ્મ ક્રિયાઓ હોય ? એ સૂક્ષ્મ દેહે જાણી શકે ?

**દાદાશ્રી :** એવું છે, 'જ્ઞાની પુરુષ' પોતે વધુ આગળ જાણવા માટે બધું કરી શકે. 'જ્ઞાની પુરુષ'ને જીવ-શિવનો ભેદ ગયેલો જ હોય. છતાં એથી આગળનું જાણવું હોય તો બીજા સૂક્ષ્મ રીતે બધું આગળનું જાણી શકે. બાકી, તાપસ કશું જાણી શકે નહિ.

**પ્રશ્નકર્તા** : પણ સૂક્ષ્મદેહે પણ જીવ-શિવનો ભેદ ટાળી શકે ખરા કે નહિ ?

**દાદાશ્રી :** ના. ટાળે, પણ એ એમની માન્યતાનું ટાળેલું હોય. સાયકોલોજિકલ, એવું ચાલે નહિ ને ! એ તો પદ્ધતિસર જ્ઞાનથી હોવું જોઈએ, એને રસ્તેસર હોવું જોઈએ. વેદાંત કહો કે જૈન કહો, બીજા કહો, પણ રસ્તો એક જ છે. એનું જ્ઞાન એક જ પ્રકારનું છે.

**પ્રશ્નકર્તા** : એટલે મનુષ્ય દેહમાં જ આ જીવ-શિવનો ભેદ તૂટી શકે એવું છે ?

**દાદાશ્રી :** મનુષ્ય દેહ સિવાય બીજા કોઈ પણ દેહમાં આ થઈ શકે એમ જ નથી.

**પ્રશ્નકર્તા** : દેવગતિમાં ?

**દાદાશ્રી :** ના. ત્યાંય કશું થાય નહિ. દેવગતિમાં ના થાય. દેવગતિવાળા એટલું કરી શકે કે ત્યાં દેવગતિમાં રહ્યા રહ્યા દર્શન કરવા જવું હોય તો અહીં આવી શકે. એટલે દેવગતિવાળા અહીં દર્શન કરવા આવી શકે.

**પ્રશ્નકર્તા** : વિદેહી સ્થિતિવાળો જીવ-શિવનો ભેદ તોડી શકે ?

**દાદાશ્રી :** વિદેહી ? વિદેહી તો પોતે જ શિવ થઈ ગયો હોય. જેનો જીવ-શિવનો ભેદ છૂટી ગયો છે અને પાછો પોતે શિવસ્વરૂપ થયો, તે વિદેહી કહેવાય. આપણે અહીં જનકરાજા થયા હતા.

## કર્તા-ભોક્તા, એ અવસ્થા જીવની !

એટલે જીવ તો એની અજ્ઞાન માન્યતા છે કે હું મરી જઈશ. એટલે જીવ તો, હતો ત્યાં સુધી જીવે, નહિ તો મરી જાય. જીવે-મરે એ અવસ્થાને જીવ કહેવાય છે. અને અજન્મા-અમર એ આત્મા કહેવાય, શિવ કહેવાય. શુદ્ધાત્મા એ શિવ છે. 'પોતે શિવ છે' એવું સમજે તો થઈ ગયું કલ્યાણ.

આ 'હું કરું છું, હું ભોગવું છું' એવું ભાન છે ત્યાં સુધી જીવ છે. જીવ કર્તા-ભોક્તા છે. અને અકર્તા-અભોક્તા થયો, એવું એને શ્રદ્ધામાં બેસે ત્યારથી એ આત્મા થયો. પ્રતીતિમાં બેઠું ત્યાંથી આત્મા થઈ ગયો. પછી અત્યારે રૂપકમાં આવે કે ના આવે, તે વાત જુદી છે. કારણ કે રૂપક જરા મોડું આવશે.

**પ્રશ્નકર્તા** : કઈ અવસ્થા જીવની કહી, એ ના સમજાયું ?

**દાદાશ્રી :** કર્તા-ભોક્તા છે એ જીવની અવસ્થા. 'હું આ કરું છું, આ હું ભોગવું છું', એ જીવની અવસ્થા. 'હું આ કરું છું. આ હું ભોગવું છું', એ વિનાશી અવસ્થા કહેવાય. 'હું મરી જઈશ' એવું બોલે કે ના બોલે ? અને 'હું હજી પંદર વર્ષ જીવવાનો છું' એવુંય બોલે ને ?

**પ્રશ્નકર્તા** : હા, બોલે.

**દાદાશ્રી :** એ જ જીવ.

**પ્રશ્નકર્તા** : જીવ પોતે કર્તા છે ?

**દાદાશ્રી :** 'હું કર્તા છું, હું ભોક્તા છું' એવું એને ભાન છે. જીવવાની વાંછના કરે ને મરવાની ઈચ્છા ના કરે એ જીવ. આત્મા તો અકર્તા-અભોક્તા છે.

એ જીવ-શિવનો ભેદ સમજાયો આપને ?

## વિરોધાભાસી વ્યવહાર વિરમે ક્યારે ?

એટલે કહ્યું કે, 'જો તું જીવ તો કર્તા હરિ'. અને 'જો તું શિવ, તો વસ્તુ ખરી.' તું પોતે જ શિવસ્વરૂપ થઈ ગયો તો વસ્તુ પછી કોઇ છે નહીં, બાપો ય ઉપરી છે નહીં. જ્યાં સુધી જીવ છું, ત્યાં સુધી આ ભૌતિક સુખો ને આ સગાં-વહાલાં બધાં ગમે છે. 'આ મારા વેવાઈ આવ્યા.' તે વેવાઈ આવે તોય ખોવાઇ જાય. જ્યાં ખોવાય ને, ત્યાં સ્વરૂપ થાય. તે વેવાઈ આવે તોય વેવાઇ પાસે ખોવાઈ જાય, એવાં આપણાં લોક.

પછી શું કહે છે કે, 'કર્તા મીટે તો છૂટે કર્મ, એ છે મહાભજનનો મર્મ.' મહાભજનનો મર્મ કયો ? કર્મ છૂટે નહીં તો કર્મના આધીન કર્તા ને કર્તાના આધીન કર્મ, કર્મના આધીન કર્તા ને કર્તાના આધીન કર્મ. કેવી ઘટમાળ છે. 'કોઝીઝ એન્ડ ઈફેક્ટ, ઈફેક્ટ એન્ડ કોઝીઝ, કોઝીઝ એન્ડ ઈફેક્ટ, ઈફેક્ટ એન્ડ કોઝીઝ.' એમાં આ બધા લોકો કર્તાપણું શીખવાડે છે, કર્તા કરાવડાવે છે. 'આ છોડો, સારું કરો.' હવે એક બાજુ કર્મ છોડવા છે અને એક બાજુ આ કરવું છે.

**પ્રશ્નકર્તા** : વિરોધાભાસ.

**દાદાશ્રી :** હા, એટલે આ ગાડી કાશીએ પહોંચે નહીં. તે કેટલાય અવતારથી લોકોની ગાડીઓ પહોંચતી જ નથી. હેય... નિરાંતે ક્યા ગામમાંય પડી હોય, તે કાશીએ કોઈની પહોંચી જ નથી. તેથી હું તમને

કાશીનો પાસપોર્ટ કાઢી આપું છું ને એ પાસપોર્ટ જ તમને કાશીએ લઈ જશે. ગાડીનાં પૈડાં નહીં લઈ જાય, પણ આ પાસપોર્ટ જ લઈ જશે. કારણ કે 'કર્તાપણું' છૂટી જાય. એટલે પછી રહ્યું જ શું આ દુનિયામાં ?

## અવળી માન્યતાઓ, 'જ્ઞાની' જ છોડાવે !

**પ્રશ્નકર્તા** : મારું એવું માનવું છે કે આ બધું જે કરાવે છે, તે જીવ કરાવે છે.

**દાદાશ્રી :** પણ કરનાર કોણ ? જીવ કરાવે તો કરનાર કોણ ? ખરી રીતે તો આ જીવે ય નથી કરાવતો.

**પ્રશ્નકર્તા** : ના, જીવ જ કરાવે છે.

**દાદાશ્રી :** એ તો તમને લાગે એવું કે આ જીવ કરાવે છે.

**પ્રશ્નકર્તા** : એટલે થાય કે જીવને પહેલાં કંટ્રોલમાં લો, તો પછી આગળ જવાય.

**દાદાશ્રી :** અરે ! જીવ કરાવતો જ નથી ને બિચારો ! જીવમાં સંડાસ જવાની શક્તિયે નથી. એ તો અટકે ત્યારે ખબર પડે કે આ મારી શક્તિ નથી. પછી ડૉક્ટર દવા આપે ત્યારે સંડાસ જવાનું ચાલુ થાય.

**પ્રશ્નકર્તા** : પણ આપણને અંદરથી કહે છે ને સંડાસ જવાનું પછી સંડાસ જાય છે ને ?

**દાદાશ્રી :** એ તો વાત ખરી છે. પ્રેરણા તો અંદરથી જ થાય છે. પણ જીવને સંડાસ જવાની સત્તા પોતાની નથી. જીવ બીજી સત્તાથી ચાલે છે. આમાં આત્માની ય સત્તા નથી. અંદરથી કહે છે એ બરોબર છે. એનો અર્થ શું કહેવા માંગે છે ? મહીં જે પ્રેરણા થાય છે ને, એ પ્રેરણા થાય એટલે મન તરત જ ઈન્દ્રિયોને કહી દે કે આમ કરવું છે. એટલે બધી ઈન્દ્રિયો તૈયાર થઈ જાય. એટલે અંદરની પ્રેરણા શક્તિથી બધું ચાલ્યા કરે છે.

**પ્રશ્નકર્તા** : પણ જીવને 'કંટ્રોલ'માં લો તો જ આગળ જઈ શકાય ને ?

**દાદાશ્રી :** આ જીવને 'કંટ્રોલ'માં લઈ તો જુઓને ! આ તો સંડાસ જવાની ય શક્તિ નથી. જીવવાની ય શક્તિ નથી ને મરવાની ય શક્તિ નથી. જો મરવાની શક્તિ હોતને તો મરત જ નહિ. પણ એવી કોઈ શક્તિ જ નથી.

**પ્રશ્નકર્તા** : એ શક્તિ કોની પાસે છે ?

**દાદાશ્રી :** એ શક્તિ જ આ હું તમને બતાવું છું ને એ શક્તિથી જ આ જગત ચાલી રહ્યું છે.

**પ્રશ્નકર્તા** : એ શક્તિને અમે ભગવાન કહીએ છીએ.

**દાદાશ્રી :** હા, એને જગત ભગવાન કહે છે. પણ એ શક્તિ તો જડશક્તિ છે. એ જડશક્તિ છે એટલે આપણે એને ભગવાન નથી કહેતા. જગતના લોકોને તો સમજણ નથી ને ? એટલે એને જ ભગવાન માને છે, ભગવાન સિવાય બીજું કરે જ કોણ ? પણ એ બીજી શક્તિ કરે છે. એ હું તમને દેખાડી દઈશ.

**પ્રશ્નકર્તા** : હું તો બીજું એમ પણ સમજતો હતો કે જીવ એટલે બધા આવરણવાળો જે છે એને જીવ કહેવાય. અને આવરણો જેમ જેમ તૂટતાં જાય એટલે જીવાત્મામાંથી આત્મા બને.

**દાદાશ્રી :** એવું છે, કેટલાક લોકોની માન્યતા આવી હોય છે કે આવરણસહિત એને જીવ કહો અને નિરાવરણને આત્મા કહો. પણ હું શું કહેવા માગું છું કે આવરણસહિત હોવા છતાં આત્મા પ્રાપ્ત થાય છે, ત્યારે કઈ નવી વસ્તુ હશે એ ?

**પ્રશ્નકર્તા** : આ તો નવું કહેવાય. નહિ તો અમને જે સમજાવવામાં આવ્યું છે કે સમુદ્રનું પાણી છે, એમાં પવનથી જ્યારે મોજાં થાય, ત્યારે એ મોજાં એ આત્મા અને સમુદ્ર એ પરમાત્મા.

**દાદાશ્રી :** આ તો બધા વિકલ્પો કહેવાય, ગાંડા વિકલ્પો ! હા, આવરણવાળો એને જીવ કહેવો જોઈએ અને નિરાવરણ હોય એને આત્મા

કહેવો જોઈએ, એ વિકલ્પને આપણે ચલાવી લઈએ. બાકી, બીજા આવા વિકલ્પ તો કામના જ નહિ. આત્મા જાણી શકાય એવી વસ્તુ નથી. આત્મજ્ઞાની વર્લ્ડમાં કોઈક ફેરો હજારો વરસે, કોઈ એકાદ માણસ જ હોય, બીજો માણસ જ ના હોય, એવી એ અજોડ વસ્તુ છે. અજોડ એટલે બિનહરીફ હોય.

## ભ્રાંતિની, કેટલી બધી અસરો !!

**પ્રશ્નકર્તા** : જીવ એ શિવ અને આત્મા એ જ પરમાત્મા તો પછી આ એકબીજાને મારી નાખે છે, ખૂન કરી નાખે છે, દુઃખ થાય એવું કરે છે, એવું શા માટે ?

**દાદાશ્રી :** એ તો પ્રકૃતિની લડાલડ છે, આત્માની લડાલડ નથી. પ્રકૃતિ લઢે છે. જેમ આ પૂતળાં લડેને એવું છે. તે જ્યાં સુધી આ ભ્રાંતિ છે ત્યાં સુધી 'આ મારા બાબાનો બાબો મરી ગયો !' પણ ઓહોહો ! આત્મા તો એનો એ જ રહ્યો છે. પણ ખોખાં મરી જાય છે અને પછી રડારોળ કરે છે. કે 'મારા બાબાનો બાબો, એકનો એક જ બાબો હતો.' જાણે એ પોતે મરવાનો ના હોય, એવું એ રડે છે.

## 'વસ્તુ' એક, દશાઓ અનેક !

અનંત આત્માઓ છે અને તે બધાય ભગવાન થવાની લાયકાત ધરાવે છે પણ અત્યારે મૂઢાત્મા દશામાં છે, બહિર્મુખી આત્મા છે.

બહિર્મુખી આત્મા એટલે જ મૂઢાત્મા. બહિર્મુખી એટલે 'ટેમ્પરરી' વસ્તુમાં સુખ ખોળે છે કે 'આ મારું, આમાં મને સુખ આવશે, આમ સુખ આવશે' ને અનંત અવતારથી ભટક ભટક કરે છે; પણ કશામાં સુખ આવતું નથી. એટલે પાછો કંટાળે છે. તોય પાછો કહેશે, આમાંથી સુખ આવશે. પણ એવી કેટલી ચીજો છે, બધી અનંત ચીજો છે, એમાં એકને ખસેડે છે ને પાછી બીજી લે છે, આને ખસેડે ને પાછી બીજી. એમ કરતો કરતો કાળ વહી રહ્યો છે; પણ કોઈ જગ્યાએ સુખ આવતું નથી.

ભૌતિક સુખો બધાં વિનાશી છે અને એ કલ્પિત સુખો છે, એ સાચાં

સુખો નથી. કલ્પિત એટલે તમને જો દૂધપાક ભાવતો હોય, બીજાને એ ખાવાનો કંટાળો આવે, એવું બને ખરું ?

**પ્રશ્નકર્તા** : બને.

**દાદાશ્રી :** ત્યારે સાચું સુખ તો બધાને ગમે. જે સનાતન સુખ, સાચું સુખ હોયને તે બધાને ગમે. આ તો કલ્પિત સુખ છે. દરેકનું જુદે જુદું હોય. આ હિન્દુઓ 'વેજીટેરિયન' ખાય અને મુસલમાનોને પેલું જ ફાવે. એટલે દરેકની જુદે જુદી કલ્પેલી વસ્તુ છે. આ એટલે જ્યાં સુધી કલ્પિત સુખો ભોગવવાની ઈચ્છા છે, જ્યાં સુધી એમાં તમન્ના છે, ત્યાં સુધી જીવાત્મા તરીકે રહે છે. ત્યાં સુધી જીવાત્મા કહેવાય. પછી 'જ્ઞાની પુરુષ' મળે ત્યારે અંતરાત્મા થાય. અહીં અંતરાત્મા થવા તો સંતપુરુષેય ના ચાલે. સંતપુરુષ તો એને આગળ લઈ જાય. પછી અંતરાત્મા થયો એટલે આ ભૌતિક સુખોની ઈચ્છા એને છૂટી જાય અને પોતાના આત્માનું સુખ સનાતન સુખ પ્રાપ્ત કરવાની ઈચ્છા થઈ જાય. અને 'જ્ઞાની પુરુષ' થોડુંક સુખ એને ચખાડે એટલે પછી પેલું સુખ એને ગમે નહીં. જેમ ચા સવારમાં તમે પીઓ છો. પણ આ ચા પીતી વખતે કોઈકે જલેબી લાવીને મૂકી તો તમે શું વિવેક કરો ? પહેલું શું ખાવ ? જલેબી ખાવ કે ચા પીઓ ?

**પ્રશ્નકર્તા** : ચા.

**દાદાશ્રી :** ચા પહેલી પીઓ. શાથી ? કે જલેબી ખાવ તો ચા મોળી લાગે. અને પછી એમાં બૈરીનો ગુનો નીકળે કે આ ચા મોળી કેમ કરી છે ? હવે મોળી લાગે છે એ જલેબીને લીધે. એવું જ્યારે આત્માનું સુખ ચાખે ત્યારે આ ભૌતિક સુખો મોળાં પડી જાય, એટલે પછી એને આમાં રુચે નહીં, આમાં ગમે નહીં, છતાં એ ભોગવે ખરો. પણ આ ગમતું ના હોય ત્યારે અંતરાત્મદશા થાય.

એટલે જ્યાં સુધી એને ભૌતિક સુખો જોઈએ છે ત્યાં સુધી બહિર્મુખી આત્મા છે. અને જ્યારે પોતાનું સ્વરૂપ જાણે કે, 'ભઈ, આ હું ન્હોય, હું તો શુદ્ધાત્મા છું, હું તો કાયમનો છું અને મારે આ સંસારની કોઈ ચીજ જોઈતી નથી.' ત્યારે એ અંતરાત્મદશા થાય. અંતરાત્મદશા બે કામ કરે.

એક તો ભૌતિક સંબંધીનું, વ્યવહાર માટેનું કામ કરવું પડે. ત્યારે ‘પોતાનો’ એ બાજુ ઉપયોગ છે અને ‘પોતાનું’ કામ કરવું પડે ત્યારે ‘આ’ બાજુ ઉપયોગ દે. એમ બે ઉપયોગ રાખે. ઉપયોગ તો એક જ હોય, પણ જે વખતે અમુક ટાઈમ મળ્યો, એવા સંજોગ ભેગા થયા તો આ બાજુ ઉપયોગ દે અને આ સંજોગ ભેગા થયા તો આ બાજુ ઉપયોગ દે. અંતરાત્મા એટલે ‘ઈન્ટ્રીમ ગવર્નમેન્ટ’નું સ્ટેજ છે. પછી ધીમે ધીમે બહારનો, સંસારનો નિકાલ કરે, તેમ અંતરાત્મામાંથી ધીમે ધીમે ‘ફુલ ગવર્નમેન્ટ’ થયા કરે છે.

હવે આપને શું પૂછવું છે બીજું ?

**પ્રશ્નકર્તા** : તો હું એ જ કન્ફર્મ કરવા માગું છું કે જીવાત્મા, અંતરાત્મા અને પરમાત્મા, એ એક જ વસ્તુનાં ત્રણ જુદાં જુદાં નામ છે ?

**દાદાશ્રી :** એક જ વસ્તુનાં ત્રણ વિશેષણ છે. અહીં ઘેર આ છોકરાંના બાપા કહેવાય અને ત્યાં એની દુકાને ગયા તો શેઠ કહેવાય અને કોર્ટમાં વકીલ કહેવાય. ‘અલ્યા, કેમ આના આ જ બાપા, આના આ જ શેઠ ને આના આ જ વકીલ, એવું કેમ બોલો છો ?’ ત્યારે કહે, ‘જેવાં જેવાં કામ છે, એ પ્રમાણે એનું વિશેષણ છે.’ જેવા સંજોગ એને ભેગા થયા હોય, દુકાન ભેગી થઈ તો શેઠ કહેવાય, કોર્ટમાં વકીલાત કરવા ગયો તો વકીલ કહેવાયો, એવી રીતે આ બધું છે.

એટલે લોકો જીવાત્મા કહે છે ને આત્મા કહે છે, એ બધી એક જ વસ્તુ છે. જેમ તમને બધા માણસો પ્રોફેસર કહે છે, પણ ઘરમાં છોકરાંઓ ?

**પ્રશ્નકર્તા** : પપ્પા કહે છે.

**દાદાશ્રી :** હા. અને કોલેજમાં પ્રોફેસર. એવી રીતે આ કયા કયા કાર્યના આધીન છો તમે, એના આધીન આ બધાં વિશેષણો પડેલાં છે. જેમ ‘તમે’ એના એ જ છે; પણ એક જગ્યાએ પપ્પા છો ને એક જગ્યાએ પ્રોફેસર છો. તેવું આમાં પણ કામ પ્રમાણે વિશેષણ છે.

પુદ્ગલમાં જ, વિનાશી ચીજોમાં જ સુખ છે એવું માન્યું છે, ત્યાં સુધી એ જીવાત્મા. અને એ માન્યતા પૂરી થઈ અને સનાતનમાં સુખ છે

એ માન્યતા શરૂ થઈ એટલે અંતરાત્મા થયો. અને પરમાત્મા એટલે શું ? જે વીતરાગ થઇ ગયા, કોઈની જોડે રાગ-દ્વેષ નહીં તો એ પરમાત્મા કહેવાય. ત્યારે અંતરાત્મા કોણ ? ત્યારે કહે, વીતરાગ થવાની જેને દૃષ્ટિ છે તે અંતરાત્મા. અને આ ભૌતિક સુખોની જેને લહેર પડે છે અને રાગ-દ્વેષ જ કર્યા કરે છે એ જીવાત્મા છે. આમાં આપને સમજાયું ને ?

**પ્રશ્નકર્તા** : માયાનાં એટલાં બધાં આવરણો હોય છે....

**દાદાશ્રી :** આ બધા માયાનાં જ આવરણ છે ને !

**પ્રશ્નકર્તા** : એ માયાનાં આવરણને લીધે પછી એને અંતરાત્મદશામાં જવાતું નથી અથવા અંતરાત્મદશામાંથી એનો 'પ્રોગ્રેસ' થતો નથી.

**દાદાશ્રી :** ના, એ તો અંતરાત્મા થયો એટલે 'પ્રોગ્રેસ' તો હંમેશાં થયા જ કરે. પણ આ તો જો 'પ્રોગ્રેસ' ના થતો હોય તો અંતરાત્મા થયો જ નથી. અંતરાત્મા એ 'પરતંત્ર-સ્વતંત્ર' થાય છે. અમુક અંશે સ્વતંત્ર થાય છે, તો પછી એ 'પ્રોગ્રેસ' કેમ ના કરી શકે ? બધું જ કરી શકે. એટલે હજી અંતરાત્મા થયો જ નથી ને ! હજુ તો જીવાત્મા જ છે. હજુ 'જીવ ને શિવનો શું ભેદ છે' એ જાણ્યો જ નથી.

આ એક જ વસ્તુ છે, ભૌતિક સુખોની ઈચ્છા છે ત્યાં સુધી જીવ છે, અને પોતાના સુખનું ભાન થાય ને એ તરફ વળે ત્યારે શિવ છે. એનો એ જ જીવ ને એનો એ જ શિવ છે. જ્યાં સુધી કર્મ બાંધે છે ત્યાં સુધી જીવ છે અને કર્મ બાંધતો અટકી જાય એ શિવ થઈ ગયો.

## 'મુક્ત પુરુષ'ને ભજે તો મુક્ત થાય !

**પ્રશ્નકર્તા** : હવે આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ છે અને જીવ પંચક્લેશવાળો છે, તો આ જીવ સચ્ચિદાનંદ સ્વરૂપ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** જેને ભજે તેવો થઈ જાય. સચ્ચિદાનંદને ભજે તો સચ્ચિદાનંદ થઈ જાય અને બહારવટિયાને ભજે તો બહારવટિયો થઈ જાય. જીવનો સ્વભાવ એવો છે કે જેને ભજે એવો થઈ જાય. મુક્ત પુરુષને ભજે

તો મુક્ત થાય અને બંધાયેલાને ભજે તો બંધાયેલો થઇ જાય. એટલે સચ્ચિદાનંદ સ્વરૂપ થયેલા હોય એમને આપણે ભજીએ તો એ રૂપ આપણે થઈએ.

## 'દશા ફેર' થયાનાં લક્ષણો !

**પ્રશ્નકર્તા** : જીવાત્મામાંથી અંતરાત્મદશા તરફ જાય ત્યારે એનામાં કયા નોંધપાત્ર ફેરફારો થાય ?

**દાદાશ્રી :** જીવાત્મામાંથી અંતરાત્મા થાય ત્યારે નોંધપાત્ર શું ફેરફારો થાય, એમ ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** એની વૃત્તિઓ બહાર જતી અટકી જાય, વૃત્તિઓ જે બહાર જતી હોય ને કે 'આમ કરું, તેમ કરું, આમ કરીએ, તેમ કરીએ' એ બધી પાછી ફરે. જેમ આ ગાયો સવારમાં ચરવા જાય છે, ને પછી સાંજે પાછી ફરે છે ને ? એવી રીતે વૃત્તિઓ પાછી ફરવા માંડે. એટલે આપણે જાણવું કે આ ભાઈ 'શુદ્ધાત્મા' થવા માંડ્યો છે. વૃત્તિઓ જે બહાર ભટકતી હતી, તે ભટકતી બંધ થઈ અને પોતાને ઘેર પાછી ફરવા માંડે. તમે તમારી વૃત્તિઓને જોશો, તપાસ કરશો તો તમને ભટકતી લાગશે કે આ તો એક આ બાજુ ભટકે છે, એક આ બાજુ ભટકે છે, મોટાં મોટાં નાસ્તાહાઉસ હોયને ત્યાં હઉ ભટકી આવે, એવી ભટકે કે ના ભટકે ? મોટાં મોટાં નાસ્તાહાઉસ સરસ હોય અને એક દહાડો ચાખી આવ્યો હોય તો એ વૃત્તિ પાછી ત્યાં ભટકે. એટલે વૃત્તિ બધી ભટક ભટક કરે છે અને અંતરાત્મા થયો કે વૃત્તિઓ પાછી ફરે.

**પ્રશ્નકર્તા** : અંતરાત્મામાંથી પરમાત્મા તરફ જ્યારે પ્રગતિ થાય તો તે વખતે કયા ખાસ નોંધપાત્ર ફેરફારો થાય ?

**દાદાશ્રી :** એવું છે, અસ્તિત્વ, વસ્તુત્વ અને પૂર્ણત્વ, આ ત્રણ 'ગ્રેડેશન' છે. તે અસ્તિત્વ તો દરેક જીવમાત્રને પોતાનું ખબર હોય કે, 'હું છું.' એ 'હું છું' એવી ખબર ખરી કે નહીં ? મનુષ્યો એકલાને જ નહીં,

જાનવરોને ય 'હું છું' એવું ભાન છે. આ ઝાડને પણ 'હું છું' એવું ભાન છે. એટલે અસ્તિત્વનું જીવમાત્રને ભાન છે. જ્યારે એ અંતરાત્મા થાય છે ત્યારે વસ્તુત્વનું ભાન થાય છે કે 'હું કોણ છું' તો પછી પૂર્ણત્વ તો એની મેળે સહજ થયા કરે છે. અસ્તિત્વથી માંડીને વસ્તુત્વ સુધીનો જ પુરુષાર્થ છે. પછી પેલું સહજ રીતે ચઢ્યા જ કરે છે. આમ આ દૃષ્ટિફેર છે.

આ બાજુ જવાનું છે તેને બદલે આ બીજી બાજુ જાય છે, ને એમ માનીને જાય છે કે આ રસ્તે મારી પરિપૂર્ણતા છે. જ્યારે એને કોઈ 'જ્ઞાની પુરુષ' મળી આવે તો એને પાછો વાળે અને આ બાજુ એની દૃષ્ટિફેર કરી આપે ત્યાર પછી જીવાત્માની દશા તૂટે અને જ્યારે મૂળ સ્થાન પર આવે ત્યારે એની અંતરાત્મદશા થાય. પછી વૃત્તિઓ બધી પાછી આવવા માંડે. જેમ 'એ' પાછો ફર્યો એટલે વૃત્તિઓ ય પાછી ફરે અને પછી એની મેળે સહજ થયા કરે. અંતરાત્મા થવા સુધી, 'ઇન્ટ્રીમ ગવર્નમેન્ટ' સુધી 'જ્ઞાની પુરુષ'નો આશરો લેવો પડે. અને 'ઈન્ટ્રીમ ગવર્નમેન્ટ'નું સ્થાપન થઈ ગયું એટલે 'ફુલ ગવર્નમેન્ટ' થયા કરે.

## 'પોતે' પોતાની પૂર્ણાહુતિ, જ્ઞાની નિમિત્તે !

**પ્રશ્નકર્તા** : આપ તો પરમ આત્મા અને અમે જીવ એટલો 'ડિફરન્સ' છે, અમારામાં અને આપનામાં !

**દાદાશ્રી :** એ 'ડિફરન્સ' છે. પણ અહીં દર્શન કરવાથી, જ્ઞાન લેવાથી પછી 'તમે' 'અંતરાત્મા' થઇ જાવ. અંતરાત્મા, એ 'પરમાત્મા'ને જોઈ શકે. અને જોવાથી 'તે' રૂપ 'પોતાનું' થાય છે. પછી શું વધુ જોઈએ આપણને ?

અત્યારે તો કેટલી બધી 'રોંગ બીલિફો' બેઠેલી છે ! આ 'રોંગ બીલિફો' અમારે 'ફ્રેક્ચર' કરવાની અને 'રાઈટ બીલિફ' બેસાડી દેવાની, એટલે પછી તમે અંતરાત્મા થઈ જાવ. પછી પૂર્ણાહુતિ એમ ને એમ થયા કરે.

અને આ કંઈ પોપાબાઈનું રાજ નથી. હું એક કલાકમાં મોક્ષ આપું છું, તે આ પોપાબાઈનાં રાજથી થતું નથી. આવું બની શક્યું નથી, હું તો

નિમિત્ત છું. આ તો અપવાદ માર્ગ છે. જ્યાં નિયમ હોયને, ત્યાં અપવાદ હોયા વગર રહે જ નહીં. એવો આ અપવાદ માર્ગ છે ને એનો નિમિત્ત હું બની ગયો છું.

## પ્રતીતિ પરમાત્માની, પમાડે પૂર્ણત્વ !

જ્યારે મૂઢ દશામાં આવે ત્યારે મૂઢાત્મા કહેવાય. 'હું ચંદુલાલ છું, હું કલેક્ટર છું' એ શું કહેવાય ? એ મૂઢાત્માની મૂઢ દશા છે. અને નાશવંત ચીજોમાં સુખ માને છે. પોતે અવિનાશી અને નાશવંત વિનાશી, એ બેનો ગુણાકાર કોઈ દહાડોય થાય નહીં. છતાં ભ્રાંતિથી ભૌતિકમાં સુખ માને છે એટલે મૂઢાત્મા કહ્યો.

હવે 'જ્ઞાની પુરુષ' જ્યારે એને પરમાત્માની પ્રતીતિ કરાવડાવે કે 'આ જગત બધું મારું ન હોય, પોતે પરમાત્મા જ છે.' ત્યારે 'હુંપણું' પરમાત્મામાં અભેદ થઈ જાય. પહેલાં સંપૂર્ણ અભેદ ના થાય, પ્રતીતિભાવે અભેદ થાય. પહેલું પ્રતીતિભાવે છે, પછી જ્ઞાનભાવે અભેદ થાય. એટલે પહેલાં પ્રતીતિ બેસવી જોઈએ કે 'હું પરમાત્મા છું.' અત્યારે 'હું ચંદુલાલ છું' એ 'રોંગ બીલિફ' બેઠી છે. 'હું કલેક્ટર છું' એ રોંગ બીલિફ છે. એ બધી 'રોંગ બીલિફો' 'જ્ઞાની પુરુષ' 'ફ્રેક્ચર' કરી આપે અને 'રાઈટ બીલિફ' બેસાડી આપે, 'પોતે' એને 'એક્સેપ્ટ' કરે, પોતાનાં મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધાં એને 'એક્સેપ્ટ' કરે, 'પોતે' સંશયરહિત થાય, નિઃશંક થાય, ત્યારે કામ થાય. આ તો અનંત અવતારના સંશયો ભરેલા છે. એ બધા 'જ્ઞાની પુરુષ' ફ્રેક્ચર કરી આપે ત્યારે 'પોતે' સંશયરહિત થાય, અને ત્યારે પરમાત્માની પ્રતીતિ બેસે. એ જે શ્રદ્ધા થાય છે એ 'રાઈટ બીલિફ' છે.

## પ્રત્યેક આત્મા સ્વતંત્ર, સિદ્ધક્ષેત્રમાંય !

**પ્રશ્નકર્તા** : બધા આત્માઓ જુદા છે કે બધા એક પરમાત્માનાં સ્વરૂપો છે ?

**દાદાશ્રી :** વ્યવહારથી બધા જુદા છે. નામ રૂપ જોવા જઈએ તો

વ્યવહારથી બધા જુદા છે, 'રિયલી' એક જ છે. 'રિલેટિવલી' જુદા જુદા છે ને 'રિયલી' એક છે તો આપને શું જાણવું છે ?

**પ્રશ્નકર્તા** : આ બ્રહ્મ છે, એને એકમાંથી અનેક થવાની ઈચ્છા કેમ થઈ હશે ? 'એકોહમ્ બહુસ્યામ્' એવી ઈચ્છા કેમ થઈ એમને ?

**દાદાશ્રી :** આ તો એવું છે ને, એ પોતે એક જ છે. બહુ થયેલો ય નથી, એક જ છે. પણ ભ્રાંતિથી બહુ થયેલું દેખાય છે. આ એક જ સ્વભાવનું છે. આ સોનાની ગમ્મે તેટલી લગડી હોય ને બધું ભેગું કરીએ તો એકનું એક જ છે ને ? બીજું પીત્તળ ભેગું થાય તો નુકસાન. બધા ભગવાન જ છે, ભગવાન સ્વરૂપ જ છે. પણ આ જુદું દેખાય છે, એનું કારણ ભ્રાંતિ છે.

**પ્રશ્નકર્તા** : એટલે બધામાં જે ચેતન તત્ત્વ રહેલું છે, તે એક જ છે ?

**દાદાશ્રી :** હા, એક જ. પણ એક જ એટલે સ્વભાવે કરીને એક છે.

**પ્રશ્નકર્તા** : પછી જ્યારે દેહોત્સર્ગ થાય ત્યારે એ ચેતન જે જતું રહે છે, એનું પછી એકીકરણ ના થઈ જાય ? એનું અલગ અસ્તિત્વ કેવી રીતે રહી શકે ?

**દાદાશ્રી :** આ જગતમાં બધું અલગ છે. અહીં અલગતા લાગે છે ને, તેવી ત્યાંય અલગતા છે. ત્યાં અલગ એટલે સ્વભાવે કરીને બધું એક જ લાગે, પણ અસ્તિત્વથી તો અલગ છે, પોતાનું સુખ અનુભવવા માટે પોતે અલગ છે.

સ્વભાવથી એક છીએ, પણ આ તો ભેદબુદ્ધિથી જુદાઈ લાગે છે. આપણી જ્યાં સુધી બુદ્ધિ છે ત્યાં સુધી આ ડખો રહે. બુદ્ધિ ખલાસ થાય કે પછી અભેદતા લાગે. બુદ્ધિ શું કરે ? ભેદ પાડે. એટલે બુદ્ધિ ગયા પછી આ વાત સમજી જાય એવું છે.

આપ કહો છો એવું ઉપર એકીકરણ થઈ જવાનું હોત તો કોઈ મોક્ષે જાય જ નહીં ને ! જો એમ જ થવાનું હોય, એક દીવો જ થઇ જવાનો

હોય, તો આપણને ત્યાં શું ફાયદો ? એના કરતાં અહીં વાઈફ ટૈડકાવશે, પણ ભજિયાં તો કરી આપશે. એ શું ખોટું ? એટલે ત્યાં એક થઇ જવાનું છે નહીં. ત્યાં કોઇ જાતનું દુઃખ નથી. ત્યાં નિરંતર પરમાનંદમાં રહેવાનું છે. અને દરેક આત્મા સ્વતંત્ર છે પાછો. એક સ્વભાવના છે, પણ છે બધા જુદા. એટલે ત્યાં એક થઈ જતું હોય તો તો પછી અહીંના આત્માનું શું થાય ?

**પ્રશ્નકર્તા** : પણ ચેતન એક પ્રકારનું હોય તો એનું અસ્તિત્વ અલગ અલગ કેવી રીતે રહી શકે ?

**દાદાશ્રી :** અલગ જ રહે છે, એટલે એ એક કેવી રીતે થઇ શકે ? એક બની શકે જ નહીં ને ! આ સોનાની લગડીઓ હોય તે બધી જુદી જુદી હોય, પણ કહેવાય બધું સોનું એવું આ કહેવાય કે આત્મા એક છે. પણ આમ આ લગડીની જેમ બધા જુદા જુદા છે. એ બધામાં બીજો કોઇ ફેર નથી. આ તો આપણને બુદ્ધિથી ઊંધાં પાસાં દેખાય છે. બાકી ત્યાં સિદ્ધ સ્થિતિમાં બધાય પોતપોતાનાં સુખમાં જ રહે છે.

ભેદબુદ્ધિવાળાને આ વાત સમજવામાં બહુ ભાંજગડ પડી જાય છે. અનેક હોવા છતાં એક છે, એ વાત બહુ સમજવા જેવી છે ને બહુ ઝીણી વાત છે. નહીં તો ત્યાં જો ભેગું થઈ જતું હોય, તો એમાં આપણને શું મળ્યું ? અને એવું મેં પણ નાનપણમાં સાંભળેલું કે દીવા જોડે દીવો એક થઇ જાય. ત્યારે એમાં મારું શું વળ્યું ? આપણને જે મોક્ષનું સુખ જોઇતું હોય, તે જો ભેગા થઇ જાય તો એમાં આપણને શું સુખ મળ્યું ? ભગવાન જોડે અભેદ થઈ ગયા તો એમાં આપણું શું રહ્યું ? અને બધા ભગવાન જ છે ને ! આ રામચંદ્રજી મોક્ષે ગયા તે મોક્ષનું સુખ અત્યારે એ પોતે ભોગવે છે. અને આપણે અહીં છીએ, તો આપણને અહીંની ઉપાધિ હોય, તે ભોગવવી પડે.

અને સંસારમાંય બ્રહ્માંડમાંય આત્મા એક નથી, અનંતા જીવો છે પણ છે બધા એક સ્વભાવના. એના જે ગુણધર્મો છે એમાં કોઈ દહાડોય ફેર નથી.

## વાત તો વૈજ્ઞાનિક જોઈશે ને ?

**પ્રશ્નકર્તા** : પણ મારું એવું માનવું છે કે પરમાત્મા તત્ત્વ સિવાય બીજું કંઈ જ નથી અને આપણે જેને આત્મા કહીએ છીએ તે બીજું કશુંય નહીં, પણ એ પરમાત્માનો આવિર્ભાવ છે.

**દાદાશ્રી :** તે માનવું, પણ જોડે જોડે દુઃખનું વેદન છે કે નહીં ? જો આત્મા એ પરમાત્માનો આવિર્ભાવ છે, તો પછી તમને દુઃખનો અનુભવ છે ખરો ?

**પ્રશ્નકર્તા** : હા, દુઃખનો અનુભવ છે.

**દાદાશ્રી :** દુઃખનો અનુભવ થાય છે, તો પછી એકથી સો સુધીના બધા આંક માનવા પડશે. અને દુઃખનો અનુભવ ના હોય તો પછી નહીં માનો તો ચાલશે. નહીં તો એકથી સો સુધીના બધા આંક માનવા પડશે, પીસ્તાળીસ પછી છેતાળીસ આવવા જોઈએ અને છેતાળીસ પછી સુડતાળીસ આવવા જોઈએ. બધું પદ્ધતિસરનું જોઈશે. એમ ગપ્પાં ઠોકાઠોક ચાલે નહીં. બીજા બધામાં ચાલે, પણ વિજ્ઞાનમાં સહેજ પણ ગપ્પું ના ચાલે.

**પ્રશ્નકર્તા** : તો એનો અર્થ એ થયો કે આત્મા એ પરમાત્માથી વિભક્ત થઈ અલગ એક તત્ત્વ છે ?

**દાદાશ્રી :** વિભક્ત નહીં, આત્મા એ જ પરમાત્મા છે અને જીવાત્મા એ જ પરમાત્મા છે. ફક્ત સમજણનો ફેર છે. એ જ્યારે ઘેર હોય ત્યારે લોક કહેશે કે 'આ બાઈના આ તો ધણી છે.' અને દુકાને જાય ત્યારે કહે, 'આ શેઠ છે.' કોર્ટમાં જાય ત્યારે કહે, 'આ વકીલ છે.' પણ પોતે એનો એ જ છે. એટલે એનો એ જ જીવાત્મા, એનો એ જ અંતરાત્મા અને એનો એ જ પરમાત્મા છે. અને એ જે કામ કરી રહ્યા છે એ કામના આધારે એને વિશેષણો છે.

## ન થાય આત્માનાં વિલીનીકરણ !

**પ્રશ્નકર્તા** : તો એ વાત ખરી છે કે આત્મા પરમાત્મામાં વિલીન

તો થાય છે જ, પણ તે એક અવતારમાં નહીં તો બીજા અવતારમાં, નહીં તો ત્રીજા અવતારમાં ?

**દાદાશ્રી :** ના, ના. ત્યાં આગળ વિલીનીકરણ છે જ નહીં. આત્મા પોતે જ પરમાત્મા છે. 'હું ચંદુભાઈ છું' એવું ભાન છે અત્યારે તમને. એ જ્યારે 'હું આત્મા છું' એવું ભાન થશે ત્યારે તમને પરમાત્માનું ભાન થશે. એ આત્મા એ જ પરમાત્મા છે. તમારો આત્મા એય પરમાત્મા છે, આમનો આત્મા ય પરમાત્મા છે. બાકી વિલીનીકરણ તો બધું આ બધા લોકોએ લખ્યું છેને, તે લોકોનાં મગજ ખલાસ કરી નાખ્યાં છે. આત્માનાં વિલિનીકરણ થતાં હશે ? આનો આ જ આત્મા, પણ એનું ભાન થયું નથી. અત્યારે આત્માના બેભાનપણામાં છો. આત્માનું ભાન નથી. અત્યારે 'તમને' 'હું ચંદુભાઈ છું' એ ભાન છે, 'હું દેસાઈ છું' એવું ભાન છે પણ 'હું આત્મા છું' એવું ભાન નથીને !

આ બધા (મહાત્માઓ) તમારી અંદર બેઠેલા આત્માને જુએ છે, અને એ જ પરમાત્મા છે. વિલીનીકરણ કરવાનું હોય ને, તો તો આ પરમાત્મા દેખાય જ નહીં ને ! આ તો બકરીમાં હઉ પરમાત્મા દેખાય છે. આખાયે પરમાત્મા બકરીમાં બેઠેલા છે, ગધેડામાંય પરમાત્મા બેઠેલા છે. એટલે વિલીનીકરણ જેવી વાત જ નથી. આ બધું જે વાંચી લાવ્યા હોય ને, એ બાજુએ મૂકી દેવાનું.

જેને વલોવવાથી જરાય માખણ ના નીકળે, એને શું કરવાનું ? ફેંકી દેવાનું, ઢોળી દેવાનું. ને ઉપરથી આ તો કરેલી મહેનત બધી છૂટી પડી અને મગજમાં તોરી પેઠી કે 'હું કંઈક જાણું છું !' અલ્યા, શું જાણે છે તે ? ઠોકરો ખાઈ ખાઈને તો દમ નીકળી ગયો ! ઠોકરો ખાય એટલે દમ નીકળી જાય કે ના નીકળી જાય ? ને મનમાં શુંય માની બેસે !

**પ્રશ્નકર્તા** : પણ એવું કહ્યું છે કે પ્રત્યેક આત્મા છે, તે એક જ આત્માનો આવિર્ભાવ છે, બ્રહ્મનો આવિર્ભાવ છે અને એમાં પછી મળી જાય છે.

**દાદાશ્રી :** કોણે કહ્યું છે તમને એવું ?

**પ્રશ્નકર્તા** : એવું વાંચેલું છે કે દરેક આત્મા છે, તે બ્રહ્મમાં વિલીન થઈ જાય છે. એ જે પૂર્ણતાની પ્રાપ્તિ કરે છે ને, તો બ્રહ્મમાં વિલીન થઈ જાય છે.

**દાદાશ્રી :** તો પછી આપણે ભાગે શું રહ્યું ?

**પ્રશ્નકર્તા** : બ્રહ્મમય થઈ જવાયને !

**દાદાશ્રી :** એમાં આપણું શું રહ્યું પણ ?

**પ્રશ્નકર્તા** : આપણે આપણાપણું ગુમાવવાનું છે અને ઈશ્વરપણું પ્રાપ્ત કરવાનું છે.

**દાદાશ્રી :** હા, પણ એ તો ઈશ્વરમાં આપણે સમાવેશ થઈ જવાનું, તેમાં આપણને શું ફાયદો મળ્યો ? તેના કરતાં તો આપણું આ સ્વતંત્ર વ્યક્તિત્વ તો છે, તે અત્યારે લાડવા, ભજિયાં બધું મળે છે. ફક્ત બે ગાળો ચોપડાવી દે એટલી જ ભાંજગડ છે ને ? બીજી શી ભાંજગડ છે ? અને આ લોકો પણ શું કહે છે ? કે, 'અહીંના કરતાં સુખ વધારે હોય તો જ અમે મોક્ષે જઈએ અને ત્યાં એકાકાર થઈ જવાનું હોય તો અમારે જવું નથી.'

## તેજ ભળે તેજમાં, તો પોતાનું શું રહ્યું ?

**પ્રશ્નકર્તા** : પણ 'અહમ્ બ્રહ્માસ્મિ' કહેવાવાળાઓ તેજમાં ભળી જવાની વાત કરે છે કે મોક્ષ એટલે તેજમાં ભળી જવું, તો મોક્ષ અને તેજમાં ભળી જવું, એ બંને એક જ ગણાય કે કેમ ?

**દાદાશ્રી :** એ લોકો જેને મોક્ષ કહે છે કે મોક્ષ એટલે તેજમાં ભળી જવું, એ મોક્ષ વાજબી નથી. વીતરાગોએ કહ્યો છેને મોક્ષ, કે ત્યાં સિદ્ધગતિમાં પણ પોતાનો અલાયદો અનુભવ છે, એ 'કરેક્ટ' વસ્તુ છે. આપણને અલાયદો અનુભવ ના હોય અને ત્યાં મોક્ષમાં ભેગું થઈ જવાનું હોય તો તો એ મોક્ષે જવાનો અર્થ જ નથી, 'મીનિંગલેસ' વાત છે. એટલે આ વિચાર્યા વગરની વાતો છે બધી.

## સનાતન સુખમાં રાચવું એ જ મોક્ષ !

**પ્રશ્નકર્તા** : તો તમારી ગણતરીમાં મોક્ષ કઈ જાતનો ગણાય ?

**દાદાશ્રી :** મોક્ષ એટલે 'નો બોસ', 'નો અંડરહેન્ડ' અને 'પરમેનન્ટ' પોતાના સ્વાભાવિક સુખમાં જ રહે. અને તે સ્વતંત્ર, પોતપોતાની રીતે સુખ ભોગવે. દરેક સિદ્ધ પોતપોતાની સ્થિતિમાં હોય.

**પ્રશ્નકર્તા** : તો ત્યાં આટલા બધા સિદ્ધાત્માઓ જુદી જુદી રીતે વર્તે ?

**દાદાશ્રી :** જુદી જુદી રીતે નહીં. બધા એક જ સ્વભાવના છે, ને તે એક જ રીતે છે. એમને જ્ઞાન, દર્શન ને સુખ હોય છે, ચારિત્ર એમને નથી. અહીં તીર્થંકર ભગવાન હોય, તો એ જ્ઞાન, દર્શન, ચારિત્ર સાથે છે, ને દેહ સાથે છે. ત્યાં સિદ્ધોને ચારિત્ર નથી કહેવાતું. ત્યાં આગળ તો પોતાનાં સ્વાભાવિક સુખમાં જ નિરંતર હોય.

એટલે ત્યાં એકાકાર થઈ જવાનું નથી. ત્યાં તમારું સુખ તમે સ્વતંત્ર રીતે જ ભોગવી શકો છો. સિદ્ધગતિમાં બધા સિદ્ધો સ્વતંત્ર રીતે જ છે. અને પોતાનાં સુખને જ અનુભવે છે, નિરંતર પરમાનંદને અનુભવે છે. એમનું એક મિનિટનું સુખ એ જો દુનિયા પર પડે, વખતે લપસી પડે, તો આખી દુનિયા હજારો વર્ષ સુધી આનંદમાં રહે, એવાં સુખને ભોગવી રહ્યા છે. અને એવાં સુખને માટે આ લોકો તલપાપડ થઈ રહ્યા છે, ને તમારું પોતાનું સુખ પણ એવું જ છે. મને આ દેહનો અંતરાય હોવા છતાં ય પણ જે સુખ છે, એના ઉપરથી સમજાય છે કે આ દેહના અંતરાય ના હોય તો કેવું સુખ હોય ! અમારી જોડે બેઠા છો, તોય તમને બધાને સુખ અત્યારે મળે છે ને ! તેમાં અમારું સુખ તો ઉભરાય છે ને તે તમને સ્વાદ આપે છે !

**પ્રશ્નકર્તા** : દેહ વગરના સુખનો અનુભવ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** દેહ વગરના સુખનો અનુભવ પોતે ચિંતવન કરે તો એ પણ દેહ તો છે જ જોડે, એટલે એ સુખ પેલા જેવું ના થાય. એ તો આના ઉપરથી આપણે હિસાબ કાઢવાનો કે અહીં જો કદી આટલું બધું સુખ છે તો ત્યાં કેવું સુખ હશે !

## સિદ્ધગતિમાં સુખનો સ્વાનુભવ !

**પ્રશ્નકર્તા** : જે સિદ્ધગતિમાં છે, મોક્ષે ગયા છે, એ લોકો દેહ વગરનું જે સુખ અનુભવ કરે છે, તો એ સુખ કોણ અનુભવ કરે છે ?

**દાદાશ્રી :** પોતે જ, પોતે પોતાનો અનુભવ કરે છે. પોતે પોતાનું સ્વાનુભવ સુખ ભોગવ્યા જ કરે છે અને નિરંતર ગતિમાન છે પાછા. એમને કાર્ય શું છે ? કે જ્ઞાનક્રિયા અને દર્શનક્રિયા, નિરંતર ચાલુ જ રહે છે !

**પ્રશ્નકર્તા** : પછી એને શું જરૂર છે ત્યાં, આ જ્ઞાનક્રિયા, દર્શન-ક્રિયાની ?

**દાદાશ્રી :** એ તો સ્વભાવ છે એમનો. આ લાઈટ છે, એ નિરંતર આપણને જોયા કરતું હશે ને ? આ લાઈટ જો ચેતન હોય તો આપણને નિરંતર જોયા જ કરે કે ના કરે ? એવું એ ચેતન જોયા કરે છે.

એ હવે ત્યાં રહીને શું જોતા હશે ? હવે એમની પાસે જ્ઞાન-દર્શન છે ને, એ જ એમનું અનંતજ્ઞાન ને અનંતદર્શન એ વપરાય, એનાં પરિણામમાં આનંદ હોય. એટલે પહેલાં આનંદ ના હોય. આનંદ પહેલાં ને પછી જ્ઞાન અને દર્શન, એવું ના હોય. જ્ઞાન અને દર્શન વપરાય એમનું એટલે આનંદ રહે જ ! તે એમને જ્ઞાન-દર્શન સિવાય બીજું કશું છે નહીં. એ સ્વરૂપ જ આખું જ્ઞાન સ્વરૂપ છે, દર્શન સ્વરૂપ છે. એટલે આપણે હાથ ઊંચો કર્યો, તે દેખાયો એમને.

તે એમને ય પાછું શું થાય કે જોવાનું, તે ય છે તે હાનિ-વૃદ્ધિ થયા કરે. રાત પડે એટલે આ ભાગમાં હાનિ થાય અને બીજા ભાગમાં વૃદ્ધિ થાય. એવું હાનિ-વૃદ્ધિ થાય. અને આપણે ત્યાં સવારના પાંચ વાગ્યા ત્યારથી આ લોકો એમને દેખાય. પણ ખરેખરું વૃદ્ધિ થયેલું ક્યારે દેખાય ? દશ, અગિયાર, બાર વાગે, ખૂબ બધું દેખાય, હેય લોક બધાં ફરતાં હોય, આમ ફરતાં હોય, તેમ ફરતાં હોય, બધું દેખાય. એમને જોવું છે ને જાણવું છે બે જ, ને ઊંડા ઉતરવું નથી કે આ ચોરી કરવા નીકળ્યો છે કે શું ?

એમને તો આ ગજવું કાપતોય દેખાય, પણ એમને તો જોવું ને જાણવું બે જ ! વિષયો નહીં એમને, વિષય એટલે 'સબ્જેક્ટ' નહીં. આ કયો વિષય છે ? ત્યારે કહે કે ગજવું કાપવાનો. એ વિષય આ લોકોને જાણવાનો, એમને તો કશુંય નહીં !

મેં હાથ ઊંચો કર્યો, તે બધા સિદ્ધોને જ્ઞાનમાં દેખાય. એ સિદ્ધો જ્ઞેયોને જાણ્યા જ કરે છે. આ જગતમાં જ્ઞેય અને દૃશ્ય બે જ વસ્તુ છે. જ્ઞેયને જાણ્યા કરે છે અને દૃશ્યને જોયા કરે છે. એનું પરિણામ શું ? કે અનહદ સુખ, સુખનો પાર જ નહીં, એ સ્વાભાવિક સુખ છે.

## સ્વભાવે સરખા પણ અસ્તિત્વ નોખાં !

હવે લોકોની શી ભાંજગડ છે ? કે ત્યાં એક કેમ નહીં ? અરે, એક ખરું પણ એ કઈ રીતે છે ? આ અહીં પાંચ લાખ સોનાની લગડીઓ હોય, ઢગલો લાવ્યો હોય તેને આપણે શું કહેવું પડે કે આ સોનું છે ? એવું ના કહેવાય ? કહેવાય ખરું ને ?

**પ્રશ્નકર્તા** : સોનુંય કહેવાય અને લગડીઓ પણ કહેવાય.

**દાદાશ્રી :** ના. પણ આ બધું સોનું જ છે એમ કહેવાય કે ના કહેવાય ? ભલેને લગડી રૂપે હોય, પણ સોનું જ છે ને બધું ? એવું આ પરમાત્મા એક જ છે. આત્મા એક જ છે, પણ તે સોના રૂપે એક છે, ને લગડીઓ રૂપે જુદા જુદા છે. એ પ્રત્યેક પોતાના વ્યક્તિત્વ ભાવને છોડતા જ નથી.

**પ્રશ્નકર્તા** : એટલે એનો અર્થ એ કે આખો એક જ આત્મા છે એમ કહી શકાય ?

**દાદાશ્રી :** એ સોના તરીકે દરેક આત્મા સોનું જ છે, પણ લગડી તરીકે પ્રત્યેક આત્મા પોતાના વ્યક્તિત્વને છોડતા નથી.

**પ્રશ્નકર્તા** : એટલે પ્રત્યેક વ્યક્તિનો આત્મા છેવટે એક જ છે ?

**દાદાશ્રી :** એક એટલે એક જ સ્વભાવનો છે. આત્મામાં કોઈ ફેર

નથી. જેમ લગડીઓમાં ફેર નથી, છેવટે બધું સોનું જ છે, એવી રીતે આ પ્રત્યેક આત્મામાં ફેર નથી.

**પ્રશ્નકર્તા** : જો આત્માનો એક જ ગુણધર્મ હોય તો પછી વ્યક્તિત્વ બધાં જુદાં કેમ પડ્યાં ?

**દાદાશ્રી :** એ વ્યક્તિત્વ જે એના જુદાં પડ્યાં છે, એ તો એનો કાળ અને ક્ષેત્ર બદલાવાથી. દરેકનાં કાળ અને ક્ષેત્ર જુદાં જુદાં જ હોય. તમે જે ક્ષેત્રે બેઠા છો, તો આમને એ ક્ષેત્ર ના હોય ને ? હવે એ અહીંથી ઊઠ્યા પછી તમે એ જગ્યાએ બેસો તો ક્ષેત્ર એક પ્રાપ્ત થાય, પણ ત્યારે કાળ પેલો બદલાઈ જાય.

એટલે આ જગત પ્રવાહ રૂપે છે. આ જગત સ્થિર નથી, પણ પ્રવાહ રૂપે, સંસાર રૂપે છે. સંસાર એટલે સમસરણ, નિરંતર પરિવર્તન પામતું, એક ક્ષણ વાર પણ સ્થિર રહેતું નથી. જેમ કોઈ બે લાખ માણસનું લશ્કર આમ જતું હોય તો કંઈ પાંચ, દશ કે પંદરની જોડીમાં પણ એની લાઈનમાં જ હોય ને બધું ? તે આમ વહ્યા કરતું હોય તો તમને દેખાયા કરે ને બધું ? એવી રીતે જ્ઞાનીઓને આ જગત વહેતું દેખાયા કરે છે. જ્યારે જ્ઞાનચક્ષુ ખુલ્લાં થઈ જાય છે ત્યારે દેખાયા કરે છે કે જગત વહેતું છે. અને વહેતું છે માટે જ્યાં તમે છો ત્યાં એ ક્ષેત્રમાં બીજો નથી અને તમારા ક્ષેત્રમાં બીજો જ્યારે આવે છે ત્યારે કાળ બદલાય છે. એવું આપને સમજમાં આવે છે ? એટલે આ દેહ, આકાર, પુણ્ય ને પાપ બધું જુદું જુદું હોય છે. પણ બધા આત્મસ્વરૂપે એક હોય છે.

## 'વસ્તુ-સ્વરૂપ'નાં વિભાજન હોય નહીં !

**પ્રશ્નકર્તા** : તો બધા આત્મા એક આત્માના જ અંશ છે, એવું કહી શકાય ખરું ?

**દાદાશ્રી :** ના, ના. બધા આત્મા એક આત્માના જ અંશ ના હોય. એવું છે, હંમેશાં ય જે વસ્તુ હોય ને, તેમાં આ રૂપી વસ્તુઓનો અંશ હોય, પણ અરૂપીના અંશ ના હોય. અરૂપી એક જ વસ્તુ સ્વરૂપે હોય. એના

અંશ થાય, ટુકડા થાય, વિભાજન થાય તો ફરી એ એક ના થાય. એટલે પોતે સર્વાંશ સ્વરૂપે છે.

**પ્રશ્નકર્તા** : એટલે હું મારામાં પૂર્ણ શુદ્ધાત્મા છું ?

**દાદાશ્રી :** તમે પૂર્ણ છો જ, સર્વાંશ જ છો ને !

**પ્રશ્નકર્તા** : તો આત્માનું વિભાજન થઈ શકે નહીં ?

**દાદાશ્રી :** આત્મા પોતે જ પરમાત્મા છે અને એ વસ્તુ સ્વરૂપે છે. એટલે એનો એક ટુકડોય છૂટો પડે નહીં, એવી આખી વસ્તુ છે. વિભાજન થાય એટલે ટુકડો થઈ જાય તો વસ્તુ ખલાસ થઈ જાય પણ એવું નથી. આત્માનું વિભાજન થઈ ના શકે.

**પ્રશ્નકર્તા** : અમીબા નામનાં જીવો છે, એની વંશવૃદ્ધિ વિભાજન પદ્ધતિથી થાય છે, એકના બે થાય, બેના ચાર થાય, એટલે પ્રશ્ન થયો કે આત્માનું વિભાજન થાય ?

**દાદાશ્રી :** એ બરોબર છે. પણ એ તો આત્માનું વિભાજન નથી થતું. આ દેહનું વિભાજન થાય છે. આ દેહમાં અનંતા જીવો હોય છે, તે જુદા જુદા વિભાજન થઈ જાય છે. તે આ એક બટાકો છે ને, એમાં ઘણા બધા જીવો છે. એ જ્યારે ટુકડા કરીએ ને, તો આવડો નાનો ટુકડો રોપીએ તોય એ ઊગે પાછો. અને બીજી કેટલીક વસ્તુઓ ટુકડો કરીએ ને રોપીએ તો એ ના ઊગે ! જેમાં ટુકડો કરીને રોપીએ ને ઊગે, તેમાં બહુ જીવો હોય. એ દૂધવાળા છોડ છે ને, થોરિયા ને એવા, એ બધાનો આટલો ટુકડો રોપીએ તો ઊગે. એમાં વધારે જીવો છે, તે વંશવૃદ્ધિ થયા જ કરે.

**પ્રશ્નકર્તા** : તો પછી સૂક્ષ્મઆત્મા ને સ્થૂળઆત્મા એવું જે કહેવાય છે, એમાં ફેર શું ?

**દાદાશ્રી :** એવું છે, સૂક્ષ્મઆત્મા, સ્થૂળઆત્મા એવા તેવા આત્માના વિભાગ જ નથી હોતા. છતાં આ લોકો સ્થૂળઆત્મા ને સૂક્ષ્મઆત્મા એવું બધું કહે છે. એ બધું જ વિનાશીઆત્મા છે. અને જે મૂળ દરઅસલ આત્મા

છે ને, તે તો અવિનાશી છે. એનો સૂક્ષ્મ ભાગેય નથી હોતો, સ્થૂળ ભાગેય નથી હોતો.

હું જેને આત્મા કહું છું તેમાં, જેનો સૂક્ષ્મ વિભાગ નથી, સ્થૂળ વિભાગ નથી, અવિભાગી-અવિભાજ્ય એવો એ પરમાત્મા છે. અને તમે વિભાજન થાય એવી સ્થૂળ ને સૂક્ષ્મ આત્માની વાત કરો છો. આ સ્થૂળ, સૂક્ષ્મ, એ બધું વિનાશી છે. એ 'મિકેનિકલ આત્મા' છે. અને હવા જવા દઈએ તો જ એ 'મિકેનિકલ આત્મા' ચાલે, નહીં તો પછી આમ હવા બંધ કરી દઈએ તો એ ઊડી જાય. જ્યારે મૂળ આત્મા તો મરતો જ નથી.

એટલે આત્મા જો પરમાત્માનો અંશ હોયને તો એ ક્યારેય સર્વાંશ ના થાય. અને સર્વાંશ ના થાય એ આત્મા જ ન હોય. 'તમે' સર્વાંશ છો પણ એનું તમને ભાન નથી. તમને અંશ ભાન છે. તમે તો આખા પરમાત્મા છો. પણ તમને ઓછું ભાન છે. અંશ પરમાત્મા કોઈ દહાડોય હોય નહીં. પરમાત્માના ટુકડા થતા નથી.

## શું રૂપિયો પઈ થાય કદી ?

આપને સમજાયું ને કે ભગવાન તો સર્વાંશ સ્વરૂપે જ રહે છે ? તમે એવું જાણતા હતા કે અંશ સ્વરૂપે ભગવાન છે ? ત્યારે આ લોકો જે અંશ સ્વરૂપે છે, એવું બોલ્યા છે, એ કંઈ ગપ્પું તો નહીં હોય ને ? ગપ્પું હશે એ ? એ ગપ્પું નથી, પણ લોકો ચોપડવાની દવા પી જાય તો શું થાય ? અંશસ્વરૂપ શું છે ? કે 'તમારા'માં 'ભગવાન' તો સર્વાંશ છે, પણ જેટલું આવરણ તૂટ્યું એટલું 'તમને' આંશિક જ્ઞાન પ્રાપ્ત થયું છે. પણ મહીં 'ભગવાન' સર્વાંશ છે. અને આ ભવમાં 'તમને' સર્વાંશ જ્ઞાન પ્રગટ થઈ શકે છે. આ હિન્દુસ્તાનનો મનુષ્ય હોવો જોઈએ. કારણ કે અહીંનો, હિન્દુસ્તાનનો માણસ 'ફુલ ડેવલપ' થયેલો છે. ફોરેનવાળાને માટે આ જ્ઞાન કામનું જ નથી. કારણ કે જે પુનર્જન્મને સમજતા નથી. તેને આ જ્ઞાન કામનું જ નથી. જેને પુનર્જન્મ સમજાય છે, તેને જ ભગવાનનું સર્વાંશ સ્વરૂપ સમજાય.

એટલે આવું જો વિજ્ઞાન સાંભળવામાં આવે તો હિન્દુસ્તાનના

લોકોમાં શક્તિઓ બધી જાગી ઊઠે. નહીં તો આ લોકો મનમાં શું માને કે, 'આપણે તો શું કરી શકવાના હતા ? આપણે તો ભગવાનના અંશ.' લોકોએ આવું શીખવાડ્યું કે 'આપણે તો ભગવાનના અંશ છીએ', કહેવું ! હવે લોકોને જે જ્ઞાન આપવામાં આવે છે, જે સમજણ આપવામાં આવે છે, અને જે જ્ઞાનના આધારે લોકો જીવે છે, તે જ્ઞાન જ, આધાર-જ્ઞાન જ જે કદી એવું હોય કે 'હું ભગવાનનો અંશ છું.' તો પછી સર્વાંશ ક્યારે થઈશ ? એટલે કંઈ આનો પાર આવે નહીં. તું ભગવાનનો અંશ નથી. તું સંપૂર્ણ, સર્વાંશ ભગવાન જ છો. અંશ કોઈ દહાડો સર્વાંશ થાય નહીં. જે અંશ છે ને, તેનામાં સર્વાંશ થવાની શક્તિ જ નથી. અંશ હંમેશાં ય અંશ રૂપે રહે છે. ને સર્વાંશ ક્યારે અંશ સ્વરૂપે થતું નથી, સર્વાંશ તો હંમેશાં ય સર્વાંશ રહે છે. ત્યારે કહે છે, આ આવું બધું અજ્ઞાન કેમ ફેલાયું હશે ? ભગવાનને આવું સ્વરૂપ કેમ માને છે ? ત્યારે 'જ્ઞાની પુરુષ' સમજણ પાડે, કે ભગવાન તો સર્વાંશ છે, પણ એને અંશ સ્વરૂપ આવરણ ખુલ્યું છે, એટલો એને લાભ થાય છે. બાકી પોતે તો સર્વાંશ જ છે.

આપને સમજાયું ને ? આવું 'હું અંશ સ્વરૂપ છું' કહે તો ક્યારે પત્તો પડે ? મને આવું અંશ સ્વરૂપ કહેનારા મળ્યા, ત્યારે મને એમ લાગ્યું કે 'આ કઈ જાતનું છે ?' હું નાનો હતો ત્યારે મને કહેનારા મળેલા કે, 'આપણે તો અંશ સ્વરૂપ છીએ.' ત્યારે મને એમ રીસ ચઢી કે તું અંશ સ્વરૂપ હોઈશ, હું શેનો અંશ સ્વરૂપ ? અંશ સ્વરૂપ, એ અને એક પઈ કોઈ દહાડો રૂપિયો થાય નહીં ને રૂપિયો કોઈ દહાડોય પઈ થાય નહીં. પઈ લાખ વર્ષ પડી રહે તો રૂપિયો થઈ જાય ? એટલે વાતને સમજવાની જરૂર છે.

## સાચી સમજ, સર્વવ્યાપકતી !

**પ્રશ્નકર્તા** : આત્મા સર્વાંશ છે, એવું આત્મા સર્વવ્યાપી પણ છે ને ?

**દાદાશ્રી** : ના. આત્મા સર્વવ્યાપી છે, એ સાપેક્ષ વાત છે, તે કાયમનો નથી. સર્વવ્યાપી જે કહો છો તે નિરપેક્ષ વાત કરો છો કે સાપેક્ષ વાત કરો છો ?

**પ્રશ્નકર્તા** : નિરપેક્ષની.

**દાદાશ્રી :** આ લાઈટ છે, તે આખા રૂમમાં બધે વ્યાપેલું છે કે નથી વ્યાપેલું ?

**પ્રશ્નકર્તા** : હા, વ્યાપેલું છે.

**દાદાશ્રી :** એ લાઈટ ઉપર આમ કાગળ કે કશુંક ઘાલી દઈએ તો ?

**પ્રશ્નકર્તા** : તો અંધારું લાગે.

**દાદાશ્રી :** તો પછી અહીં આગળ એનું લાઈટ ના દેખાય ને ?

**પ્રશ્નકર્તા** : ના દેખાય.

**દાદાશ્રી :** તો તે વખતે સર્વવ્યાપી છે ?

**પ્રશ્નકર્તા** : તે વખતે આપણને ભ્રાંતિ થાય છે, પણ એ લાઈટ આમ તો સર્વવ્યાપી છે ને ?

**દાદાશ્રી :** ના, એવું નહીં. આ સર્વવ્યાપીનો અર્થ લોકોએ સમજ્યા વગરનો ઊંધો ઠોકી બેસાડ્યો 'આત્મા સર્વવ્યાપી છે' એમ કહો છો, પણ એ તમારી સમજણમાં ભૂલ છે. સર્વવ્યાપીનો અર્થ હું તમને સમજાવું.

જ્યારે છેલ્લો અવતાર હોય છે, ચરમ દેહ હોય છે, ત્યારે આત્મા સંપૂર્ણ નિરાવરણ થાય છે. તે ઘડીએ એ આત્મા આખા બ્રહ્માંડમાં સર્વવ્યાપી થાય છે. પણ એ બધા આત્માનું નહિ, પણ જે આત્મા મોક્ષે જવાનો હોય, સંપૂર્ણ નિરાવરણ થયેલો હોય, તે આત્મા એકલો જ સર્વવ્યાપી થાય છે. બાકી આ બીજા બધા આત્મા નહીં, તમને સમજમાં આવ્યું ?

**પ્રશ્નકર્તા** : એટલે આત્મા પોતે ચેતનરૂપે સર્વવ્યાપી છે ?

**દાદાશ્રી :** ના. ચેતનરૂપે સર્વવ્યાપી નથી, એનો સ્વભાવ સર્વવ્યાપી છે. છેલ્લા અવતારમાં ચરમ શરીરી હોય ત્યારે એનું લાઈટ આખા બ્રહ્માંડમાં બધે ફેલાય. એટલે એ સાપેક્ષ વસ્તુ છે. દરેકનામાં ના થાય. એ તો આ બધા લોકો મરે જ છે ને ! રોજ રોજ સમશાનમાં જાય છે જ ને !

એટલે આત્મા સર્વવ્યાપક છે એવું કહેવાય છે, પણ એ એના લાઈટથી સર્વવ્યાપક છે, એના પ્રકાશથી સર્વવ્યાપક છે, આ બધેય એ પોતે છે નહીં.

એટલે આત્માનો સર્વવ્યાપક પ્રકાશ છે, એ પ્રકાશ બીજી ચીજોને દેખાડે છે. આ જગતમાં જ્ઞેય અને જ્ઞાતા બેઉ છે કે નહીં ? કે એકલો જ્ઞાતા જ છે ?

**પ્રશ્નકર્તા** : જ્ઞાતા ને જ્ઞેય બેય છે.

**દાદાશ્રી :** તો પછી તમે સ્વીકાર કર્યો ને ? એવું દૃશ્ય ને દ્રષ્ટા, બે છે ને ? બધે ખાલી આત્મા જ છે એવું નથી ને ? જ્ઞેય ને જ્ઞાતા, અને દૃશ્ય ને દ્રષ્ટા બંનેવ છે. આત્મા સિવાય બીજું બધું દૃશ્ય છે અને જ્ઞેય છે. હવે આત્માનો પ્રકાશ એવો છેને, કે જ્યાં જ્ઞેય છે અને દૃશ્ય છે ત્યાં સુધી પ્રકાશ પામે છે.

જેમ આ ઘડામાં એક લાઈટ મૂકેલું હોય એની ઉપર એક ઢાંકણું વાસી દઈએ, તો બહાર અજવાળું પડે નહીં, ફક્ત એ ઘડામાં લાઈટ આપે. પછી ઘડો ફોડી નાખે તો એ લાઈટ ક્યાં સુધી જાય ? જેટલા ભાજનમાં મૂકેલું હોય, જેટલી રૂમમાં મૂકેલું હોય એટલી રૂમમાં પ્રકાશ ફેલાય.

એવી રીતે આત્મા જો નિરાવરણ થાયને, તો આખો લોકાલોકમાં ફેલાય એવો છે. પણ આત્મા આ લોક પૂરતો જ ફક્ત પ્રકાશ આપે છે. અલોકમાં જ્ઞેય નથી એટલે આત્માનો, જ્ઞાતાનો પ્રકાશ જ ત્યાં જાય નહીં. લોક છે અને લોકને લીધે બીજા ભાગને અલોક કહ્યું. અલોકમાં બિલકુલ જ્ઞેયો નથી, આકાશ એકલું જ છે. હવે જ્ઞેય નથી માટે ત્યાં આગળ આત્મા પ્રકાશ કરી શકતો નથી એટલે લોક આખાયને પ્રકાશ કરી શકે એમ છે, અને તે દરેક આત્મા, પણ આવરણ તૂટે તો.

જેમ ઘડામાં લાઈટ મૂક્યું હોય પછી એ ઘડાને જેટલાં કાણાં પાડીએ એટલું અજવાળું થોડું થોડું બહાર આવતું જાય. એવી રીતે આ પાંચ ઈન્દ્રિયથી અજવાળું બહાર પડે છે. હવે પૂર્ણ દશામાં જો કદી આ

દેહ છૂટી જાય તો આખા જગતમાં આ અજવાળું વ્યાપી જાય એવો એનો સ્વભાવ છે.

અત્યારે તો દેહમાં છે. એટલે પહેલું સ્વરૂપનું જ્ઞાન જાણવું, એ જ્ઞાનાવરણ તૂટ્યું કહેવાય. પછી તો એની મેળે કર્મો બધાં ખસે ને તેમ તેમ ઉકેલ આવતો જાય. આત્માના અનંત પ્રદેશ પર કર્મનાં આવરણો છે. જેમ જેમ કર્મોના નિકાલ થતા જાય, તેમ તેમ આવરણો તૂટતાં જાય.

## પ્રમેય પ્રમાણે પ્રમાતા-આત્મા !

એટલે સર્વવ્યાપકનો અર્થ જુદો છે. આ લોકો જેમ જાણે છે, તેવું નથી. સર્વવ્યાપકનો અર્થ એવો છે કે આ લાઈટનો ગોળો છે એ જ ગોળો છે, આ રૂમમાં બધે કંઈ ગોળો નથી, રૂમમાં તો એનો પ્રકાશ જ છે. એવું આખા બ્રહ્માંડમાં પ્રકાશ પામે એવી એક જ આત્મામાં એટલી શક્તિ છે. શુદ્ધાત્મા થયા પછી, બાકી રહેલાં કર્મો પૂરેપૂરાં 'ડિસ્ચાર્જ' થઈ જાય ને જ્યારે કર્મ રહિત થઈ જાય છે, ત્યારે આખા બ્રહ્માંડમાં પ્રકાશ થાય એટલી આત્માની શક્તિ છે.

પણ તે આ લોકો એમ સમજ્યા કે આ બધામાં આત્મા છે, આમાં આત્મા છે, આમાં આત્મા છે, ઊંધું સમજ્યા. ચોપડવાની દવા પી જાય તો શું થાય ? એવું થઈ ગયું છે આ બધું. તે પછી ના બહારનો રોગ મટ્યો, ના અંદરનો રોગ મટ્યો.

એટલે આ લાઈટ બધેય છે એમ કહે, તો એનો અર્થ આપણે એવો સમજવાનો કે ગોળો તો ત્યાંનો ત્યાં જ છે, પણ એનું લાઈટ બધે રૂમમાં છે. આપણે અહીંથી આ ગોળો એક ઘડામાં મૂકી દઈએ ને એની પર કશુંક ઢાંકી દઈએ તો પછી એનું લાઈટ બધે દેખાય ?

**પ્રશ્નકર્તા** : ના દેખાય.

**દાદાશ્રી :** એટલે પ્રમેય હોય તે પ્રમાણે પ્રમાતા હોય. આ પ્રમેય આટલું જ હોય, ઘડામાં ગોળો મૂકી દે, તો ઘડા જેટલો જ પ્રકાશ ફેલાય. પછી બહાર બીજે એનો પ્રકાશ ના હોય.

## પ્રમેય બ્રહ્માંડ, પ્રમાતા પરમાત્મા !

**પ્રશ્નકર્તા** : એક જગ્યાએ વાક્ય વાંચેલું કે ‘જ્ઞાની પુરુષ’ પાસે લાંબા સમય સુધી સત્સંગ કરીને પ્રમાતા, પ્રમાણ અને પ્રમેયનું સ્વરૂપ સમજી લેવું જોઈએ.’ તો આપ આ સમજાવો.

**દાદાશ્રી :** હા. પ્રમેય એટલે, આ શરીર એ પ્રમેય ગણાય અને આ બ્રહ્માંડે ય પ્રમેય ગણાય. આત્મા પોતે પ્રમાતા છે. અત્યારે આત્મા આ દેહમાં છે, તો અત્યારે આત્માનું લાઈટ કેટલું હોય ? એનું પ્રમાણ કેટલું હોય ? કે આ દેહ પૂરતું જ. હવે સંપૂર્ણ જ્ઞાન હોય અને આ શરીર છૂટી જાય, તો એ લાઈટનું પ્રમાણ કેટલું થઈ જાય ? આખા પ્રમેયમાં, આખા બ્રહ્માંડમાં એ લાઈટ ફેલાઈ જાય. પ્રમેય પ્રમાણે પ્રમાતા થઈ જાય. જેવું ભાજન હોય તે પ્રમાણે લાઈટ થઈ જાય ! એટલે કેવળજ્ઞાન થયા પછી જો દેહ છૂટી જાય તો આ પ્રમાતા છે, એ આખા પ્રમેયમાં ફેલાઈ જાય, પોતાનું લાઈટ આખા બ્રહ્માંડમાં ફેલાઈ જાય. અત્યારે પ્રમાણ કેટલું છે ? ત્યારે કહે, ‘આ દેહ પૂરતું જ છે.’

ઘડામાં લાઈટ મૂક્યું હોય તો તે જાડું હોય, ઘડો ફૂટી જાય તો રૂમમાં લાઈટ ફેલાય, પછી તે લાઈટ પાછું પાતળું થઈ જાય. એટલે આ લાઈટ જેમ વધારે ફેલાય તેમ વધારે પાતળું થતું જાય. કારણ કે એ તો પૌદ્‌ગલિક પ્રકાશ છે. અને આત્માનું લાઈટ પાતળું ના થાય, એ લાઈટ તો ગમે તેટલું ફેલાય, આખા બ્રહ્માંડમાં ફેલાય તોય એવું ને એવું જ રહે.

## સાપેક્ષ દૃષ્ટિએ સર્વવ્યાપક !

એટલે ‘આત્મા સર્વવ્યાપક છે’ એ બધાં સાપેક્ષ વાક્યો છે, એને લોક નિરપેક્ષ માની અને ઊંધું બાફે છે અને ચોપડવાની પી જાય છે. એ સાપેક્ષ છે, એટલે શું ? કે બધાં મનુષ્યો મરે છે ત્યારે આત્મા સર્વવ્યાપક થતો નથી. જ્યારે કેવળી કે તીર્થંકર નિર્વાણ પામે ત્યારે એમનો આત્મા જે બહાર નીકળે છે તે આખા બ્રહ્માંડમાં પ્રકાશમાન થાય છે, સર્વવ્યાપક થાય છે. એ દૃષ્ટિએ, સાપેક્ષ દૃષ્ટિએ આત્મા સર્વવ્યાપક છે. કાયમનો સર્વવ્યાપક નથી. ત્યારે આપણા લોકો તો એને સર્વવ્યાપક, સર્વવ્યાપક, સર્વવ્યાપક ગા ગા

જ કર્યા કરે છે. બાકી આ મનુષ્યને જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી એનું અજવાળું બહાર પડતું નથી. એ તો 'ફુલ' જ્ઞાન થાય ત્યારે એ આખા બ્રહ્માંડમાં પ્રકાશ થાય. અને તમારામાં આત્મા તો એવો જ છે, પણ તે નર્યો આવરાયેલો છે.

આત્મા મોક્ષે જાય છે ત્યારે આખો પ્રકાશ બધે જ બ્રહ્માંડમાં ફેલાય છે. સર્વવ્યાપક પ્રકાશ તે બ્રહ્માંડમાં ફેલાય છે. એ દૃષ્ટિએ સર્વવ્યાપક છે. અને આમ જે ભગવાન દેખાય છે. તે તો દિવ્યચક્ષુથી દેખાય છે. અને તે પણ સામું ક્રિએચર હોય તો દેખાય, નહીં તો ક્રિયેશન હોય તો ના દેખાય. આ તો 'ગોડ ઈઝ ઈન એવરી ક્રિએચર વેધર વિઝિબલ ઓર ઈન્વિઝિબલ, નોટ ઈન ક્રિયેશન.' આ મશીનની મહીં ભગવાન નથી. તે આપણા લોકોએ 'દરેક જગ્યાએ ભગવાન છે' એવું ઠોકી બેસાડ્યું.

## જગતમાં બધે જ આત્મા ?

આખું બ્રહ્માંડ ક્રિએચરથી, જીવોથી જ ઠાંસી ઠાંસીને ભરેલું છે અને એ જીવોની મહીં ચેતન રહેલું છે. હા, એટલે જીવોમાં જડ અને ચેતન, બે ભાગ છે. અને ચેતન એ શુદ્ધ ચેતન છે, એ જ આત્મા છે, એ જ પરમાત્મા છે.

**પ્રશ્નકર્તા :** એટલે બધે ઠેકાણે આત્મા સિવાય બીજું કંઈ છે જ નહીં ?

**દાદાશ્રી :** ના. આત્મા એકલો નથી. દરેક જીવમાં અનાત્મા પણ છે ને આત્મા પણ છે. અને સર્વવ્યાપીનો અર્થ તો જુદો છે, પણ આ લોકો તો સમજ્યા વગર બધું ઊંધું લઈ બેઠા છે. એવું જો સર્વવ્યાપી હોય ને તો સંડાસ કરવા ક્યાં જવું ? આમ ઘરમાં સંડાસ અને રસોડું જુદું રાખે છે ને ? બધામાં ભગવાન રહે તો આપણે ક્યાં લાકડાં સળગાવવાં ને ક્યાં લાકડાં ના સળગાવવાં ? એટલે જરા સદ્વિવેક તો સમજવો પડેને ? કૃષ્ણ ભગવાને જડ અને ચેતન, આત્મા અને અનાત્મા એમ બે કહ્યા છે.

આ ચેતન અને જડ એ જુદી જુદી બે વસ્તુઓ છે. જડ છે એને તમે વાપરી શકો, પણ ચેતનને તમે મારો તો તમને પાપ લાગશે. ઝાડ

છે એમાં ચેતન રહેલું છે. એને કાપશો, બાળશો તો પાપ લાગશે. અને અહીં ગમ્મે તેવું લાકડું પડ્યું હોય તેને બાળી નાખો તો વાંધો નહીં. કારણ કે એમાં ચેતન નથી.

## 'તાદૃશ' દૃષ્ટાંતમાં, 'મૌલિક ફોડ' !

એટલે કૃષ્ણ ભગવાને ફોડ પાડ્યો કે આત્મા અને અનાત્મા બે વસ્તુ છે. આ જડને જ જો આત્મા માને તો પછી આત્માની શી દશા થશે ? જો બધે જ ઘઉં છે તો વીણવાનું શું રહ્યું ? ઘઉં ને કાંકરા ભેગા હોય અને કહે કે આ એકલા ઘઉં જ છે તે પછી વીણવાનું જ ક્યાં રહ્યું ?

આ બજારમાંથી તમે ઘઉં લેવા જાવ, ત્યારે તમે વેપારીને શું કહો ? કાંકરા લાવો એમ કહો કે ઘઉં લાવો એમ કહો ? શું કહો ?

**પ્રશ્નકર્તા** : ઘઉં લાવો એવું જ કહેવું પડે.

**દાદાશ્રી :** ક્યાંના ઘઉં એવું ના કહેવું પડે ?

**પ્રશ્નકર્તા** : હા, ગ્વાલિયરનાં ઘઉં.

**દાદાશ્રી :** હા, પછી તમે કહો કે મને જરા ઘઉં કેવા છે બતાવો. એટલે એ તરત સોયો ઘાલતા થોડા ઘઉં કાઢશે, 'જુઓ આખી ગૂણી આવાં ઘઉંની જ છે.' પછી વેપારી એને ઘઉંની ગૂણી કહેશે. લોકોય એને ઘઉંની ગૂણી જ કહેશે. અને ઘેર લાવીએ ત્યારે બાઈ શું કહેશે ? 'એને વીણવા પડશે.' 'અરે, હું તો આ ઘઉં જ લાવ્યો છું, આમાં શેનું વીણવાનું હોય તે ? હું લાવ્યો છું જ ઘઉંને !' એવું તમે કહો. ત્યારે બાઈ કહેશે, 'તમારામાં અક્કલ નથી. ઘઉં-કાંકરા સાથે જ હોય. એનું નામ ઘઉં કહેવાય.' ત્યારે તમે કહો, 'પણ બજારમાંય બધાં એને ઘઉં કહેતાં હતાં ને !' એટલે વ્યવહારમાં એવું જ કહેવાય. વ્યવહારમાં એને ઘઉં જ કહેવાય, પણ કાંકરા સહિત હોય. માટે ઘેર લાવીને કાંકરા વીણવા પડે. વ્યવહાર આવો છે. વ્યવહાર આવું બોલે કે આ ઘઉંની ગૂણ. આપણે કહીએ કે, 'પણ અલ્યા, મહીં કાંકરા છે ને !' ત્યારે કહેશે, 'ના, એવું ના બોલાય, આ ગૂણ ઘઉંની જ છે.' એનું નામ વ્યવહાર. આપણે વ્યવહારને સમજવો પડે ને ?

હું તમારે ત્યાં આવ્યો અને સવારમાં બ્રશ કરવાનું થાય ત્યારે હું કહું કે, 'દાતણ લાવો.' એટલે તમે શું શું ચીજ લાવીને મૂકી દો ?

**પ્રશ્નકર્તા** : બ્રશ, ટૂથપેસ્ટ બધું મૂકવું જોઈએ.

**દાદાશ્રી :** હા, લોટો, પાટલો બધુંય લાવોને ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** પણ હું એકલું જ તમને દાતણ લાવવાનું કહું તો ય તમે આ બધી ચીજ કેમ લાવ્યા ? હા, એટલે વ્યવહાર આવો છે. બોલે આટલું જ, પણ તમારે બધું સમજી લેવાનું. એટલે વ્યવહાર સમજવો જોઈએ. આપણે એકલું બ્રશ લઈને કહીએ 'લ્યો આ બ્રશ.' તો પેલો શું કહે, કે 'ટૂથપેસ્ટ લાવો, પાણી લાવો. ફલાણું લાવો.' તે પાછો ડખો થાય બધો. એના કરતાં આપણે વ્યવહારને સમજી લઈએ.

એટલે વ્યવહારમાં એ ઘઉં કહેવાય ખરા, પણ એની મહીં કાંકરા પણ હોય. એવી રીતે આ વ્યવહારમાં 'બધે આત્મા છે' એવું જે કહ્યું છેને તે આવી રીતે કહ્યું છે. ઘઉં છે ને કાંકરા એની જોડે છે. એવું આત્મા છે અને અનાત્મા ય જોડે છે. બધે આત્મા છે, એ ખરી રીતે એવું નથી. પણ એ વાત બધી સમજવી પડે તો ઠેકાણું પડે.

એટલે આનો અર્થ લોકો અવળું સમજ્યા કે બધા આત્મા છે, એટલે થાંભલામાં ય આત્મા છે, ભીંતમાં ય આત્મા છે. એટલે બધું ઊંધું જ સમજ્યા. એટલે ઘઉં ને કાંકરા કશું જોવાનું જ ના રહ્યું. બધા ય 'ઘઉં જ છે' કહેશે, તો એની આપણે ના નથી કહેતા. પણ એ વેપારીઓ માટે ઘઉં જ છે. પણ ખાનારને માટે તો ઘઉં ને કાંકરા બે ભેગા જ છે ને ? વેપારીઓ માટે શું છે ?

**પ્રશ્નકર્તા** : ઘઉં જ છે.

**દાદાશ્રી :** હા, તે આ જેટલા વેપારીઓ છે ને, એમને માટે આવું છે. પણ ખાનારે તો સમજવું જ જોઈએ ને ! નહીં તો બધે જ ભગવાન છે, તો પછી સાચા ભગવાન ક્યારે જડે તે ?

એટલે લોકો એમ સમજ્યા કે બધામાં આત્મા છે, એનો અર્થ જ નહીંને કશો. ‘બધા ઘઉં છે’ એ તો વેપારી એવું બોલે. કંઈ વેપારી એમ બોલે કે ‘ઘઉં ને કાંકરા બે છે ?’ તો તો આપણે એમ કહીએ કે, ‘કાંકરાને બાદ કરી નાખ.’ પણ વેપારી એમ કહે, ‘બધા ય ઘઉં છે.’ પણ ખાવા હોય તેને ઘઉં ને કાંકરા બે છે.

એટલે કાં તો કાંકરાને ઓળખ ને કાં તો ઘઉંને ઓળખ, બેમાંથી એકને ઓળખીશ તો ચાલશે. આ ઘઉં ને કાંકરા વીણવા હોય તો એમાં કાંકરા એકલા ઓળખે તો ચાલે કે ના ચાલે ?

**પ્રશ્નકર્તા** : કાંકરા ઓળખીએ એટલે બાકી ઘઉં રહ્યા.

**દાદાશ્રી :** એટલે ‘એકને જાણશો તો બેઉ જાણશો’ કહે છે. એટલે અમે તમને ‘શુદ્ધાત્મા’ જણાવીએ છીએ. એટલે બાકી બધું જાણી ગયા.

આ લોકો કેવું બોલે છે ? ‘અરે બેન, ઘઉં વીણ્યા કે ?’ અને વીણતી હોય કાંકરા એ. એટલે આપણી આ ભાષા તો જુઓ. આપણે ત્યાં જઈએ, ને કહીએ કે ‘તમે તો કહેતા હતા ને કે ઘઉં વીણું છું અને તમે તો કાંકરા વીણો છો.’ ત્યારે કહે, ‘ના, ઘઉં જ વીણું છું ને ?’ પણ જો કાંકરા વીણતા હોય છે ને ! કેમ આવું બોલતા હશે લોકો ?

**પ્રશ્નકર્તા** : સાચી સમજ નહીં ને !

**દાદાશ્રી :** આ સંસાર ભ્રાંતિ સ્વરૂપ છે ને, તે બધી વાતોય ઊંધા રૂપે હોય.

## આત્મા નિર્ગુણ કે અનંત ગુણધામ ?

કૃષ્ણ ભગવાને જે ફોડ પાડ્યો છે, એ ફોડને જ જો સમજી જાય તોય સાચો ભક્ત થાય. કૃષ્ણ ભગવાને તો સાયન્સ બધું બહાર પાડ્યું છે અને એમણે કહ્યું કે, ચાર વેદ ત્રિગુણાત્મક છે. આ ચાર વેદો તો લોકોને માટે છે. પણ જેને મોક્ષે જવું હોય તે આ ચાર વેદથી આગળ આવો, ગીતામાં આવો.

**પ્રશ્નકર્તા** : આપે ત્રિગુણાત્મકની વાત કરી, પણ કહેવાય છે કે આત્મા તો નિર્ગુણ છે ને ?

**દાદાશ્રી :** આ જે માન્યતા છેને, આત્મા નિર્ગુણ છે, એ ભૂલ ભરેલી માન્યતા છે. આ દુનિયામાં પથરોય ગુણ વગર નથી. એ પથરો ઢેખાળાનાં પણ કામમાં લાગે ને ?

એટલે આત્મા તો પરમાત્મા છે. એની મહીં બહુ અનંતા ગુણો છે. આ નિર્ગુણનું તમને સમજાવું. શાસ્ત્રકારોએ નિર્ગુણ કહ્યું, પણ લોકો પોતાની ભાષામાં સમજી ગયા. પોતાની ભાષામાં સમજે એટલે ફળ મળે ખરું ?

**પ્રશ્નકર્તા** : ના.

**દાદાશ્રી :** આ શું કહેવા માંગે છે ? કે પ્રકૃતિના ગુણે કરીને આત્મા નિર્ગુણ છે. પ્રકૃતિનો એક ગુણ આત્મામાં નથી. અને પોતાના જે સ્વાભાવિક ગુણો છે, એનાથી ભરપૂર છે. આપને આ સમજમાં આવ્યું ? પ્રકૃતિનો એક પણ ગુણ આત્મામાં નથી, માટે નિર્ગુણ કહ્યું.

## નથી નિર્ગુણ જગતમાં કોઈ !

**પ્રશ્નકર્તા** : પણ એવું કહ્યું છે કે નિરાકાર, નિર્ગુણ બ્રહ્મને તમે જે રીતે ભજો એ રીતે તમારી સામે સાક્ષાત્ હાજર થાય છે. એટલે સાકાર સ્વરૂપે એવું દર્શન પામી શકાય છે.

**દાદાશ્રી :** એવું છે ને, આ લોકોને જે બ્રહ્મ આપ્યો હતો ને તે ભ્રમણાનો બ્રહ્મ હતો. બ્રહ્મ નિર્ગુણ છે જ નહિ. આ તો ભ્રમણાનો બ્રહ્મ છે, આ તો લોકો અણસમજણથી પોતાની ભાષામાં ગમે તેમ ઠોકાઠોક કરે છે.

**પ્રશ્નકર્તા** : પણ, 'બ્રહ્મ છે શું' એ કહો ને !

**દાદાશ્રી :** એ મૂળ વસ્તુ છે. તે અવિનાશી છે. બધા એના કેટલાંય, પાર વગરના ગુણો છે. હવે એને નિર્ગુણ, નિર્ગુણ કરીને ઠોકી બેસાડ્યું અને

એટલે સહુ કોઈ લોકો પણ એવું કહે છે. ત્યારે મારે કહેવું પડે છે, કડક શબ્દમાં કહેવું પડે છે કે 'અલ્યા, પથરામાંય ગુણ હોય છે.' પથરોય ચટણી વાટવા ચાલે કે ના ચાલે ?

**પ્રશ્નકર્તા :** હા, ચાલે.

**દાદાશ્રી :** અને અલ્યા, આત્મા એકલો જ નિર્ગુણ ? એટલે કઠણ શબ્દોથી જરા સમજણ પાડવી પડે ને ? કે આવું ક્યાં સુધી તમે માનશો ? ને આવું માનશો તો ક્યારે આત્મા પ્રાપ્ત થશે ?

એટલે વસ્તુસ્થિતિમાં પથરાને પણ ગુણ છે. પણ આત્માને આ લોકો નિર્ગુણ કહે છે, એવું બધા લોકોએ કહ્યું તેથી આખી વાત ઊંધી થઈ ગઈ. તે પછી મારે એમ કહેવું પડે છે કે આત્મા નિર્ગુણ છે એ વાત સાચી છે. પણ તમે તમારી ભાષામાં લઈ ગયા. એટલે પ્રકૃતિના ગુણથી નિર્ગુણ છે. પ્રકૃતિનો એકુય ગુણ આત્મામાં નથી અને પોતાના ગુણથી સભર છે.

અત્યારે વળી પાછાં એટલે સુધી આવ્યું છે કે આત્માને નિર્ગુણ આત્મા કહે છે. અલ્યા, આ પથરો નિર્ગુણ નથી આ દુનિયામાં અને આત્માને નિર્ગુણ કહો છો ? લાખ અવતારેય તમે શી રીતે મૂળ વસ્તુના ગામ ભણી વળશો ? પથરો ય નિર્ગુણ નથી. ભેંસ પોદળો કરે છે તેય નિર્ગુણ નથી, તેય કામ લાગે છે ને ? લીંપવામાં કામ નથી લાગતો ? એટલે દરેક વસ્તુ ગુણવાળી છે. ગુણ કામ કરે ને ? ધૂળેય કામની કે નહિ ?

હવે અનાદિકાળથી આવી ને આવી ભૂલ ચાલી આવે છે અને તેથી લોકોને માર પડે છે ને ! ધર્મમાં ભૂલ ચાલે જ નહીં. ધર્મમાં ભૂલ હોય જ નહીં. અને ભૂલ હોય તો શું થાય ? અને આ તો વિજ્ઞાન છે. એમાં જરાક ભૂલ થાય તો થઈ રહ્યું, પ્રમાણ જુદું જ થઈ જાય. આપને નિર્ગુણ સમજાયું ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે મૂળ પોતે સગુણ જ છે, અનંત ગુણનું ધામ છે. સ્વાભાવિક ગુણો જે છે એ બહુ બધા છે. પણ પ્રકૃતિના જે ગુણો છે,

એમાંથી એક ગુણ આત્મામાં નથી માટે નિર્ગુણ. આ લોકોએ સ્વીકાર્યું કે આ ગુણો આત્મામાં નથી, માટે આત્મા નિર્ગુણ છે. તેને બદલે લોકો શું સમજી ગયા કે આત્મા નિર્ગુણ જ છે. અલ્યા, જગતમાં પથરોય નિર્ગુણ નથી. કોઈ વસ્તુ ગુણ વગરની નથી. સારા કે ખરાબ, પણ ગુણ વગરની કોઈ વસ્તુ નથી. દરેકમાં ગુણ ખરા, તો આત્મા નિર્ગુણ કેમ હોઈ શકે ?

## અંતે તો પ્રાકૃત ગુણો જ પોષાયા !

**પ્રશ્નકર્તા** : આ સત્ત્વ, રજસ્ અને તમસ્ આ ત્રણ ગુણો છે, એને ને તત્ત્વોને શું સંબંધ ?

**દાદાશ્રી :** આ સત્ત્વ, રજસ્ ને તમસ્ એ ગુણોને શું કરવાના ? એ તો વિનાશી ગુણો છે, પ્રકૃતિના ગુણો છે. અને તત્ત્વો એટલે અવિનાશી વસ્તુ છે.

આ જે સત્ત્વ, રજો અને તમો જે ગુણો છે ને, તે ગુણોના અધિષ્ઠાતા દેવ છે. તે જેને એ ગુણોની જરૂર હોય તે બ્રહ્મા, વિષ્ણુ કે મહેશને ભજે. એટલા માટેનું છે એ. બીજું કંઈ નથી.

**પ્રશ્નકર્તા** : એટલે એમની દેવતાઓમાં ગણતરી થાય ?

**દાદાશ્રી :** ખરી ને, પણ તે એમાં જે ગુણ હોય ને, તે ગુણના એ અધિષ્ઠાતા દેવ છે. એ આ તમોગુણવાળા શિવ હોય અને રજોગુણવાળા વિષ્ણુ કહેવાય અને સાત્ત્વિક ગુણવાળા બ્રહ્મા કહેવાય. તે તે દેવનું પૂજન કરો તો સારું, એ ગુણ વધે. પણ છેવટે તો આત્મા જાણવો પડશે.

**પ્રશ્નકર્તા** : પણ શાસ્ત્રમાં વર્ણન આવે છેને બ્રહ્મા, વિષ્ણુ ને મહેશનું, તો એ બધું શું છે ?

**દાદાશ્રી :** આ તો પ્રકૃતિ મજબૂત કરવા માટે આ મૂર્તિઓ મૂકેલી છે. વિષ્ણુ રજોગુણ છે, મહેશ તમોગુણ છે અને બ્રહ્મા સત્ત્વગુણ છે. એ ત્રણ ગુણોને મજબૂત કરવા માટે આપણા લોકોએ મૂર્તિઓ સ્થાપી છે. એટલે આમની પૂજા કરવાથી આ ગુણ મજબૂત થાય. પણ એ ગુણો પાછા ધીમે ધીમે નાશ થાય.

**પ્રશ્નકર્તા** : તો પછી આ બ્રહ્મા, વિષ્ણુ કે મહેશને પૂજવાનો કશો અર્થ જ નહીં ને ?

**દાદાશ્રી :** અર્થ ખરો ને ! માણસે પ્રકૃતિ તો મજબૂત કરવી જ જોઈએને ! પ્રકૃતિ મજબૂત કરે તો આગળ વધે.

## રૂપકો, લૌકિક ને અલૌકિક દૃષ્ટિએ....

**પ્રશ્નકર્તા** : શિવાલયમાં અષ્ટાંગયોગનાં, યમ-નિયમ-આસન-પ્રાણાયામ-પ્રત્યાહાર-ધ્યાન-ધારણા ને સમાધિ, એ આઠે આઠ અંગનાં ત્યાં પ્રતીક મૂક્યાં છે. કાચબો એ પ્રત્યાહારનું પ્રતીક, નંદિશ્વર એને આસન કહેવાય, પાર્વતીજી એ ધારણા, શંકર મહાદેવ એ સમાધિ...

**દાદાશ્રી :** આ બધાં રૂપકો છે. આમાં જેટલું પેઠા હોયને, તે પેઠા પછી જેમ તેમ જલદી, આપણાં ઘર ભણી નીકળી જવાનું છે. આ બધાં રૂપકો તો સામાના ફાયદા માટે આપેલાં. પણ ફાયદો થાય તો થાય, નહીં તો એમ ને એમ રૂપકો તો રૂપકો રહે. પણ આ તો રૂપકોને લોકો સત્ય માનતા થયા છે. આ બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ એવી કશી કોઈ વસ્તુ જ નથી. આ તો સત્ત્વ, રજો ને તમો, આ ત્રણ ગુણનાં રૂપક આપેલાં છે.

**પ્રશ્નકર્તા** : ક્રીએટર, પ્રીઝર્વર અને ડીસ્ટ્રોયર.

**દાદાશ્રી :** હા, અને એમાં તીર્થંકરોની ભાષામાં શું છે, તે તમે જાણો છો કે ?

ઉત્પાદ, વ્યય ને ધ્રૌવ, એ તીર્થંકરોની ભાષા. આ ત્રણેય શબ્દો, પેલાં બધાં રૂપકોથી આમ બધું ગૂંચાઈ ગયું અને રૂપકો તો તે વખતના લોકો સમજ્યા. પણ કાળ બદલાયો ત્યારે આખું બધું ગૂંચાયું. જે યુગ હોય ને તે યુગમાં સમજી જાય, પણ યુગ બદલાય ત્યારે બધું ગૂંચાય.

તે આ લોકોએ તો બધું ગૂંચવી નાખેલું. હવે બ્રહ્મા ખોળવા જઈએ તો ક્યાં મળે ? દુનિયામાં કોઈ જગ્યાએ મળે ? અને વિષ્ણુ ખોળી આવે, તો વિષ્ણુ જડે ? અને મહેશ્વર ?

આપણે પૂછીએ, 'શું ધંધો એમનો ? વેપાર શો ?' ત્યારે કહે, 'બ્રહ્મા સર્જન કરે. વિષ્ણુ આ બધું ચલાવે, પોષણ કરે. અને પેલા મહેશ્વર, એ મારકણા, સંહાર કરે.' અલ્યા, સંહાર કરનારાને અહીં પગે લાગવાનું હોય ?

એવું છે, આ જગતની હકીકત જાણવી હોય, તો આ જગતમાં છ તત્ત્વો નિરંતર સમસરણ કર્યા જ કરે છે અને છયે તત્ત્વો 'ઈટર્નલ' છે. 'ઈટર્નલ' એટલે બનાવનાર કોઈ હોય ? બનાવનારની જરૂર પડે ખરી ? 'ઈટર્નલ' વસ્તુને કોઈકે બનાવ્યા વગર તો બને જ નહીં એવું કહે તો ખોટી વાત છે ને ? એટલે એને બનાવનાર કોઈ હોય નહીં.

છતાં લોક પૂછે, 'કોઈક તો બનાવનાર તો જોઈએ ને ?' અરે, તું 'ઈટર્નલ' શબ્દ સમજી જાને ! આ છ ઈટર્નલ વસ્તુ છે, તેનો સ્વભાવ શો છે ? એ એનાં ગુણધર્મવાળાં છે. કારણ કે 'ઈટર્નલ' વસ્તુ કોને કહેવાય કે જે ગુણધર્મસહિત હોય. પોતાના ગુણોય હોય અને ધર્મેય હોય. ધર્મ એટલે અવસ્થાઓ, પર્યાય ! તો આ છ એ વસ્તુઓ પોતાના ગુણ, પર્યાય સાથે છે. અને રીતસર પરિવર્તન કરે, એકબીજાના સામસામી બધા, આમ. જેમ આ ચંદ્ર, પૃથ્વી અને સૂર્યના પરિવર્તન થવાથી પેલા ગ્રહણ થાય છે, એવું આ તત્ત્વોનું એકમેકની સાથે પરિવર્તન થવાથી બધી અવસ્થાઓ ઊભી થાય છે.

હવે ગુણ છે તે નિરંતર સાથે રહેનારા છે. એટલે એમાં વધઘટ ના થાય. અને પર્યાય, અવસ્થાઓ ફર્યા કરે. તેનું શું કહ્યું ? કે પર્યાય ઉત્પન્ન થાય, પછી વિનાશ થાય, ઉત્પન્ન-વિનાશ થયા કરે છે, અને ધ્રૌવતા છોડતું નથી. ઉત્પન્ન-વિનાશ છે તે અવસ્થાથી અને ધ્રૌવતા સ્વભાવથી જ છે.

એટલે આ 'ઈટર્નલ' વસ્તુ પોતાનાં ગુણ અને પોતાના પર્યાયસહિત છે, હવે એ પર્યાય કેવા છે ? ત્યારે કહે, 'ઉત્પન્ન થવું, વિનાશ થવું. ઉત્પન્ન થવું, વિનાશ થવું.' અને વસ્તુ 'પરમેનન્ટ' રહે છે. 'પોતે' જીવતો રહે, કાયમ રહે. અને અવસ્થાઓ ઊભી થાય અને નાશ થાય. એટલે ઉત્પાદ ધ્રૌવ ને વ્યય કહ્યું. એ ત્રણને આ લોકોએ બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર કહ્યા.

તે લોકોના ફાયદા માટે, ત્યારે લોકો સમજ્યા જુદું ને ચોપડવાની હતી તે પી ગયા. ચોપડવાની પી જાય તો શું ફાયદો થાય ?

એટલે આપને સમજાયું બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ, એ શું છે ?

**પ્રશ્નકર્તા** : ત્રણ તત્ત્વો છે.

**દાદાશ્રી :** ના, એ ત્રણ તત્ત્વોય નથી, વસ્તુસ્થિતિમાં !

એટલે 'ઉત્પાદ'ને આ લોકોએ બ્રહ્મા કહ્યું. 'વ્યય'ને સંહારક કહ્યું, મહેશ કહ્યું અને 'ધ્રૌવતા'ને વિષ્ણુ કહ્યું. તેનું આ લોકોએ રૂપક મૂકેલું. એ શોધખોળ માનોને ! સારું કરવા ગયા, પણ પછી બહુ દહાડે તો અવળું જ થઈ જાય ને કે ના થઈ જાય ? એટલે પછી બ્રહ્માની મૂર્તિઓ મૂકી લોકોએ.

અને આ લોકોએ તો ગીતાનીયે મૂર્તિ બનાવી, ગાયત્રી માતાની મૂર્તિ બનાવી. કશું બાકી રાખ્યું નહીં ને ! અલ્યા, પણ ગાયત્રી માતાની મૂર્તિ ના બનાવશો. એ તો મંત્ર છે, સરસમાં સરસ મંત્ર છે. અને એ મંત્રને મંત્ર તરીકે બોલવાનો છે, મૂર્તિ તરીકે ભજવાનો નથી. ગીતા છે તે વાંચવાની છે, ભણવાની છે, સમજવાની છે, તેને બદલે ગીતાની મૂર્તિ બનાવી દીધી. અને એને પગે લાગ્યા ! અને ગીતાની મૂર્તિને પગે લાગવા ગયા એટલે કૃષ્ણ ભગવાન ભૂલાઈ ગયા. કૃષ્ણ ભગવાન રહી ગયા ને આ મૂર્તિ આવી ગઈ ! એમ લોકોએ બાફી નાખ્યું !

એટલે આ એની પાછળ રહસ્ય હતું બધું, તે રહસ્ય માર્યું ગયું છે ! લોકોને સારે રસ્તે ચઢાવવા માટે કહેલું છે, પણ જ્યારે એનાથી ઊંધું થાય તો એ ખોદીને કાઢી ના નાખવું જોઈએ ? નવા ફાઉન્ડેશન ના નાખવા જોઈએ ?

તે આવાં રૂપક કરવા ગયા તે આપણી પ્રજા ફસાઈ ગઈ, એના કરતાં સાયન્ટિફિક રીતે 'જેમ છે તેમ' એ રહેવા દેત, તો શું ખોટું હતું ? ખોટું છે એમાં ? તે વચ્ચે આ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર લાવ્યા !

**પ્રશ્નકર્તા** : પણ દાદા, એ કલ્પનાયે એવી કરીને મૂકી દીધેલી છે,

તે કેટલાંય વર્ષોથી એ કલ્પના ચાલી આવે છે.

**દાદાશ્રી :** અને મૂળ વસ્તુ જડતી નથી. તે પછી મેં ખોળી કાઢીને હવે લોકો આગળ મૂકવા માંડ્યું.

એટલે આ તત્ત્વોની જે અવસ્થાઓ છે ને, તેના આ રૂપક મૂકેલાં છે. તે લોકો ભૂલી ના જાય એટલા માટે જ. ત્યારે આપણા લોકોએ જાણ્યું કે આ લોકો બધા ચલાવનારા છે. વિષ્ણુ ચલાવે છે, ફલાણા ચલાવે છે, તો કેટલા ઉપરી ઠર્યા આપણા ?

**પ્રશ્નકર્તા** : ત્રણ.

**દાદાશ્રી :** ના, ના, ત્રણ નહીં, બધા કેટલાય. પાછું યમરાજેય ઉપરી ! ઠેર ઠેર ઉપરી !! પછી માણસ બિચારો ગભરાઈ ગયેલો હોય ને ? પછી માણસ ગભરાયેલો ના દેખાય ?

તેથી મેં કહ્યું, કોઈ બાપો ય ઉપરી નથી. ઉપાધિ છોડો છાનામાના. તમારી ભૂલો અને તમારાં 'બ્લંડર્સ' એ જ તમારાં ઉપરી છે ! આ તમે ના સમજ્યા, તેમાં બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર શું કરે ?

એટલે વસ્તુનો સ્વભાવ છે - ઉત્પાદ, વ્યય ને ધ્રૌવ ! સિદ્ધક્ષેત્રમાં ત્યાં આગળ સિદ્ધ ભગવાનોને આ જગત આખું ઉત્પાદ, વ્યય, ધ્રૌવથી દેખાયા કરે. મૂળ ગુણોથી ના દેખાય. ઉત્પાદ, વ્યય, ધ્રૌવથી દેખાય.

હવે આ અવસ્થાઓ ઉત્પન્ન થાય છે. એટલે ઉત્પાદ, વ્યય ને ધ્રૌવ લખ્યું. એને પાછાં બીજા શબ્દોમાં લખ્યું, ઉત્પન્નેવા, વિઘ્નેવા અને ધ્રુવેવા.

બાકી આ દુનિયામાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ એ બધું રૂપકો છે. તે અમુક વખત સુધી એ રૂપકે બહુ ફાયદા આપ્યા. અને એ જ રૂપક અત્યારે નુકસાનકારક થઈ પડ્યાં છે. એટલે આપણે રૂપક કાઢી નાખવા માગીએ છીએ કે ભઈ, બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ, જેવું કોઈ છે નહીં. તું છે અને ભગવાન, બે જ છે. બીજું કોઈ છે નહીં. અને પેલા યમરાજ કોઈ છે નહીં. નકામી વાત બધી તારા મનમાંથી કાઢી નાખ. આ હું 'જેમ છે એમ' કહેવા માગું છું કારણ કે રૂપકોની અત્યારે શી જરૂર છે ? રૂપકોની તો ક્યારે

જરૂર હતી ? કે જ્યારે ગાય રાખી અને દૂધ ખાઈને પાછાં ધ્યાનમાં બેસે ! પણ તેમની બુદ્ધિ 'કલ્ચર્ડ' નહોતી. તે કાળ સારો એટલે જોઈતી વસ્તુ એની મેળે ઘેર આવ્યા કરે. એટલે ભાઈને 'કલ્ચર્ડ' બુદ્ધિ થાય ખરી ? અને અત્યારે તો ખાંડ નથી મળતી, ઘી સારું નથી મળતું, ફલાણું નથી મળતું, જો 'કલ્ચર્ડ' બુદ્ધિ થઈ છે અત્યારે ! આવી 'કલ્ચર્ડ' બુદ્ધિ કોઈ કાળે થઈ નહોતી. પણ આ બુદ્ધિ વિપરીત છે. આને સમ્યક્ કરનાર જોઈએ. એ જ વિપરીતને જ્ઞાની સમ્યક્ કરી આપે. અજવાળું છે પણ એને અવળે રસ્તે વાપરે છે. તેને સદ્‌રસ્તે વાપરે, એવું કરી આપનાર જોઈએ. બાકી અત્યારે તો વિચારશીલ થયાં. પહેલાં તો વિચારશીલ હતું જ નહીં આવું બધું. અને સત્યુગમાં વિચાર કરવાનો વખત જ નહોતો. સત્યુગમાં તો દરેક વસ્તુ ઘેર બેઠાં આવે, ત્યાં શેનો વિચાર કરવાનો હોય ? એટલે કળિયુગમાં જ ખરો વિચાર તો કરવાનો.

આ બધી બનાવટ છે. આ જગતમાં કોઈ એવો માણસ નહીં પાક્યો હોય કે જેને સંડાસ જવાની સ્વતંત્ર શક્તિ હોય. આ તો બધાં રૂપકો મૂકેલાં છે. એટલે આ તો બધી જેટલી લખી છે, એ બધી ખોટી વાત છે. બુદ્ધિમાં ના સમજાય એ જાણવું કે ખોટી છે. આપણા લોકોને બુદ્ધિમાં કેમ સમજાય છે ? ત્યારે કહે, 'આપણા લોકો લીહટ થઈ ગયા છે.' ફોરેનના સાયન્ટિસ્ટોને પૂછો ને, એમની બુદ્ધિ ચોખ્ખી હોય. અને આપણા લોકોની બુદ્ધિ કેવી હોય ? લીહટ. આ ફોરેનવાળા કહે કે આ પ્રમાણે આવું હોઈ શકે જ નહીં. તે મારી બુદ્ધિ પણ લીહટ નહીં પહેલેથી, એટલે હું સમજી જઉં કે આ ખોટાં તોફાન માંડી બેઠો છે. બાકી હું તો સાચું હોય તેને તરત સાચું કહીં દઉં. અને હું જે પદમાં બેઠો છું અત્યારે, ત્યાં મારે શું બોલવું જોઈએ ? કે જે 'છે' એને 'હા' કહેવી જોઈએ ને 'નથી' એને 'ના' કહેવી જોઈએ. 'ના' ના કહે તો લોકો ઊંધે રસ્તે ચાલે. ના પૂછે તો મારે કશો વાંધો નથી. પણ પૂછે તો મારે બોલવું જોઈએ કે આ 'કરેક્ટ' છે કે નહીં.

જુઓને, જમરાજા ઠોકી બેસાડેલું છે ને ? કશું બાપોય કોઈ નથી, જમરા નામનું જીવડું જ હતું નહીં. એ નિયમરાજ હતા. હવે આવું ઠોકી બેસાડેલું.

જે જે આપણે રાજમહેલો કર્યા હતા ને, એ બધા અત્યારે જૂના થઈ ગયા, એટલે ઊંધું ફળ આપે છે. માટે 'ડીમોલ્યુશન' કરો. કારણ કે ફળ સારું ક્યાં સુધી આપે ? નવા નવા હોય ત્યાં સુધી. પછી મધ્યમ પ્રકારનું, પછી તેથી અર્ધ મધ્યમનું અને પછી બૂરું ફળ આપે. તે આ અત્યારે બૂરું ફળ આપે છે. એટલે આને 'ડીમોલ્યુશન' કરી નાખો.

જ્યાં સુધી જેમ નવું મકાન હોય ત્યાં સુધી, થોડો વખત સુધી, 'હેલ્પફુલ' થાય, પણ જ્યારે જૂનું થઈ જાય ત્યારે માથે પડે કે ના પડે ? આમ થાંભલા પડતા હોય, આમ નળિયાં પડતાં હોય, આમ લાદી ઉખડી ગયેલી હોય. એ સ્થિતિ અત્યારે આ થઈ છે. એટલે 'હેલ્પફુલ' થવાનું તો ક્યાં ગયું, કેટલાંય વર્ષથી આ 'હેલ્પફુલ' નથી કરતું. પણ લોકોને ગૂંચાળામાં નાખ્યા છે. અને તેમાં કશું છે નહીં.

હવે આ આપણે પૂછીએ કે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર શું છે ? એ કહેશે, 'ભાઈ, એ દેવો જ છે ને.' આ ના સમજે. આ તો 'જ્ઞાની પુરુષ' સિવાય આનો કોઈ ફોડ પાડે નહીં. બુદ્ધિજન્ય જ્ઞાનથી પર હોય તો જ આ વાતનો ફોડ પડે. નહીં તો બુદ્ધિજન્ય જ્ઞાનથી આ ફોડ પડે નહીં અને જગત બુદ્ધિજન્ય જ્ઞાનમાં ફસાયેલું છે.

એટલે આ બધી વાત નહીં સમજણ પડવાથી ભ્રમ પેસી ગયો છે.

**પ્રશ્નકર્તા** : મારો ભ્રમ નીકળી ગયો.

**દાદાશ્રી :** હા, બરોબર છે. બીજું કંઈ પૂછવું હોય તો પૂછજો. અહીં બધું પૂછાય.

## મોક્ષ એટલે સ્વ-ગુણધર્મમાં પ્રવર્તના !

**પ્રશ્નકર્તા** : મોક્ષ કહે છે, એ મોક્ષ વસ્તુ શું છે એ આપ સમજાવો.

**દાદાશ્રી :** મોક્ષ એટલે પોતે પોતાના ગુણધર્મમાં આવી જવું, પોતાના સ્વભાવમાં આવી જવું. અને સ્વ-સ્વરૂપમાં રહીને નિરંતર સનાતન સુખમાં રહેવું, એનું નામ જ મોક્ષ !

## 'કરેક્ટનેસ' સમજવી, 'જ્ઞાની' પાસે !

**પ્રશ્નકર્તા** : કેટલાક મતાવલંબીઓ એવું પણ કહે છે કે ત્યાં મોક્ષમાં શું કામ તમારે જવું છે ? ત્યાં તમને સ્વતંત્ર સુખ નથી. એવો ટોણો મારે છે.

**દાદાશ્રી :** એ તો આ છેલ્લી ભૂમિકા ઉપર ધૂળ ઉડાડી રહ્યા છે. એ લોકો એમની દુકાન ચલાવવા માટે આ બધી ધૂળ ઉડાડી રહ્યા છે. મેં શોધખોળ કરેલી છે કે 'કરેક્ટનેસ' શું છે ! હું બધી શોધખોળ કરતાં કરતાં આવેલો છું ને બધી શોધખોળ કરીને લાવ્યો છું.

એટલે એવું બોલનારા જો કદી અહીં આગળ આવે ને ત્યારે એ જ કહેશે, 'સાહેબ, મને મોક્ષ આપો.' કારણ કે આમનો મત ફેરવતા વાર જ નહીં ને ! મત તો સિદ્ધાંતિક હોવો જોઈએ.

**પ્રશ્નકર્તા** : એ તો આપનો પ્રતાપ હોય ને !

**દાદાશ્રી :** ના, એવું નહીં. પણ આમાં ખોટું હોય તો ના ચાલે. સાચું હોય ને, તે બધાએ કબૂલ કરવું જ પડે. સાચું હોય તે કોઈથીય અટકાવાય નહીં. એનું ખોટું છે એટલે છોડી દેવું પડે ને !

છતાં જગત છે, એટલે એ લોકો જે કહેતા હોય, એ એનું 'ડેવલપમેન્ટ' એવું છે. અને એટલે સુધી 'ડેવલપમેન્ટ' જો ના હોય ને તો આ ક્રિયાકાંડ ને એ બધું થાય નહીં ને બુદ્ધિ વધે નહીં. બુદ્ધિ વધ્યા પછી બળાપો વધતો જાય અને બળાપો વધ્યા પછી જ એને મોક્ષની જરૂર પડે છે.

માણસને જેટલી બુદ્ધિ વધે એટલો બળાપો એમને 'કાઉન્ટર વેઈટ'માં વધતો જ જાય. હા, તે વેદાંત ને એ બધું બુદ્ધિ વધારવાનું સાધન છે. તે બુદ્ધિને 'ડેવલપ' કર કર કર્યા કરે. અને બુદ્ધિ વધે એટલે પછી બળાપો ઉત્પન્ન થાય. ત્યારે કહે, 'હવે હું ક્યાં જાઉં ?' ત્યારે કહે, 'વીતરાગ પાસે જાવ.' પણ ભગવાને બેઉને 'એક્સેપ્ટ' કર્યા છે. વેદાંતમાર્ગથી અને જૈનમાર્ગથી, બન્ને માર્ગથી સમકિત થાય છે. બેઉ માર્ગે પોતાના સ્વતંત્ર માર્ગમાં રહીને સમકિત થાય એવું છે.

## આત્માને બંધન....

**પ્રશ્નકર્તા** : તો પછી આત્મા પોતે સ્વતંત્ર અને મુક્ત છે, સચ્ચિદાનંદ છે ?

**દાદાશ્રી :** સ્વતંત્ર નથી. એ પાછું તમને કોણે કહ્યું કે આત્મા સ્વતંત્ર છે ?

**પ્રશ્નકર્તા** : શાસ્ત્ર એમ કહે છે કે આત્મા સ્વતંત્ર છે.

**દાદાશ્રી :** ના, સચ્ચિદાનંદ સ્વરૂપ છે પણ સ્વતંત્ર નથી. તેથી તો આ વેશ થયો છે. સ્વતંત્ર હોય તો તો હમણે મુક્તિ જ થઈ જાય ને ! વાર જ શું લાગે ? આ તો એવો બંધાયેલો છે, તે જો સાંકળ લોઢાની આવી જાડી હોતને, તેનાથી બંધાયો હોતને તો આપણે 'ગેસ કટીંગ' કરીને કાપી નાખત. પણ આ તો એવો બંધાયેલો છે કે જે તૂટી જ ના શકે. એ સાંકળેય કેવી જાતની ! કવિએ શું લખ્યું છે ? 'અધાતુ સાંકળીએ પરમાત્મા બંદીવાન.' અધાતુ સાંકળીએ એટલે આ પ્રકૃતિની સાંકળીએ એમાં બંધાયો છે.

'સ્વતંત્ર' શેમાં વાંચી લાવ્યા છો ? આવાં જે પુસ્તકો વાંચો છો એ 'સર્ટિફાઈડ' કરેલાં પુસ્તકો વાંચો છો કે બીજા 'અનસર્ટિફાઈડ' પુસ્તક વાંચો છો ?

**પ્રશ્નકર્તા** : પણ શાસ્ત્રો તો એમ જ કહે છે કે આત્મા સ્વતંત્ર ને મુક્ત છે.

**દાદાશ્રી :** કોઈ કહેતું નથી. સ્વતંત્ર હોય તો મોક્ષ કરવાનો, મુક્તિનો માર્ગ જ ક્યાં રહ્યો પછી ? એ શાસ્ત્રને કહીએ, 'તમે શું કરવા પુસ્તક બન્યા ? તમારી શી જરૂર હતી અહીં આગળ ? આત્મા સ્વતંત્ર નથી, એટલે બંધનમાંથી છોડાવવા માટે તમે જન્મ્યા છો બધા.' જો સ્વતંત્ર હોય તો શાસ્ત્રની જરૂર હોય ખરી પછી ?

જે એમ કહે કે 'આત્માને બંધન નથી', તેને 'મોક્ષ પણ નથી' એમ

બોલી શકાય અને જે 'આત્માને બંધન છે' એમ કહે છે, તેને 'મોક્ષ પણ છે' એવું કહેવું પડે. આ વિરોધાભાસ જેવી વસ્તુ નથી. આપને સમજાયું ને ? જે આવું માને છે કે આત્માને બંધન નથી, તો પછી એને મોક્ષની જરૂર જ નથી. કારણ કે આત્મા મોક્ષમાં જ છે. પણ મોક્ષ સ્વરૂપ શું છે, એ સમજવું જોઈએ.

કેટલાક તો એમ કહે છે કે, 'આત્માને બંધન જ નથી.' એ વાત તો સાચી છે. પણ જો આત્માને બંધન નથી, તો પછી મંદિરમાં કેમ જાવ છો ? શાસ્ત્રો કેમ વાંચો છો ? ચિંતા કોને થાય છે ? એ બધું પાછું વિરોધાભાસ થયું ને ? 'આત્માને બંધન નથી' એ વાત તો સો ટકા સાચી છે. પણ કઈ અપેક્ષાએ બોલવાનું ? આ તો નિરપેક્ષ વાત છે. આત્માને જ્ઞાનભાવે બંધન નથી, અજ્ઞાનભાવે બંધન છે. તમને જ્ઞાનભાવ આવ્યો કે 'હું શુદ્ધાત્મા છું' તો 'તમને' બંધન નથી. અને જ્યાં સુધી 'હું જ ચંદુભાઈ છું' એવો ભાવ છે ત્યાં સુધી બંધન જ છે.

જે જે આપણને દુઃખદાયી લાગતું હોય તો એ બંધન જ કહેવાય. નહીં તો જગતના લોકોને તો બંધનનુંય ભાન નથી થયેલું કે 'હું બંધનમાં છું.'

કોઈ જીવને પોતાને બંધન ગમતું જ નથી. તમને બંધન ગમે છે ?

**પ્રશ્નકર્તા** : નહીં.

**દાદાશ્રી :** છતાંય રહેવું શેમાં પડે છે ?

**પ્રશ્નકર્તા** : બંધનમાં.

**દાદાશ્રી :** આખો દહાડો બંધનમાં જ રહેવાનું. જીવ માત્ર બધા બંધનમાં જ પડ્યા છે. અમારા જેવા 'જ્ઞાની પુરુષ' મુક્ત હોય, પણ તે કોઈક કાળે વર્લ્ડમાં એકાદ હોય. નહીં તો 'જ્ઞાની' જગતમાં હોય જ નહીં ને ! 'જ્ઞાની પુરુષ' એ મુક્ત હોય, એટલે એ પોતે કોઈ ચીજથી બંધાયેલા ના હોય. એટલે એમને બોજો ના લાગે, ભય ના લાગે, કશું કોઈ ચીજ એમને સ્પર્શે નહીં. અને એવું 'પોતાને' થવાની જરૂર છે. પણ તે 'જ્ઞાની

પુરુષ' હોય તો જ એમની પાસે થઈ શકાય. 'જ્ઞાની પુરુષ' તો હજારો વર્ષ સુધી નથી હોતા. કોઈક ફેરો 'જ્ઞાની પુરુષ' હોય ત્યારે મુક્ત થઈ જવાય.

## મોક્ષદાતા મળ્યે, મળે મોક્ષ !

**પ્રશ્નકર્તા** : મોક્ષ એ આશાની નિષ્પત્તિ છે, એવું કહી શકાય ?

**દાદાશ્રી :** ના, મોક્ષ તો પોતાનો સ્વભાવ જ છે.

**પ્રશ્નકર્તા** : તો પછી ઘણાખરા લોકોએ વારંવાર મોક્ષની પ્રાપ્તિ માટેના જ કેમ રસ્તા બતાવ્યા ?

**દાદાશ્રી :** ખરી રીતે તો એવું છે ને, એ એમની ભાષાનો મોક્ષ બોલે છે. બાકી મોક્ષની કોઈને પડી જ નથી. બધાને આ જ જોઈએ છે કે 'હમકુ ક્યા, હમ કૌન ?' એવું જ જોઈએ છે. અને જો કોઈ સાચો પુરુષ નીકળેને, તેને આ મોક્ષનો માર્ગ મળ્યા વગર રહે જ નહીં. આ તો કંઈની કંઈ દાનત ચોર છે ને માન-તાનમાં ને 'હમ'માં પડ્યા છે, તેમાં કશુંય પામ્યા નથી.

'હમ' એટલે અહંકાર, તે આ અહંકાર ખલાસ થાયને તો ભગવાન થાય.

**પ્રશ્નકર્તા** : મોક્ષ માંગવાથી એ મળી જાય ?

**દાદાશ્રી :** માંગવાથી બધું જ મળી જાય પણ મોક્ષદાતા હોય તો. મોક્ષદાતા હોવા જોઈએ, એ પોતે મોક્ષમાં રહેતા હોય તો, બાકી બહાર કોઈએ મોક્ષની વાત કરવી જ નહીં. ત્યાં ધર્મની વાત કરવી, એ તમને સારા ધર્મ ઉપર ચઢાવશે.

**પ્રશ્નકર્તા** : મોક્ષદાતા ક્યાંથી ખોળવા ?

**દાદાશ્રી :** 'આ' અહીં એકલા જ છે. જ્યારે આવવું હોય ત્યારે આવજો. નહીં તો તમારા ભાઈબંધને મોક્ષ મળે પછી આવજો. એને સ્વાદ આવે એટલે એને પૂછીને આવજો.

## મોક્ષ પામવાનો ભાવ કોનો ?

**પ્રશ્નકર્તા** : મોક્ષ તો જીવનો કરવાનો છે ને ?

**દાદાશ્રી** : જે બંધાયેલો છે, તેનો મોક્ષ કરવાનો છે.

**પ્રશ્નકર્તા** : બંધાયેલો છે એ કોણ છે ?

**દાદાશ્રી** : ભોગવે છે તે, બંધન અવસ્થા ભોગવે છે એ બંધાયેલો છે.

**પ્રશ્નકર્તા** : 'પર્ટિક્યુલરલી' એનું નામ શું ?

**દાદાશ્રી** : બંધન અવસ્થા કોણ ભોગવે છે ?

**પ્રશ્નકર્તા** : જીવ જ ભોગવે છે ને ?

**દાદાશ્રી** : તમે ભોગવતા નથી ?

**પ્રશ્નકર્તા** : તમે એટલે કોણ ?

**દાદાશ્રી** : ત્યારે કોણ ભોગવે છે ? જીવ ? ને તમે જોયા કરો છો ? મોઢે તો બોલો છોને કે 'હું ભોગવું છું.'

**પ્રશ્નકર્તા** : હું એટલે કોણ એ સવાલ રહ્યો.

**દાદાશ્રી** : એ જ, અહંકાર.

**પ્રશ્નકર્તા** : અહંકાર એ જીવનું સ્વરૂપ જ છે ને ?

**દાદાશ્રી** : જીવને તો બાજુએ મૂકો. જીવને શું લેવાદેવા ? જીવ તો વસ્તુ નથી ને ! એ તો આત્માનું વિશેષણ છે, જીવાત્મા કે ભઈ, આવો અહંકાર હોય ત્યાં સુધી જીવાત્મા. અહંકાર ખલાસ થયો એટલે આત્મા છૂટો. પણ અહંકાર ઓછો થઈ જાય અને પોતાના સ્વરૂપનું ભાન થાય એટલે અંતરાત્મા થયો અને અંતરાત્મા થઈને પછી પરમાત્મા થાય.

**પ્રશ્નકર્તા** : તો મોક્ષ પામવાનો ભાવ, એ કોનો ભાવ કહેવાય ?

**દાદાશ્રી :** મોક્ષ પામવાનો ભાવ એ બંધાયેલાનો છે. જે બંધાયેલો હોય તેને છૂટ્ટા થવાની ઈચ્છા છે. એટલે એ અહંકારનો ભાવ છે. આત્માને તેવો ભાવ નથી. આત્મા તો છૂટ્ટો જ છે ને !

**પ્રશ્નકર્તા** : આત્મા ભોક્તા નથી, તો એ શેનાથી છૂટવા માંગે છે ?

**દાદાશ્રી :** એનો છૂટવાનો ભાવ નથી. એ છૂટો જ છે. આ જે બંધાયેલો છે એને છૂટવું છે. બંધાયેલો છે એ ભોક્તા છે ને એ કર્તા ય છે. જે કર્તા છે, એ ભોક્તા છે; એ છૂટવા માગે છે !

એવું છે, આ બંધને ય અહંકારે ઊભું કર્યું છે અને આ મુક્તિ ય અહંકાર ખોળે છે. કારણ કે અહંકારને હવે પોષાતું નથી. આ તો 'એ' જાણે કે આમાં કંઈક સ્વાદ નીકળશે, પણ કશો સ્વાદ નીકળ્યો નહીં એટલે પાછો મુક્તિ ખોળે. બાકી આત્મા મુક્ત જ છે, સ્વભાવે જ મુક્ત છે. 'આત્મા સ્વભાવથી જ મુક્ત છે' એટલું જ જો 'એને' સમજાઈ જાય કે બસ, કામ થઈ ગયું.

## ....ને આવાગમન પણ અહંકારને જ !

**પ્રશ્નકર્તા** : અને આત્મા તો અજન્મા જ છે ને ?

**દાદાશ્રી :** હા, 'આત્મા' સ્વભાવથી જ અજન્મા છે ને 'પોતે' પણ અજન્મા છે જ. પણ 'પોતે' 'આત્મારૂપ' થાય તો 'પોતે' અજન્મા થાય. બાકી 'પોતે' તો 'ચંદુલાલ' થયા એટલે આ 'ટેમ્પરરી એડજસ્ટમેન્ટ' ભેગું થયું. 'બોડી'નો માલિક થયો ને માન્યું કે 'હું ચંદુલાલ છું' અને આ 'બોડી' પણ 'હું જ છું', તે 'આ' મરે એની જોડે 'આપણે'ય મરવાનું થયું.

**પ્રશ્નકર્તા** : આત્મા અજન્મા-અમર છે, તો આવાગમન કોને છે ?

**દાદાશ્રી :** આત્મા અજન્મા-અમર છે જ ને ચોખ્ખો જ છે. ફક્ત આ એને પાંચ તત્ત્વોની અસર થઈ છે ને એ અસરમુક્ત થાય એટલે આત્મા છુટ્ટો જ છે. એ અજન્મા-અમર જ છે. જ્યારે પોતાનું સ્વરૂપ જાણે એટલે આવાગમનના ફેરા બધા બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા** : પણ આવાગમનનો ફેરો કોને છે ?

**દાદાશ્રી :** જે અહંકાર છેને, તેને આવાગમન છે. આત્મા તો તેની તે જ દશામાં છે. અહંકાર પછી બંધ થઈ જાય છે. એટલે એનો ફેરો બંધ થઈ જાય.

એટલે આ જન્મ-મરણ આત્માનાં નથી. આત્મા 'પરમેનન્ટ' વસ્તુ છે. આ જન્મ-મરણ 'ઈગોઈઝમ'નાં છે. 'ઈગોઈઝમ' એ પોતે જન્મ પામે છે. અને પાછો ડૉક્ટર સાહેબને કહેશે, 'સાહેબ, મને બચાવજો, બચાવજો.' અલ્યા, તું 'પરમેનન્ટ' નથી ? ત્યારે કહે, 'ના, 'હું તો ટેમ્પરરી છું.' એટલે આ બધું 'ઈગોઈઝમ'નું જ તોફાન છે. એ 'ઈગોઈઝમ' એકલા 'જ્ઞાની પુરુષ' જ કાઢી આપે. 'ઈગોઈઝમ' એ અજ્ઞાનનું પરિણામ છે અને તેનાથી આ સંસાર ઊભો રહ્યો છે. અમારામાં 'ઈગોઈઝમ' બિલકુલેય ખલાસ થઈ ગયો હોય.

**પ્રશ્નકર્તા** : અહંકાર ને આત્મા એ બધું ભેગું ક્યાંથી થઈ ગયું, એ હજુ સમજાતું નથી.

**દાદાશ્રી :** એ વિશેષ પરિણામ જ છે ખાલી.

## દુઃખ, 'આત્મ સ્વરૂપ'ને છે જ નહીં !

**પ્રશ્નકર્તા** : હવે માણસ સ્વર્ગમાં જાય કે નર્કમાં જાય, પરંતુ ત્યાંય આત્મા તો સુખ કે દુઃખથી તો જુદો જ રહેવાનો ને ?

**દાદાશ્રી :** આત્મા તો જુદો જ રહે છે, પણ એમાં આપણને શું ફાયદો ? જ્યાં સુધી અહંકાર છે ત્યાં સુધી સુખ ને દુઃખ ભોગવે છે ને દુઃખ એને ગમતું નથી.

**પ્રશ્નકર્તા** : આત્માને તો કંઈ ના થાયને, એવું મારું પૂછવાનું હતું.

**દાદાશ્રી :** એવું છે ને, તમારી પાસે સોનાની ગીની હોય, તો એને તમે ગમ્મે ત્યાં રાખી મૂકો તોય એને કાટ ના ચઢે. પણ એ ગીની ખોવાઈ જાય તો ગીનીને દુઃખ નથી, પણ તમને દુઃખ થાયને કે ના થાય ? એવી

રીતે આત્માને કશું દુઃખ જ નથી. અહંકાર જે છેને એને દુઃખ થાય છે. આ અહંકાર જતો રહે એટલે આત્મા થઈ ગયો અને અહંકાર છે ત્યાં સુધી આત્મા નથી.

**પ્રશ્નકર્તા** : આ દાખલામાં ગીની અને હું, બે જુદાં છીએને, પણ આમાં તો એવું ખરેખર જુદું હશે ?

**દાદાશ્રી :** આય જુદું જ છે. પણ તે તમને દેખાય નહીં. એ ગીનીનું જેવું જુદું છે ને, એવું અમને પણ 'આત્મા' જુદો દેખાય.

**પ્રશ્નકર્તા** : એટલે આત્મા દેહમાં હોય તો પણ મોક્ષમાં છે એવું કહી શકાય ખરું ?

**દાદાશ્રી :** હા, એ મુક્ત જ હોય છે. પણ આ 'જ્ઞાન' આપીએ છીએ ને, તેથી 'એને' પોતાને મુક્તપણાનું ભાન થાય છે. બાકી આત્મા પોતે મહીં મુક્ત જ છે, એને કશું દુઃખ જ નથી. પણ આ તો દુઃખ કોને છે ? અહંકારને. એ ગયો એટલે દુઃખ ગયું. અહંકારે જ આ બધું ઊભું કર્યું છે, ભગવાનથી જુદો થઈ ગયો છે, ભેદ પાડ્યો છે. એ અહંકાર ગયો એટલે પછી દુઃખ ના હોય.

**પ્રશ્નકર્તા** : તો પછી આત્માનું સ્થાન ક્યાં હોય ?

**દાદાશ્રી :** આત્મા પોતે જ મોક્ષસ્વરૂપ છે. એનું સ્થાન જ બીજે નથી. એનો પોતાનો સ્વભાવ જ મોક્ષ છે. આ તો વિભાવ દશાને લઈને આ ઊભું થયું છે.

જેમ આ સોનાનો સ્વભાવ હોય છે તે લાખ વર્ષ રાખી મૂકીએ તો એના સ્વભાવમાં ફેર ના થાય. અને સોનું ને તાંબું બે ભેગું થયું હોય, મિક્ષ્ચર થયું હોય ત્યારે ફેરફાર થઈ જાય.

**પ્રશ્નકર્તા** : મોક્ષ પામ્યા એટલે શું ? આત્માનું કાર્ય અહીં પૂરું થયું ?

**દાદાશ્રી :** આત્માનું કાર્ય તો પૂરું જ થયેલું છે. જે બંધાયો હતો ને, તે મુક્ત થયો. જેને દુઃખ પડતું હતું, તે બંધાયો હતો એનું દુઃખ ગયું, એ પોતે મુક્ત થઈ ગયો.

જે જુદો પડ્યો હતોને આત્માથી, અહંકાર, તે અહંકાર પોતાના સ્વરૂપમાં વિલય થઈ ગયો. એટલે કામ થઈ ગયું. જુદો પડ્યો હતો તેથી દુઃખ ભોગવતો હતો. અણસમજણથી જુદાઈ કરી હતી, ભેદ થયો હતો. આ લોકોએ નામ આપ્યું કે ભઈ ચંદુ, તો એ નામમાં 'પોતે' તન્મયાકાર થઈ ગયો. એટલે 'એનું' કામ ખલાસ થઈ ગયું. 'આત્મા' તો અવિનાશી છે. એનું કામ તો થયેલું જ છે. પણ એ અહીંથી છૂટો ક્યારે થાય ? કે આ ભેદબુદ્ધિ તૂટી જાય એટલે છૂટો થઈ જાય.

**પ્રશ્નકર્તા** : છૂટો થયા પછી એ શું કરે ?

**દાદાશ્રી :** પછી સિદ્ધગતિ થઈ ગઈ. ત્યાં નિરંતર પરમાનંદ રહેવાનો. આ દેહ હોય ત્યાં સુધી બોજો રહ્યા કરે. એ દેહનોય બોજો છે. જે દેહથી સુખ ભોગવવાનું નથી, તે દેહ જ્ઞાનીઓને બોજરૂપ હોય છે. પણ છૂટકો જ નહીં ને ! એની 'ડિસ્ચાર્જ લિમિટ' હોય ત્યાં સુધી છૂટકારો જ ના થાય ને !

## દ્વન્દ્વોએ દીધાં બંધન !

**પ્રશ્નકર્તા** : આત્મા મોક્ષે જાય પછી એ દેહધારણ કરતો નથી, પણ દરેક આત્મા મોક્ષમાં જ છે ને ?

**દાદાશ્રી :** ના, એવું નથી. અનંત આત્મા આ રીતે સંજોગોમાં સપડાયા છે. એ મોક્ષે જવા, પોતાના સ્વભાવમાં આવવા પ્રયત્ન કરે છે. પણ આ જે અનાત્મા છે, એ એને સ્વભાવમાં આવવા દેતું નથી. અને અનાત્મા ય પહેલેથી આનું આ જ છે. એટલે આ બધા આત્મા એ કંઈ મોક્ષમાં આવ્યા નથી.

**પ્રશ્નકર્તા** : એટલે આત્માએ હજુ મોક્ષ જોયો જ નથી ?

**દાદાશ્રી :** જોયો જ નથી. બાકી પોતાનો સ્વભાવ જ મોક્ષ છે. પણ આ સંયોગો કેવા છે ? દ્વન્દ્વ સ્વરૂપે છે. આ જે જડ વિભાગ છે, અનાત્મ વિભાગ છે, એ દ્વન્દ્વ સ્વરૂપે છે. દ્વન્દ્વ એટલે નફો-ખોટ, સુખ-દુઃખ, રાગ-

દ્વેષ, તે એ બધાં દ્વન્દ્વોનો સ્વભાવ પોતે પોતાનામાં આરોપી દે છે, એટલે એને બંધન રહ્યા કરે છે. આ સંજોગોનું દબાણ ઘટે તો પછી 'જ્ઞાની પુરુષ' મળી આવે, નિમિત્તો મળી આવે, ત્યારે મોક્ષ થાય. નહીં તો મોક્ષ એમ ને એમ થાય નહીં. છતાં બધા આત્મા મોક્ષ ભણી જ વહી રહ્યા છે. પણ પછી જેવું જેવું નિમિત્ત મળે, એવું એ ચક્કર મારે છે પાછો. અહીં મનુષ્યોમાં જ ચક્કર મારવાનાં પાછાં. અગર તો જ્યાં ચક્કર મારે ત્યાં ખરો. એને એવું અવળું નિમિત્ત મળ્યું હોય તો નર્કગતિમાંય લઈ જાય કે પશુયોનિમાંય લઈ જાય.

## પણ મોક્ષ સધાય તો કામનું !

**પ્રશ્નકર્તા** : મોક્ષ મેળવવા માટે આ દેહની સાધન રૂપે જરૂર ખરીને ?

**દાદાશ્રી :** મનુષ્ય દેહ જ મોક્ષ મેળવવાનું મોટામાં મોટું સાધન છે. મોક્ષ તો દેવગતિમાંય ના થાય, જાનવર ગતિમાંય ના થાય, બીજા કોઈ અવતારમાં ના થાય. એકલો મનુષ્યનો અવતાર જ એવો છે કે તેમાં પાંચ એય ગતિ ખુલ્લી છે.

## સર્વાત્માનો મોક્ષ શું શક્ય ?

**પ્રશ્નકર્તા** : બધા આત્મા પૂર્ણ કક્ષાએ ક્યારે પહોંચશે ?

**દાદાશ્રી :** બધા આત્મા મોક્ષે જાય તો પછી અહીં સંસાર રહેશે નહીં. તો સંસાર નાશ કરવાની ઈચ્છા છે તમારે ? તમારી ઈચ્છા શું છે ?

**પ્રશ્નકર્તા** : આત્મામાં તો જ્ઞાન છે, તો ધીમે ધીમે એ કક્ષા તો આવેને કે એ મોક્ષે જઈ શકે ?

**દાદાશ્રી :** હા, કક્ષા આવે છે. એ કક્ષામાં આવે જ છે, ને મોક્ષે જઈ જ રહ્યા છે, પણ તમે એમ કહો કે આખા જગતના બધા આત્માઓ જો મોક્ષે જાય, તો આ સંસારના નાશની તમે ભાવના કરી કે આ સંસાર ના હો અને આ સંસાર એ વસ્તુ તો આત્માનું 'ડેવલપમેન્ટ' છે. મૂળ

આત્મા તો 'ડેવલપ' થયેલો જ છે, 'આત્મા' પોતે પૂર્ણ જ છે, પણ આ 'આપણી' અત્યારે એવી શ્રેણી ઉત્પન્ન થયેલી છે, તે પૌદ્ગલિક માન્યતામાં રૂઢ થઈ ગયેલા છે. તે માન્યતાઓ ખસતી, ખસતી, ખસતી, ખસતી મૂળ ચૈતન્ય સ્વરૂપની ભાવના ઉત્પન્ન થાય છે, ત્યારે પૂર્ણાહુતિ થાય છે.

**પ્રશ્નકર્તા** : એટલે કોઈ આત્મા મોક્ષે પહોંચી શકતો જ નથી ?

**દાદાશ્રી :** અરે, મોક્ષે તો બધા ઘણાય પહોંચી શકે છે ને ? હું અત્યારે ય મોક્ષમાં છું ને ?

**પ્રશ્નકર્તા** : એવું બની ના શકે કે બધા જ આત્મા મોક્ષે જતા રહે ? 'પોસિબલ' ખરું ?

**દાદાશ્રી :** મા ને છોકરો બે સરખી ઉંમરનાં થશે કોઈ વખત ? છોકરો ને મા જો બે સરખી ઉંમરના થાય તે દહાડે આ જગત આખું મોક્ષે જાય.

એવું છે 'આખું જગત મોક્ષે જાય' એવી ભાવના ભાવવાના અધિકારી છે. પણ એ રૂપકમાં ક્યારેય આવે નહીં. એ રૂપકમાં ક્યારે આવશે કે મા ને દિકરો બે સરખી ઉંમરના થશે ત્યારે.

એક માણસ મને કહે છે, 'આખા જગતને મોક્ષે લઈ જાવને ?' મેં કહ્યું, 'તમને સમજ પાડું. આ આખા જગતના જીવો 'વોરીયર્સ' બને તો કોની પર 'એટેક' કરે ? આખા જગતના બધા જીવો ડૉકટરો જ થાય તો કોની દવા કરે ? આખા જગતના બધા જીવો ગાંયજા થાય તો કોના વાળ કાપે ? અને બધા જ સુથાર થાય તો કોનું કામ કરે ?' તો કહે, 'સમજી ગયો, સમજી ગયો, હવે ફરી વાર નહીં બોલું.'

કુદરતની ગોઠવણી છે, એટલે અમે એમ ના કહીએ કે બધા વધારે ભેગા થાવ. એ તો એની ગોઠવણી જ છે કે 'વ્યવસ્થિત' રીતે બધા આવે. નહીં તો અમે કાગળ લખાવ લખાવ ના કરીએ ? પણ ના, એ હિસાબ બધા ગોઠવાયેલા છે. એટલે અમારે એ ઉપાધિ કરવાની નહીં. આ તો અમે અહીં આવીએ ને જઈએ.

આપને સમજમાં આવ્યું આ ? આ સંસાર પોતે પ્રવાહ રૂપે છે અને તે અનાદિથી આ પ્રવાહ વહ્યા જ કરે છે. એમાં બધા જીવોનો મોક્ષ તો થવાનો જ, વહેલો કે મોડો, એ એનો ક્રમ જ છે. ક્રમ એટલે એક સમયમાં એકસો આઠ જીવો મોક્ષે જયા જ કરે છે, પ્રવાહરૂપે !

**પ્રશ્નકર્તા** : એક સમયમાં એકસો આઠ જીવો મોક્ષે જાય છે એ ક્યાંથી છે ?

**દાદાશ્રી :** એ બધા પંદરે ક્ષેત્રોમાંથી થઈને એકસો આઠ જીવો મોક્ષે જાય છે.

જેમ આપણે અહીં પોલીસવાળાની પાર્ટી જાય છે ને, તે ચારની જોડી એકની પાછળ એક એમ ચાલ્યા જ કરે, જેમ વહેણ જતું હોય એવી રીતે ચાલ્યા જ કરે છે, એવું આ એકસો આઠ જીવોનું વહેણ આ બાજુથી વ્યવહારમાંથી મોક્ષે જાય છે, સિદ્ધ ક્ષેત્રમાં જાય છે. ત્યારે બીજા એટલા જ જીવો અવ્યવહાર રાશિમાંથી વ્યવહાર રાશિમાં આવે છે. એટલે વ્યવહારમાં એક જીવ વધઘટ થાય નહીં, એક જીવ વધતો નથી, ઘટતો નથી. વ્યવહારના જીવ કોને કહેવાય ? જેનું નામ પડ્યું છે એ બધા વ્યવહાર છે, જેનું નામ નથી આપ્યું એ વ્યવહારમાં નથી આવ્યો. અને જેનું નામ ગયું, એ સિદ્ધક્ષેત્રમાં ગયા.

## 'નમો સિદ્ધાણં', ભજવું ધ્યેય સ્વરૂપે !

**પ્રશ્નકર્તા** : આપ કહો છો ને ઉપર કોઈ બાપોય નથી, પણ ઉપર સિદ્ધલોક તો ખરું ને ?

**દાદાશ્રી :** એ તો સિદ્ધલોક છે, સિદ્ધક્ષેત્ર છે, અને એ તો જે મોક્ષે ગયેલા હોય ને, એટલે પરવારી ગયેલા, એ આપણું સાંભળેય નહીં અને કોઈનું કશું બોલેય નહીં, કોઈને માટે લાગણીય નહીં ને કશુંય નહીં. એ તો એમનાં સુખમાં મસ્ત ! એ આપણને કશું કામ લાગે નહીં. એ આપણા ધ્યેય તરીકે છે. 'નમો સિદ્ધાણં' કહ્યું તે ફક્ત ધ્યેય તરીકે છે કે 'ભઈ, અમારે આ દશા જોઈએ છે.'

**પ્રશ્નકર્તા** : આપણે કહીએ કે 'નમો સિદ્ધાણં', તો એ નમસ્કાર એમને પહોંચે ખરા ?

**દાદાશ્રી :** એમને નહીં પહોંચે તોય આપણને મહીં સિદ્ધ બેઠા છે તેને તો પહોંચ્યું. મહીં જે બેઠાં છે ને, તે આત્મા સિદ્ધ જ છે ને ! આપણે તો કામ સાથે કામ છે ને ! આપણે નમસ્કાર પહોંચાડવા જોઈએ ત્યાં. અને આપણી જવાબદારી પહોંચાડવાની કે સાહેબને કાગળ લખી નાખ્યો.

## સિદ્ધની નહીં પ્રવૃત્તિ છતાં 'ક્રિયા' !

**પ્રશ્નકર્તા** : સિદ્ધ જે થયા છે, એમને કાર્ય કરવા માટે અહીંયાં ઈશ્વર મોકલે છે ?

**દાદાશ્રી :** કોઈ મોકલે નહીં. મોકલનારો કોઈ છે જ નહીં. અહીં આગળ મોકલનારી કોઈ વસ્તુની જરૂર જ નથી. કોઈની જરૂર ના પડે એવું આ જગત છે. તમારો ઉપરી જ કોઈ નથી. આ દુનિયામાં કોઈ જીવનો કોઈ ઉપરી જ નથી. પોતાની ભૂલ ને 'બ્લંડર્સ' જ ઉપરી છે.

**પ્રશ્નકર્તા** : તો સિદ્ધક્ષેત્રમાં એ સિદ્ધ ભગવંતોની પ્રવૃત્તિ શું ?

**દાદાશ્રી :** જેને પ્રવૃત્તિ હોય એ 'મિકેનિકલ' કહેવાય. એ મિકેનિકલ નથી.

**પ્રશ્નકર્તા** : ના, પણ મોક્ષમાં જાય પછી ત્યાં પ્રવૃત્તિ છે કે નિવૃત્તિ ?

**દાદાશ્રી :** ત્યાં નિવૃત્તિયે ના હોય, પ્રવૃત્તિયે ના હોય. છતાં પાછું 'જ્ઞાનક્રિયા' અને 'દર્શનક્રિયા' ખરી. નિવૃત્તિયે ખરી ને આ ક્રિયાયે ખરી. પ્રવૃત્તિમાં કહેવાય નહીં છતાં ક્રિયા ખરી.

## સિદ્ધક્ષેત્રની કેવી અદ્‌ભૂતતા !

**પ્રશ્નકર્તા** : તો પછી સિદ્ધક્ષેત્રમાં બધા આત્માઓ છે, એ બધા પોતપોતામાં જ છે ?

**દાદાશ્રી :** હા, એમને કોઈને બીજા જોડે કશી લેવાદેવા જ નહીં.

એવું છે ને, આ જગતમાં કોઈ કોઈનેય કશી લેવાદેવા છે જ નહીં. અને જે કંઈ છે એ નિમિત્ત માત્ર છે. આ હુંય નિમિત્ત જ છું.

**પ્રશ્નકર્તા** : એ સિદ્ધક્ષેત્રમાં આપણે જઈએ તો ત્યાં એકલા બેસી જ રહેવાનું ? ને જોયા જ કરવાનું ?

**દાદાશ્રી :** એવું તમારી ભાષાનું બેસી રહેવાનું નથી. ત્યાં ઊભા રહેવાનુંય નથી ને બેસી રહેવાનુંય નથી, ત્યાં આડા થઈ જવાનુંય નથી. ત્યાં નવી જ જાતનું છે.

**પ્રશ્નકર્તા** : ખાલી જોયા જ કરવાનું છે ?

**દાદાશ્રી :** હા, પણ એ કલ્પનાની વસ્તુ નથી. તમે કલ્પનાથી જોવા માંગો છો, એવી વસ્તુ નથી એ.

**પ્રશ્નકર્તા** : એ સિદ્ધશિલા કેવી હોય ?

**દાદાશ્રી :** સિદ્ધશિલા તો, જ્યાં કર્મને પોતાને ચોંટવું હોય તોય ચોંટાય નહીં એવી જગ્યા છે અને અહીં તો આપણી ના ઈચ્છા હોય તોય કર્મ ચોંટી પડે. આ કર્મના પરમાણુ નિરંતર બધે હોય છે. અહીં તો પરમાણુ તૈયાર જ હોય છે અને ત્યાં એમને કશું અસર જ નહીં. ભગવાન, કાયમને માટે એ પદ !

**પ્રશ્નકર્તા** : ત્યાં સિદ્ધક્ષેત્રમાં પરમાણુ નથી ?

**દાદાશ્રી :** ત્યાં કશું ય નથી. એ સિદ્ધ ભગવંતો આ અહીંના બધા જ્ઞેયોને એ પોતે જોઈ શકે. પણ જ્ઞેયો એમની જગ્યામાં ત્યાં ના હોય. એ સિદ્ધક્ષેત્ર તો, બધા સિદ્ધોને રહેવાનું સ્થળ છે એક જાતનું, એને સિદ્ધક્ષેત્ર કહેવાય.

**પ્રશ્નકર્તા** : સિદ્ધક્ષેત્ર બ્રહ્માંડમાં છે કે બ્રહ્માંડની બહાર છે ?

**દાદાશ્રી :** બ્રહ્માંડની ધાર ઉપર છે, છેલ્લી ધાર ઉપર છે. તમે તમારી ભાષામાં સમજી જાવ, સહુ સહુની ભાષામાં લઈ જાય પછી. પણ સિદ્ધક્ષેત્ર એ બ્રહ્માંડની બહારે ય નથી, પણ છેલ્લી ધાર ઉપર હોય.

## ગજબનું સિદ્ધપદ, એ જ અંતિમ લક્ષ !

**પ્રશ્નકર્તા** : સિદ્ધક્ષેત્રમાં જે સિદ્ધાત્મા સિદ્ધ થઈ ગયા, એમને પછી ‘ઈન્ડીવીજ્યુઅલ આઈડેન્ટીફાય’ કરી શકાય ?

**દાદાશ્રી :** ના, એવું ‘ઈન્ડીવીજ્યુઅલ’ ના હોય. એમને તો પોતાનું અસ્તિત્વ, વસ્તુત્વ ને પૂર્ણત્વનું ભાન હોય કે ‘હું છું’, એટલું જ. ત્યાં ‘તે છે’ એવું કશુંય નહીં. ‘હું છું’ એટલાં જ ભાનમાં દરેક રહે, સ્વતંત્ર ભાનમાં, બીજાની કશી વાત જ નહીં, ભાંજગડ જ નહીં ત્યાં વ્યક્તિભેદ નથી, ત્યાં આગળ પરસ્પર સંબંધ નથી. આ તો અહીં બધા પરસ્પર સંબંધ છે, ‘રિલેટિવ’ છે. અને ત્યાં પેલું ‘રિયલ’ છે, ‘એબ્સોલ્યુટ’ છે, તેમાં કોઈ પરસ્પર છે જ નહીં. ત્યાં તો પોતાનાં અસ્તિત્વનું ભાન રહે, વસ્તુત્વનું ભાન રહે ને પૂર્ણત્વનું ભાન રહે.

**પ્રશ્નકર્તા** : બધાને સુખ જ છે ને ત્યાં ?

**દાદાશ્રી :** બધાને સુખ સરખું જ. વસ્તુત્વનાં ભાનમાં તો પરમાનંદ પુષ્કળ રહ્યા કરે.

**પ્રશ્નકર્તા** : જેમ સિનેમા થિયેટરમાં હાઉસફૂલ થઈ જાય છે, એમ સિદ્ધક્ષેત્રમાં હાઉસફૂલ થઈ જાય ખરું ?

**દાદાશ્રી :** એ કલ્પના આપણી હોય છે. ત્યાં તો એટલી બધી વિશાળતા છે કે ત્યાં અનંતા સિદ્ધો હોવા છતાં, હજુ ત્યાં અનંતા સિદ્ધો જયા કરશે. બધું અનંતુ છે ત્યાં આગળ તો.

**પ્રશ્નકર્તા** : આ દુનિયામાં જડ હોય તો જ આત્મા રહી શકે નહીં તો એકલો આત્મા ના રહી શકે ?

**દાદાશ્રી :** એ ખરું કહ્યું. એકલો આત્મા આ જગતમાં રહી જ ના શકે. એ તો સિદ્ધગતિમાં જ બધા એકલા આત્મા છે.

**પ્રશ્નકર્તા** : સિદ્ધગતિ સિવાયની પરિસ્થિતિ છે ત્યાં આત્મા એકલા રહી ના શકે ?

**દાદાશ્રી :** હા, એ ખરી વાત છે.

**પ્રશ્નકર્તા** : આ તો પછી એવુંય થઈ જાયને કે મોક્ષે જઈએ એટલે પછી ફરી પાછું આ બધું ભેગું થઈ જાય ?

**દાદાશ્રી :** ના, એવું કશું હોય નહીં. એનું કારણ છે કે અહીં જે આવું થયું ને, તે તો અહીં બધા સંજોગો છે. આ લોકમાં આવા સંજોગો છે, એટલે આમ જ થઈ જાય. પણ ત્યાં એવા કોઈ સંજોગો નથી. એટલે આમ થાય જ નહીં, ફરી એવું કશું ભેગું થાય જ નહીં.

બે વસ્તુ સાથે હોય ત્યારે પોતપોતાના ગુણધર્મ ત્યાગ્યા સિવાય, એ વિશેષ ગુણધર્મ ત્યાં ઉત્પન્ન થાય છે. એ વિશેષ ગુણધર્મ, એ આ સંસાર છે. હવે સિદ્ધક્ષેત્રમાંય જો પુદ્ગલ હોયને, તો ત્યાંય આ વિશેષભાવ ઊભો થાત. પણ ત્યાં પુદ્ગલ નથી.

**પ્રશ્નકર્તા** : સિદ્ધક્ષેત્રમાં આત્માની અવગાહના પડે છે, એની બહાર પણ પુદ્ગલ પરમાણુઓ છે ને ?

**દાદાશ્રી :** પણ એ સિદ્ધક્ષેત્રની બહાર, એટલે ફક્ત નીચેના ભાગમાં જ છે. અને એની અસર સિદ્ધોને ના કરે એવી સ્થિતિમાં છે. લોકાલોકની વચમાં એ સિદ્ધક્ષેત્ર છે.

**પ્રશ્નકર્તા** : સિદ્ધક્ષેત્રમાં જે પરિસ્થિતિ છે, એની અસર બીજા લોકમાં આવે ખરી ?

**દાદાશ્રી :** કશુંય નહીં. અસરને શું લેવાદેવા ? કશી લેવાદેવા જ નહીં. અને એમને સિદ્ધોને કશી અસર જ ના હોય ને કોઈ જાતની.

**પ્રશ્નકર્તા** : એમને અસર ના હોય, પણ એમની અસર બહાર આવે કે નહીં ?

**દાદાશ્રી :** ના, એમની અસરનું અહીં કશુંય નહીં. છતાં એવું છે ને, એ આપણું લક્ષસ્થાન છે કે આપણે ત્યાં જવાનું છે.

❖❖❖❖❖

# ખંડ : ૨

# 'હું કોણ છું ?' જાણવું કઈ રીતે ?

## હવે, ફેરા ટળે કેમ કરીને ?

**પ્રશ્નકર્તા** : હવે જરા એ પૂછવું હતું કે જન્મ-મરણના ફેરા ટાળવા શું કરવું ?

**દાદાશ્રી :** હવે પાંચમાં આરામાં બોલ્યા ? ચોથા આરામાં ફેરા ટળાય એવું હતું ત્યારે ત્યાં કર્યું નહીં ને તે ઘડીએ ચટણી ખાવા પડી રહ્યા. ખાલી ચટણી એકલી જ, ચટણી એકલીનો જ શોખ, એટલા હારુ પડી રહ્યા. જો ત્યાં નિરાંતે જન્મ-મરણના ફેરા ટળાય એવું હતું ત્યારે ત્યાં આગળ કર્યું નહીં. હવે અત્યારે આવ્યા તો ઉપાય ના રહ્યો આ ચટણી તો મળી, પણ ઉપાય રહ્યો નહીં. હવે ચટણી છૂટે એવું લાગે છે ?

**પ્રશ્નકર્તા** : છૂટી પણ જાય.

**દાદાશ્રી :** હા, જન્મ-મરણના ફેરા ટાળવા માટે 'પોતે કોણ છે' એનું જ્ઞાન પ્રાપ્ત થવું જોઈએ. સમકિત પ્રાપ્ત થવું જોઈએ.

**પ્રશ્નકર્તા** : આ જીવનનો હેતુ જ્યાં સુધી જણાય નહીં ત્યાં સુધી બધી વાતો અર્થ વગરની છે. એ હેતુ જ જાણવાનો છે. ત્યાં જ મૂળ પ્રશ્નની વાત આવે છે.

**દાદાશ્રી :** હા. આ મૂળ પ્રશ્નની વાત ખરી છે. એવું છે ને, અત્યારે એક શેઠ છે, બહુ જ સુખી માણસ છે, મિલના માલિક છે. વાતો બધી કરેને ત્યારે મિલના બે હજાર માણસો હોય ને, પણ બધા લોકો ખુશ થઈ જાય.

એવી વાતો હોય એમની, એવું ડહાપણ હોય. વિનય બહુ સુંદર હોય. પણ સાંજે પછી જરાક થાક્યા હોય, ને પેલી શીશી પીવે પછી કેવા થાય ? એ પછી બ્રાંડીનો કેફ ચઢ્યા કરે, એટલે પોતાની અવસ્થા બધી ભૂલતા જાય. પોતાની જાગૃતિ બધી ડીમ થતી જાય, પછી અંધત્વ ઊભું થાય.

**પ્રશ્નકર્તા** : દારૂનાં કેફમાં બધું ભાન ભૂલી જાય, એવું અધ્યાત્મમાં લોકો કઈ રીતે ભાન ભૂલે છે ?

**દાદાશ્રી :** અધ્યાત્મમાં આ મોહનો દારૂ ચઢેલો છે, તે ઊતરતો નથી. એ દારૂમાં લોકો બોલી રહ્યા છે. આ તમે બધી વાતોચીતો કરી રહ્યા છો ને, તે મોહનો દારૂ પીને બોલી રહ્યા છો. આ બધા 'મહાત્માઓ'નો તો દારૂ ઉતારી આપ્યો છે. પણ તમારે તો ઉતાર્યો નથી અને કેફમાં ને કેફમાં બોલ્યા કરો છો. એટલે એ દારૂ જ્યારે ઉતરી જશે ત્યારે 'આ જીવનનો હેતુ શું છે' એ બધું સમજાશે, તરત માલમ પડી જશે. જેમ પેલા શેઠને દારૂ ઉતરી જાય પછી શેઠ હતા તેના તે જ છે ને ! પછી કેવી સુંદર વાતો કરે પાછા ! એટલે આમાં બ્રાંડીનો દારૂ ચઢેલો છે, અને જગતને છે તે મોહનો દારૂ ચઢેલો છે, બ્રાંડીવાળાને તો બે-ત્રણ ઘડા ઠંડું પાણી રેડી દઈએ ને, તો કેફ ઉતરી જાય. અને આમાં તો મોહનો દારૂ તો ઉતરે જ નહીં ને અને પછી હિમાલયમાં જાવ કે ગમે ત્યાં જાવ, પણ જ્યાં જુઓ ત્યાં દારૂ પીધેલા જ હોય. ઘર-બૈરી-છોકરાં બધું છોડી દે, પણ 'હમ' ન છૂટે. એ 'હમ, હમ, હમ'માં જ હોય. જ્યારે 'હમ' જાય ત્યારે પરમાત્મા થયો. 'તમે' પોતે 'પરમાત્મા' જ છો. પણ એનું 'તમને' ભાન નથી, જાગૃતિ નથી ને !

**પ્રશ્નકર્તા** : આપણે મૂળ વાત પર આવીએ કે, દુનિયામાં મનુષ્યોએ શા માટે જીવવું જોઈએ ?

**દાદાશ્રી :** મોક્ષને માટે જીવવું જોઈએ. છતાંય પણ સમજણ ના હોય તો પછી આ બધા લોકો સ્ત્રીને માટે જીવે છે, પૈસાને માટે જીવે છે, બીજા કશાને માટે જીવે છે. પણ એ અણસમજણમાં બધું. હેતુ જાણતા નથી ને ગમે તે હેતુ કરી નાખે છે. અને હેતુ જો જાણતા હોય કે આ મનુષ્યજન્મ, હિન્દુસ્તાનનો મનુષ્યજન્મ મોક્ષને માટે જ છે. પણ આ મોક્ષમાર્ગ જાણતા

નહીં હોવાથી આ બધું ગમે તે હેતુ કરી નાખે છે, હેતુ બદલાઈ જાય છે.

આખા જગતના લોકો જે જે કરે છે, એ બધો જ સંસાર છે, ગમે તે કરતા હશે તો પણ સંસાર જ છે, એકવાર સંસારની બહાર જતા નથી. એને પરરમણતા કહેવાય. એટલે હેતુ જ જોવામાં આવે છે. હેતુની જ કિંમત છે કે શું હેતુથી કરી રહ્યા છે ! આત્મહેતુ માટે ગમે તે ક્રિયા કરે તોય એમાં હેતુ જ જમે થાય, પછી ક્રિયા જોવાતી નથી.

તમારો એકલો મોક્ષનો જ હેતુ છે અને એ હેતુ તમારો મજબૂત હશે, તો તમે જરૂર તે માર્ગને પામશો. બાકી બીજાને તો જાત જાતના હેતુઓ છે મહીં. મોઢે બોલવાના કે મોક્ષનો હેતુ છે પણ અંદરખાને હેતુઓ બધા સંસારના છે.

આટલા બધા આરા ગયા, આ પાંચમો આરો આવ્યો તોય તમને શી રીતે કંટાળો ના આવ્યો, બળ્યો ? યોગ્ય જીવને તો કંટાળો આવે. જરા એવો મોહી જીવ હોય તેને બહુ મઝા આવે, ટેસ્ટ આવી જાય. કંટાળો આવે એ તો મોક્ષનો માર્ગ વહેલો ખોળી કાઢે. અને કંટાળો ના આવે તે તો બજારમાં ફર્યા જ કરે, એની મેળે. હજુ કેટલાંય અવતાર સુધી ભટકશે, એનું કંઈ ઠેકાણું જ નહીં ને ! આ તો સંસાર છે.

## 'ટેમ્પરરી'ને જોનારો જ 'પરમેનન્ટ' !

'આ જગત કેવી રીતે ચાલે છે ? કોણ ચલાવે છે ? શા માટે ચાલે છે ? આપણે કોણ ?' આ બધું જ્યાં સુધી જ્ઞાન ન થાય ત્યાં સુધી માણસને 'પઝલ સોલ્વ' થાય નહીં. જુઓને, આ 'પઝલ' કેટલી જાતનાં ઊભાં થાય છે ?

**પ્રશ્નકર્તા** : માનીએ તો 'પઝલ', નહીં તો નહીં.

**દાદાશ્રી** : 'માનીએ તો' એ શબ્દ એવો છે ને, એ રૂઢિગત પડેલો શબ્દ છે. એ કંઈ 'એક્ઝેક્ટલી' નથી. કારણ કે આપણે માનીએ કે આ 'પઝલ' નથી, છતાંય પણ અનુભવમાં આવે તો 'પઝલ' થઈ જાય. માનેલું બહુ દહાડા રહે નહીં ને ! આપણે માનીએ કે મારી પાસે બેંકમાં બે લાખ

રૂપિયા છે, અને તેથી ચેક લખીએ તો એ પાછો આવે. માનેલું એ 'કરેક્ટ' વસ્તુ નથી. માનેલું થોડો વખત રહે. એનો અર્થ કશો નથી. અને એ અમુક બાબતમાં માનેલું રહી શકે.

**પ્રશ્નકર્તા** : એક આત્મા સિવાય બીજું બધું થોડાક જ વખત રહે છે ને ?

**દાદાશ્રી :** હા, એટલે બધું માનેલું જ છે ને ! આ બધી 'રોંગ બીલિફ' જ છે, અને બધાં 'ટેમ્પરરી એડજેસ્ટમેન્ટ' છે. 'ઓલ ધીસ રીલેટિવ્સ આર ટેમ્પરરી એડજેસ્ટમેન્ટ્સ' અને 'આત્મા' એ જ 'પરમેનન્ટ' છે.

લોકોએ જે આખું તકલાદી છે, એને જ 'પરમેનન્ટ' માની એની જોડે વેપાર માંડ્યો. તમને આ બધી વસ્તુઓ તકલાદી છે એવો થોડો ઘણો અનુભવ થયેલો ?

**પ્રશ્નકર્તા** : દુનિયા આખી તકલાદી જ છે ને !

**દાદાશ્રી :** હા, એ જ હું કહેવા માગું છું. 'ઓલ ધીસ રીલેટિવ્સ આર ટેમ્પરરી એડજેસ્ટમેન્ટસ.' અને 'તમે' પોતે 'પરમેનન્ટ' છો. હવે 'તમે' પોતે 'પરમેનન્ટ' અને આ 'એડજસ્ટમેન્ટ' બધા 'ટેમ્પરરી', એ મેળ જ શી રીતે ખાય ? તમેય પરમેનન્ટ નહીં ?

**પ્રશ્નકર્તા** : એ હું કેવી રીતે કહી શકું ?

**દાદાશ્રી :** તમારો પુનર્જન્મ હશે કે નહીં હોય ? તમારો ગયો અવતાર હશે કે નહીં હોય ? તેય ખાતરી નથી ને ? પણ પુનર્જન્મને માને, એટલે તો પોતે 'પરમેનન્ટ' થઈ ગયો.

કોઈ પણ 'ટેમ્પરરી' વસ્તુ બીજી 'ટેમ્પરરી' વસ્તુને સમજી શકે નહીં, 'પરમેનન્ટ' વસ્તુ જ 'ટેમ્પરરી'ને 'ટેમ્પરરી' સમજી શકે. 'તમે' સમજી શકો ને કે આ કાચ ભાંગી જશે ? આ ચશ્મા તૂટી જશે ? માટે તમે 'પરમેનન્ટ' છો. અને આ ચશ્મા એ 'ટેમ્પરરી' વસ્તુ છે. 'પરમેનન્ટ' વસ્તુ જ 'ટેમ્પરરી'ને 'ટેમ્પરરી' સમજી શકે. બાકી એક 'ટેમ્પરરી' વસ્તુ બીજી 'ટેમ્પરરી' વસ્તુને ન સમજી શકે. 'ટેમ્પરરી' 'ટેમ્પરરી'ને શી રીતે સમજી

શકે ? માટે 'પરમેનન્ટ' હોય તો જ 'ટેમ્પરરી'ને 'ટેમ્પરરી' સમજી શકે. દુનિયામાં જો 'પરમેનન્ટ' વસ્તુ જ ના હોય ને તો પછી 'ટેમ્પરરી'ને 'ટેમ્પરરી' કહેવાનો અર્થ જ ક્યાં રહ્યો ? એ 'ટેમ્પરરી' શાને માટે કહેવું પડે છે ? કંઈક 'પરમેનન્ટ' વસ્તુ છે માટે આપણે 'ટેમ્પરરી' કહીએ છીએ. નહીં તો બધું જ 'ટેમ્પરરી' હોત તો ? એટલે તમારી બુદ્ધિમાં આ વાત પહોંચે છે ?

**પ્રશ્નકર્તા** : હા, 'પરમેનન્ટ' વસ્તુ છે એટલે 'ટેમ્પરરી' વસ્તુ પણ છે.

**દાદાશ્રી :** હા, 'પરમેનન્ટ' વસ્તુ અહીં છે, તેના આધારે આ બીજી વસ્તુઓ 'ટેમ્પરરી' કહેવાય છે, એને સમજાય છે કે 'આ તકલાદી છે, આ તકલાદી છે. કાચનો પ્યાલો તકલાદી છે.' એવું સમજાયને ? આ તાંબાનો લોટો હોય, તે તમારા હાથમાંથી પડી જાય તો તમે બહુ ભય ના લાગે પણ કાચનો પ્યાલો પડી જાય તો શું થાય ?

**પ્રશ્નકર્તા** : પ્યાલો ફૂટી જવાની બીક લાગે.

**દાદાશ્રી :** હા. તે કાચનો આખો પ્યાલો ફૂટી જશે ને અને તાંબાનો પ્યાલો તો બહુ ત્યારે ગોબો પડશે, તે ગોબો ઉઠાવીશું ત્યારે હતો તેવો ને તેવો થઈ જશે, પણ એ બધુંય 'ટેમ્પરરી' છે. કોઈ પચ્ચીસ વર્ષ ચાલે, કોઈ પંદર વર્ષ ચાલે. આ દેહ છે, તે પોણો સો વર્ષ ચાલે. એ બધું 'ટેમ્પરરી' છે. તમે પોતે 'પરમેનન્ટ' છો. પણ તમારી જાતને 'તમે' 'ટેમ્પરરી' માની બેઠા છો. 'હું ચંદુભાઈ છું, હું દેહ છું. હું આનો દીકરો થઉં' એ બધી ભૂલ કાઢવા માગું છું. તમારે ભૂલ કાઢવી છે ને ?

આ લોકો બધાને 'ટેમ્પરરી' કહે છે ને, તે બીજાને 'ટેમ્પરરી' કહેનાર 'પોતે' 'પરમેનન્ટ' હોય ! નહીં તો 'ટેમ્પરરી' શબ્દ જ ના હોય. એટલે આ 'ઇટસેલ્ફ' જ 'પ્રૂવ' કરી આપે છે કે બીજાને 'ટેમ્પરરી' બોલે છે, માટે એ 'પોતે' 'પરમેનન્ટ' છે. પણ એનું 'પોતાનું' ભાન નથી. છતાં લોક 'ટેમ્પરરી' બોલે છે ને ! માટે આપણે તપાસ કરવી કે, આ ભલે ભાન નથી છતાં 'ટેમ્પરરી' કહે છે માટે એ 'પોતે' 'પરમેનન્ટ' છે. પણ એની પોતાની ભૂલ થાય છે, એ વાત જુદી છે.

## 'પોતાના' ગુણ કયા ? તેમાં પણ ભૂલ !

આ જ્ઞાન ખોવાઈ ગયેલું નથી. પણ આમ 'પ્લસ-માઈનસ' કરે તો આ જ્ઞાન બધું પાછું જડી આવે એવું છે, પણ 'જ્ઞાની પુરુષ' રસ્તા દેખાડે તો. નહીં તો પોતાની કલ્પનામાં આવે નહીં, પોતાની મતિ એ બાજુ જાય નહીં. આ તો કેમ કરીને કમાવું, કેમ કરીને આમ કરું, તે વિષયોમાં ને પૈસામાં-એમાં જ બધી મતિ રોકાઈ ગઈ છે. એટલે 'પોતે' છે 'પરમેનન્ટ', પણ એનું 'પોતાને' ભાન નથી. પોતે જે છે એનું તો ભાન હોવું જોઈએ કે ના હોવું જોઈએ ?

**પ્રશ્નકર્તા** : એ તો પોતાને ખબર હોય ને કે પોતાના ગુણ કેવા છે ?

**દાદાશ્રી :** ના. એવી કોઈનેય ખબર ના હોય. એવો એક પણ માણસ નથી કે જેને પોતાના ગુણની ખબર હોય. એ જે પોતાના ગુણ કહે છે તે પારકાના ગુણ છે. તમારા જેટલાં અત્યારે ગુણ તમને દેખાય છે, તે બધા તમારા ગુણ નથી, એ આરોપિત ગુણ છે તમારા ગુણ નથી, છતાં તમે કહો છો કે આ મારા ગુણ છે.

**પ્રશ્નકર્તા** : મારા થોડા સારા ગુણોય છે ને થોડા ખરાબ ગુણેય છે.

**દાદાશ્રી :** ના. એ બેઉ આરોપિત ગુણો છે. અને સારા ગુણ, ખરાબ ગુણ એ બન્ને ખોટી વાત છે. બન્ને 'કલ્ચર્ડ' ગુણ છે ને 'કલ્ચર્ડ' વાત છે. આ સારા-ખરાબ એ તમારા ગુણ જ નથી. તમારા ગુણ તો ઓર જાતના છે. એ એકુય ગુણ તમે જોયો નથી, જાણ્યો નથી. લોકોએ પણ પોતાના ગુણ જાણ્યા નથી. પોતાના ગુણ જાણવા માટે આ બધા લોકો 'અહીં' આવે છે. કારણ કે એમને 'એન્ડલેસ' સુખ જોઈએ છે. આ 'ટેમ્પરરી' સુખ નથી જોઈતું.

અત્યારે જે ગુણો છેને એ 'ચંદુભાઈ'ના ગુણો છે, એ 'તમારા' ગુણો નથી. 'ચંદુભાઈ' અને 'તમે' બેઉ જુદા છો. આ શરીરમાં 'તમે'ય જુદા છો ને 'ચંદુભાઈ'યે જુદા છે. અમને બેઉ જુદા દેખાય છે, ચંદુભાઈ ય દેખાય છે ને તમે ય દેખાવ છો. એટલે ''ખરેખર તમે 'રિયલી સ્પીકિંગ' કોણ

છો'' એનું 'ડીસીઝન' લેવું જોઈએ. આ શરીરમાં તમારું ક્ષેત્ર જુદું છે. તમે તમારા ક્ષેત્રમાં રહો તો તમે ક્ષેત્રજ્ઞ છો. અને ક્ષેત્રમાં ના રહો તો ક્ષેત્રાકાર થઈ જાવ. ક્ષેત્રજ્ઞ થઈને આ બધું જાણવાનું છે કે આ ક્ષેત્રમાં શું થઈ રહ્યું છે. ક્ષેત્રજ્ઞનો અર્થ શું ? ક્ષેત્રને જાણનાર. એટલે તમારે નિરંતર જાણ્યા જ કરવાનું છે 'શું થઈ રહ્યું છે, કોણ બોલે છે' એ બધું તમારે તમારા ક્ષેત્રમાં રહીને જાણવાનું જ છે ખાલી.

'હું શુદ્ધાત્મા છું' એવો નિર્ણય થવો, એનું નામ જ આત્માનો અનુભવ. અને એ આત્મઅનુભવ થવો એ કંઈ જેવી તેવી વાત છે ?

## એ ગુપ્તસ્વરૂપ, અદ્‌ભૂત ! અદ્‌ભૂત !!

એટલે આ દુનિયામા જાણવા જેવું શું છે ? આપને શું લાગે છે ?

**પ્રશ્નકર્તા** : સ્વ-સ્વરૂપ.

**દાદાશ્રી :** બસ ! એના સિવાય દુનિયામાં બીજી જાણવા જેવી કોઈ વસ્તુ જ નથી. એક સ્વ-સ્વરૂપ જ જાણવા જેવું છે.

**પ્રશ્નકર્તા** : હા, પણ એ અદ્‌ભૂત દર્શન શું હશે ?

**દાદાશ્રી :** અદ્‌ભૂત એ તો ગુપ્તસ્વરૂપ છે. જે જગતથી આખું ગુપ્ત છે, ગુપ્ત સ્વરૂપ છે. આખું જગત જ જેને જાણતું નથી, એ ગુપ્ત સ્વરૂપ, તે અદ્‌ભૂત જ છે. એથી બીજી અદ્‌ભૂત વસ્તુ આ દુનિયામાં કોઈ હોતી નથી. અને અદ્‌ભૂત તો આ દુનિયામાં કોઈ વસ્તુ જ નથી ને. બધી વસ્તુ મળે. પણ જે ગુપ્ત સ્વરૂપ છેને, એ એકલું જ અદ્‌ભૂત છે, આ દુનિયામાં ! એટલે શાસ્ત્રકારોએ એને અદ્‌ભૂત, અદ્‌ભૂત, અદ્‌ભૂત કહીને લાખો વખત અદ્‌ભૂત કહ્યું.

## માન્યતાની જ મૂળ ભૂલ...

**પ્રશ્નકર્તા** : પણ અમને ભ્રાંતિ તો ખરી જ ને !

**દાદાશ્રી :** શેની ભ્રાંતિ છે ?

**પ્રશ્નકર્તા** : સ્વ-સ્વરૂપની ભ્રાંતિ જ છે ને ?

**દાદાશ્રી :** પણ ભ્રાંતિવાળું સ્વરૂપ કયું છે ને ભ્રાંતિરહિત સ્વરૂપ 'તમારું' કયું છે ? કેટલો ભાગ ભ્રાંતિરહિત છે ને કેટલો ભાગ ભ્રાંતિવાળો છે એવું ખબર જ નથી. કશું વહેંચણ જ નહીં કરેલું. 'ડિવિઝન' જ નહીં પાડેલાને ?

**પ્રશ્નકર્તા** : ભ્રાંતિની વ્યાખ્યા આપ શું કરો ? કોને ભ્રાંતિરહિત ગણાય ?

**દાદાશ્રી :** પોતે અવિનાશી, પોતાની માલિકીની ચીજોય અવિનાશી અને વિનાશી ચીજોને પોતાની માનવી, એનું નામ ભ્રાંતિ.

**પ્રશ્નકર્તા** : એટલે એક જાતનું અજ્ઞાન થયું ને ?

**દાદાશ્રી :** ભારે અજ્ઞાન ! 'ફોરેન ડિપાર્ટમેન્ટ'ને 'હોમ ડિપાર્ટમેન્ટ' માનવું, એટલી બધી અજ્ઞાનતા છે. એક 'ફોરેન ડિપાર્ટમેન્ટ' હોય એને જ 'હોમ ડિપાર્ટમેન્ટ' માને તો 'હોમ'ને શું જાણે ? એટલે 'હોમ'ને એ જાણતો જ ના હોય. અને 'ફોરેન ડિપાર્ટમેન્ટ'ને 'હોમ ડિપાર્ટમેન્ટ' માને તોય શું લાભ થાય ?

**પ્રશ્નકર્તા** : કશો લાભ ના થાય.

**દાદાશ્રી :** તો શું નુકસાન થાય ?

**પ્રશ્નકર્તા** : વાસ્તવિક આપણું સ્વરૂપ ના જાણીએ તો બધું નુકસાન જ છે.

**દાદાશ્રી :** નુકસાન જ છે ને ! પોતાનું સ્વરૂપ એ 'હોમ ડિપાર્ટમેન્ટ' છે અને 'ફોરેન ડિપાર્ટમેન્ટ'માં 'હું ચંદુભાઈ છું, હું પ્રોફેસર છું, હું આ બઈનો ધણી છું, આનો કાકો છું, હું જાડો છું, હું પાતળો છું.' એવું બધું ગા ગા કરે, એનું નામ ભ્રાંતિ. બોલવાનો વાંધો નથી, પણ આ તો જે બોલે છે ને, એની ઉપર જ તમને શ્રદ્ધા છે. તમે તો વ્યવહાર ને નિશ્ચય, 'ફોરેન' ને 'હોમ'-બે ભેગું કરીને બોલો છો કે 'હું ચંદુભાઈ જ છું.' ઓહોહો !

શું મોટા ચંદુભાઈ આવ્યા !! સાવ આવા અવળાને જ ઝાલી પડ્યા છે ! આવું કંઈ પોષાય બધું ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા** : ના પોષાય.

**દાદાશ્રી :** તો કંઈક આરો આવે એવું જ્ઞાન જોઈએ. આ સંસાર સમુદ્રમાં કોઈ જગ્યાએ કિનારો દેખાતો નથી. ત્યાં ઘડીકમાં કહેશે, 'ઉત્તરમાં હેંડો.' ઉત્તરમાં ગયા પછી એક જણ સામો મળ્યો, તો એ કહેશે, 'આ બાજુ હેંડો.' અલ્યા, એ બાજુથી તો આવ્યો હું. ત્યારે કહે, 'ના, પણ પાછા એ બાજુ હેંડો.' એટલે આમ ભટક ભટક ભટક ભટક કર્યા કરે છે. પણ આરો કે કિનારો કશું દેખાતું નથી.

## ....એ ભ્રાંતિ કોણ ભાંગે ?

થોડા વખતમાં ઊડી જાય, એનું નામ ભ્રાંતિ કહેવાય. અને આ બધી ભ્રાંતિને તો આપણે રોજ રોજ મજબૂત કરીએ છીએ. 'હું ચંદુભાઈ છું, હું ચંદુભાઈ છું' કરીએ એટલે રોજ નવી નવી ભ્રાંતિ મૂકતા જઈએ છીએ અને જૂની ભ્રાંતિ ભૂંસાતી જાય છે. જો નવી ભ્રાંતિ મૂકીએ નહીં, તો જૂની ભ્રાંતિ ઊડી જાય. બધું વિયોગી સ્વભાવવાળું છે. ભ્રાંતિ પણ વિયોગી સ્વભાવવાળી છે.

તમારો જે 'આત્મા' છે ને, એ 'તમે' પોતે જ છો. પણ અત્યારે 'તમને' ભ્રાંતિ થઈ ગઈ છે. એટલે જ્યાં 'પોતે' નથી ત્યાં 'તમે' આરોપ કરો છો કે 'હું ચંદુભાઈ છું.'

## વિનાશી ને અવિનાશીનો ભેદ શો ?

માણસ મરે છે ત્યારે વિનાશી ચીજો જુદી પડી જાય છે અને અવિનાશી ચીજો જુદી પડી જાય છે. આમાં જે અવિનાશી વસ્તુ છે, એ 'રિયલ' એટલે કે સનાતન વસ્તુ છે. અને 'રિલેટિવ' બધું વિનાશી છે.

**પ્રશ્નકર્તા** : આપે કહ્યું ને, કે 'રિલેટિવ' બધું વિનાશી છે, નાશવંત છે. હવે વિજ્ઞાનીઓ અને ભારતીય દર્શન પણ એમ કહે છે, કે આ

દુનિયામાં કોઈ તત્ત્વ વિનાશી નથી. તો આપ આ નાશવંત માટે શું કહેવા માંગો છો ?

**દાદાશ્રી :** હું એમ જ કહેવા માગું છું કે આ દુનિયામાં કોઈ તત્ત્વ વિનાશી નથી. અને એ તત્ત્વ, તત્ત્વની દૃષ્ટિએ છે. એ તત્ત્વ તમે જોયેલુંય નથી. આ તમારા અનુભવમાં બધી અવિનાશી વસ્તુઓ આવે છે કે વિનાશી વસ્તુઓ આવે છે ?

**પ્રશ્નકર્તા** : અવિનાશીયે નથી આવતું ને વિનાશીયે નથી આવતું.

**દાદાશ્રી :** પણ આ કપરકાબી ભાંગી જાય તો એ પ્યાલા-રકાબીને તમે વિનાશી કહો કે અવિનાશી ?

**પ્રશ્નકર્તા** : હું એને કશું જ કહેતો નથી. એ સરખી જ વસ્તુ છે.

**દાદાશ્રી :** સરખું જ ? પણ આ બીજા બધા લોકોને સરખું નથી લાગતું ? આ બધાને માટે તો, કપરકાબી ભાંગી જાય છે એટલે એ લોકો કપરકાબીને વિનાશી જ કહે.

**પ્રશ્નકર્તા** : પણ વિનાશી માટે આપનો અભિપ્રાય શું છે ?

**દાદાશ્રી :** વિનાશી એટલે આપણને આ કપરકાબીઓ ભાંગી જાય એટલે મહીં ઉપાધિ થાય, આ કપડાં સળગી જાય તો મહીં ઉપાધિ થાય. એટલે એ બધી વિનાશી ચીજો છે. આ શરીર એ અવિનાશી છે કે વિનાશી છે ?

**પ્રશ્નકર્તા** : શરીર પણ વિનાશી નથી.

**દાદાશ્રી :** વિનાશી નથી ? એટલે તમારા જેવું જ્ઞાન આ બધાને નથી. આ બધાને જુદી જાતનું જ્ઞાન છે. આ લોકો તો શરીર વિનાશી છે એમ કહે છે ને તમે તો શરીર વિનાશી નથી, એમ કહો છો. તમારે ઘેર કપ-રકાબીઓ ભાંગે તો તમને કશું થાય નહીં ?

**પ્રશ્નકર્તા** : વિનાશીના અર્થ માટે હું વૈજ્ઞાનિક દૃષ્ટિએ વાત પૂછું છું.

**દાદાશ્રી :** ના. અહીં વૈજ્ઞાનિક દૃષ્ટિની જરૂર જ નથી. આપણે વ્યવહારની દૃષ્ટિની જરૂર છે. અહીં વ્યવહારમાં વ્યવહારની દૃષ્ટિ જોઈએ.

વૈજ્ઞાનિક દૃષ્ટિથી તો શું છે, એ પણ તમને કહી દઉં ! વૈજ્ઞાનિક દૃષ્ટિ તો શું કહે છે કે, 'આ દુનિયામાં એક પણ પરમાણુ ઘટતું નથી. ગમ્મે એટલું નાશ થયા કરે તો ય એક પરમાણુ ઘટતું નથી તેમ એક પરમાણુ વધતું નથી.' પણ લોકોને ઘેર તો કપરકાબી તૂટી ગયાં એટલે કકળાટ થાય કે ના થાય ? કપડાં બળી ગયાં તો કકળાટ થાય ને ? આ ઘર બળી ગયું તો ય દુઃખ થાય કે ના થાય ? એટલે એને વિનાશી કહ્યું. એમાં આત્મા કંઈ બળતો નથી.

**પ્રશ્નકર્તા :** વિનાશી એટલે 'વેધર ઈટ ઈઝ ઓન્લી ચેન્જ ઓફ સ્ટેટ' ?

**દાદાશ્રી :** વિનાશી એટલે અવસ્થાઓનો વિનાશ થાય છે. વસ્તુ વિનાશી નથી, તત્ત્વ વિનાશી નથી. પણ આ અવસ્થાઓ જે ઉત્પન્ન થાય છે એ અવસ્થાઓ નાશ થાય છે. જગતના લોકો પણ અવસ્થામાં જ ગૂંચાયેલા છે એટલે એમને વિનાશી જ કહેવું પડે.

આ લોકો જો ડૉક્ટર પાસે જાય, ને કહે ડૉક્ટર સાહેબ, 'મને તાવ આવ્યો છે.' હવે ત્યાં આગળ પેલો ડૉક્ટર કહેશે, 'અવિનાશી છે.' એટલે થઈ રહ્યું, પેલાને તો બિચારાને ગભરામણ થઈ જાય. એટલે આપણે કહીએ કે, 'તાવ વિનાશી છે, જતો રહેશે !' આપને સમજાયું હું શું કહેવા માગું છું તે ?

**પ્રશ્નકર્તા :** હા, હવે સમજાયું !

**દાદાશ્રી :** અવસ્થા માત્ર વિનાશી છે. એ અવસ્થાઓમાં જગત આખું રચેલું રહે છે. એ અવસ્થામાં રહેવાથી અસ્વસ્થ થાય છે. અવસ્થામાં 'પોતાનો' મુકામ કરવાથી અસ્વસ્થ થાય છે. અને પોતાના સ્વરૂપમાં, 'પરમેનન્ટ'માં રહેવાથી સ્વસ્થ થાય.

એટલે વસ્તુની અવસ્થાઓ વિનાશી છે અને મૂળ વસ્તુ અવિનાશી

છે. એ તો 'જ્ઞાની પુરુષ' જ મૂળ તત્ત્વની વાત જાણે છે. પણ લોક તો અવસ્થામાં જ પડેલાં છે.

## વિનાશી ધર્મમાં, 'અવિનાશી'ની ભ્રાંતિ !

હવે જ્યાં સુધી માણસને ભ્રાંતિ છે, ત્યાં સુધી પેલું વિનાશી અને અવિનાશી એક રૂપે વર્તે. એક રૂપે વર્તે ત્યારે શું કરે ? 'આ જાણું છું હું અને આ કરું છું હું' એવું બોલે. એટલે બન્નેના ધર્મો ભેગા બોલે, વિનાશીના ધર્મો અને અવિનાશીના ધર્મો બન્ને ભેગું બોલે અને ભેગું બોલે, એનું નામ જ ભ્રાંતિ. પછી 'હું જ ચંદુભાઈ છું' એવું બોલે. 'પોતે' અવિનાશી હોવા છતાંય પણ 'પોતે' 'હું જ ચંદુભાઈ છું' એવું બેભાનપણાથી બોલે છે. એનું કારણ શું ? કે અવિનાશી અને વિનાશી બે એકત્ર થઈ ગયું છે, એકાકાર થઈ ગયું છે. એટલે એકાકારથી આ ભ્રાંતિ ઉત્પન્ન થઈ છે.

**પ્રશ્નકર્તા** : પણ એ ભ્રાંતિ તો અવિનાશીની જ બનાવેલી છે ને ?

**દાદાશ્રી :** બનાવેલી કોઈએ નથી, અવિનાશી બનાવે નહીં આ. આ ભ્રાંતિ તો વૈજ્ઞાનિક કારણોથી ઊભી થઈ ગયેલી છે. બાકી કોઈ ભ્રાંતિ બનાવે નહીં.

**પ્રશ્નકર્તા** : એ વ્યક્તિમાં વિનાશી અને અવિનાશી બન્ને સાથે હોય, તો જે વર્તન કરતા હોય એ તો અવિનાશીનું જ હોય ને ? કારણ કે અવિનાશીનું જ સામ્રાજ્ય ચાલે છે ને ?

**દાદાશ્રી :** સામ્રાજ્ય અવિનાશીનું છે જ નહીં બિલકુલેય ! વર્તનેય અવિનાશીનું નથી. આ તો સામ્રાજ્ય જ આખું વિનાશીનું છે. એટલા માટે અમે વિનાશી ને આ અવિનાશી, એમ બે ભાગ જુદા પાડી આપીએ. પાપો ભસ્મીભૂત કરીએ તો એ બે ભાગ જુદા પડે, તો પછી બન્ને છૂટા પડી જાય. પછી આત્મા જ્ઞાતા-દ્રષ્ટા રહે. એટલે અવિનાશી એના મૂળ સ્વભાવમાં આવી જાય અને વિનાશી જે છે એ આ ક્રિયામાં રહે. આ વિનાશીને જાણવાનો સ્વભાવ નથી. લાગણીનો કે એવો કોઈ સ્વભાવ આ વિનાશીમાં નથી. પછી વિનાશી છે તે આ ક્રિયાઓમાં રહે અને અવિનાશી જ્ઞાતા-દ્રષ્ટા

રહે, બેઉ પોતપોતાના સ્વભાવમાં રહે. અને આ ભ્રાંતિમાં તો શું કરે છે ? 'જાણું છું હું અને કરું છું હું', એટલે પછી આ ક્રોધ-માન-માયા-લોભ બધી નબળાઈઓ ઊભી થઈ ગઈ છે.

## પરમાત્મા પહોંચાડે પ્રકાશ ને પરમાનંદ !

**પ્રશ્નકર્તા** : તો અવિનાશીનું કાર્ય શું, વિનાશીની જોડે રહીને ?

**દાદાશ્રી :** એ ખાલી પ્રકાશ આપે છે, બીજું કંઈ કરતો નથી. પોતાની પાસે પ્રકાશ પાર વગરનો છે, એ પ્રકાશ આપે છે. અને બીજું એ આનંદ આપે છે. પણ આનંદ આપણી પાસે પહોંચતો નથી, એનો તીરોભાવ થાય છે. અને એ આનંદનો આપણે શું ઉપયોગ કરીએ છીએ ? એ આનંદ 'પોતાના'માંથી આવે છે એમ માનતા નથી, એટલે આપણે કહીએ છીએ કે આ જલેબીમાંથી આનંદ આવ્યો. આ તીરોભાવ કરીએ છીએ એટલે આપણને એમ લાગે છે કે આનંદ આ જલેબીમાંથી આવે છે. પણ જલેબીમાંથી આનંદ આવતો નથી, પોતામાંથી આનંદનું આરોપણ થાય છે.

એટલે કોઈ વસ્તુમાં આનંદ હોય નહીં, સોનામાં કે કશામાં આનંદ હોય નહીં. જો સોનામાં આનંદ હોય તો સોનાની પથારી કરીએ તો ઊંઘ સારી આવે ને ?

**પ્રશ્નકર્તા** : ના આવે.

**દાદાશ્રી :** એટલે સોનામાં આનંદ નથી. તે આ આનંદ તો કલ્પનાથી ઊભો કરીએ છીએ કે આમાં આનંદ છે ને આમાં મઝા છે, તે એવું ભાસે છે પછી. એટલે મૂળ સાચો આનંદ માર્યો જાય છે. અમારે પેલો 'ડિરેક્ટ' સાચો આનંદ આવે. અમે નિરંતર સાચા આનંદમાં રહીએ છીએ ને, એ સ્વાભાવિક આનંદ આવે, નેચરલ, જે પોતાનો છે અને આ બધો આનંદ તો કલ્પિત છે અને આ સુખે ય કલ્પિત છે અને દુઃખેય કલ્પિત છે.

## સ્વભાવ ભજ્યે, સ્વાભાવિક સુખ !

એટલે અમે 'આત્મા' જુદો પાડી આપીએ, એટલા માટે કે 'તમે'

સ્વાભાવિક સુખમાં આવી જાવ પછી. પછી તમને ચિંતા, ઉપાધિ ના થાય. કારણ કે ચિંતા શાથી થાય છે ? કે 'હું જ ચંદુભાઈ છું' અને 'હું જ કરું છું' એમ કહો છો, તેથી ચિંતા થાય છે, કશું માણસ કરી શકે ખરો ? આ કરે છે કે 'ઈટ હેપન્સ' છે ?

**પ્રશ્નકર્તા** : 'ઈટ હેપન્સ' એટલે પોતાની જાતે કશું થતું નથી, એમ ?

**દાદાશ્રી :** હા, બસ. તે આ પોતાની જાતે કરવા જાય છે ને, તેની ભ્રાંતિ ઉત્પન્ન થાય છે ને કર્તા થયો એટલે ચિંતા ઊભી થાય. તમને સમજ પડીને ? પોતે છે અકર્તા, પણ કર્તાપદ ધારણ કર્યું છે અને કર્તાપદ ધારણ થયું તેથી ભોક્તાપદ ઉત્પન્ન થયું, કરવા ગયો તેથી ભોક્તા થયો. અને એટલે આખો દહાડો ચિંતા, ઉપાધિ ને કકળાટ ! પછી કોઈ કશું અપમાન કરે તોય દુઃખ થાય.

એટલે 'પોતે' 'પોતાના સ્વભાવ'માં આવે એટલા માટે 'આ' જ્ઞાન આપવાનું. પછી આત્મા આત્મામાં રહે અને અનાત્મા અનાત્મામાં રહે. દરેક જીવોની મહીં ચેતન છે ને, તે પ્રકાશ જ આપે છે, બીજું કશું કરતો નથી.

આ જે વિનાશી છે. એ બધું 'રિલેટિવ' છે અને 'ઓલ ધીસ રિલેટિવસ્ આર ટેમ્પરરી એડજસ્ટમેન્ટ્સ અને યુ આર રિયલ એન્ડ પરમેનન્ટ.' તે એક 'ટેમ્પરરી' અને એક 'પરમેનન્ટ' આ બે ભેગું થઈ ગયું છે. તેનું અમે વિભાજન કરી આપીએ છીએ, 'લાઈન ઓફ ડીમાર્કેશન' નાખી આપીએ કે 'ધીસ ઈઝ ધેટ એન્ડ ધીસ ઈઝ નોટ ધેટ.'

**પ્રશ્નકર્તા** : આ વિનાશીથી અવિનાશી છૂટો પડે પછી એનું શું થાય છે ?

**દાદાશ્રી :** પછી એને આ દુઃખો ના રહે ને ! આ સાંસારિક દુઃખો જે છે કે 'આમ થઈ ગયું, તેમ થઈ ગયું.' તે એને ના રહે. પછી મરવાનું થાય તોય બીક ના આવે, ગજવું કપાય તોય દુઃખ નહીં, બૈરી ગાળો ભાંડતી હોય તોય દુઃખ નહીં, કશાં દુઃખો ના ઉત્પન્ન થાય ને ! એટલે વિનાશીથી

અવિનાશી છૂટો પડે એટલે બન્ને પોતપોતાનાં સ્વભાવમાં રહે, બીજું શું થવાનું ?

**પ્રશ્નકર્તા** : આવું જેને છૂટું પડ્યું હોય, તેને મૃત્યુ પછી શું થાય છે ?

**દાદાશ્રી :** મૃત્યુ પછી એનો એક અવતાર બાકી રહે છે. કારણ કે અમે આ પાંચ આજ્ઞા આપીએ છીએ, તે પાળે એટલે એક અવતાર એનો બાકી રહે.

## આવું સ્વરૂપ જગતનું રહ્યું !

**પ્રશ્નકર્તા** : આ સૃષ્ટિના ક્રમની કેટલીક વાત સમજમાં નથી આવતી કે જે તમારી પાસે આવ્યા ને એમને આપની પાસે આત્મજ્ઞાન થયું, પણ બીજા લોકોને કેમ નહીં થતું હોય ?

**દાદાશ્રી :** આ બધા લોકોને માટે નથી.

એવું છે, આખી જે સૃષ્ટિ છે ને, તે પ્રવાહ રૂપે છે. એટલે જે દરિયાને જોઈન્ટ થાય છે, ત્યાં એટલા પાણીની મુક્તિ થઈ ગઈ અને બીજું બધું જેમ આવશે તેમ એની મુક્તિ થતી જશે. એટલે આ જગત આખુંય પ્રવાહ રૂપે છે અને એટલે બધાને એકદમ આ ના થાય.

**પ્રશ્નકર્તા** : કેટલાક કણો દરિયામાં પહોંચે, કેટલાક વચ્ચે જ રહે, આનું શું કારણ ?

**દાદાશ્રી :** એ બધું 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ'ના આધારે છે. એટલે ભ્રાંતિ છે ત્યાં સુધી એની મુક્તિ થતી નથી.

## 'કર્તાપદ' એ જ ભ્રાંતિ !

**પ્રશ્નકર્તા** : આ બધાને ભ્રાંતિ થઈ છે, તે ભ્રાંતિ ટાળવાનો ઉપાય શું ? બતાવો.

**દાદાશ્રી :** ભ્રાંતિ શેની થઈ છે ? એ આપને સમજાયું ને ?

**પ્રશ્નકર્તા** : પોતે પોતાને જાણ્યો નથી.

**દાદાશ્રી :** બસ, એટલી જ ભ્રાંતિ થઈ છે. પોતે પોતાથી જ બેભાન થઈ ગયો એટલી જ ભ્રાંતિ થઈ છે 'એને', બીજી કશી ભ્રાંતિ નથી.

**પ્રશ્નકર્તા** : ભ્રાંતિ જે પડી છે, એ ભ્રાંતિ કયા સાધને જાય ? તે કૃપા કરીને આપ સમજાવશો.

**દાદાશ્રી :** કર્મનો કર્તા છે, માટે ભોક્તા છે. એ શું છે ? કે કર્મને પોતે આધાર આપે છે કે 'આ મેં કર્યું' આ વર્લ્ડમાં કોઈ જીવ કશું કરી શકે એમ છે જ નહીં, જે 'કરે છે' એવું કહે છે એ જ ભ્રાંતિ છે, ને એ જ અહંકાર છે. આ તો અહંકાર પોતાનો દેખાવ કરે છે. બાકી, આ બધું તો 'ઈટ હેપન્સ' છે. બધું થઈ જ રહ્યું છે. થઈ રહ્યાને પાછો કહે છે, 'મેં કર્યું, હું કરું છું.' આ તો થઈ રહ્યું છે. એ ના કશું કરે ને તો ય સવારમાં ઉઠ્યો કે ચા-પાણી બધું તરત મળી જ જાય એને.

હવે ભ્રાંતિ કયા સાધને જાય ? 'એ પોતે કોણ છે' એવું જો 'જ્ઞાની પુરુષ' એને જણાવડાવે તો એ ભ્રાંતિ જતી રહે, બસ એટલે 'જ્ઞાની પુરુષ' મળી આવે તો એ ભ્રાંતિ જાય.

આ જગતમાં 'હું કરું છું' ને 'હું જાણું છું' બે ભાવ ભેગા કરે, એનું નામ ભ્રાંતિ. 'અમને' 'હું કરું છું' એ ભાન જ ના હોય. જ્યારથી 'અમને' 'આત્મા'નું ભાન પ્રગટ થયું છે ત્યારથી 'હું કરું છું' એ ભાન જ ઉત્પન્ન થયું નથી. અરે, આ દેહનો 'હું' માલિક જ નથી રહ્યો ને ! 'અમને' આ મન-વચન-કાયાનું માલિકીપણું જ આજ પચ્ચીસ વર્ષથી નથી.

## આત્મા સુણ્યો, શ્રદ્ધયો, જાણ્યો નથી, તો...

એટલે આત્મા એ જુદી વસ્તુ છે. આત્મા જાણ્યો એ તો પરમાત્મા જાણ્યો કહેવાય ને જેણે પરમાત્મા જાણ્યો એનો તો મોક્ષ જ થઈ ગયો.

આત્મા જાણવા માટે આ બધું છે. અને જો આત્મા જાણવા ના મળ્યો તો આત્મા શ્રદ્ધવા માટે છે. 'આત્માની' 'તમને' શ્રદ્ધા બેસવી જોઈએ કે 'હું આત્મા છું' એવી પ્રતીતિ બેસે. એવુંય ના મળે તો પછી આત્મા સુણવા માટે છે કે રોજ આત્માની વાત સાંભળ સાંભળ કરીએ.

એટલે શાસ્ત્રકારોએ શું લખ્યું કે જેણે આત્મા સુણ્યો નથી, શ્રદ્ધયો નથી કે જાણ્યો નથી, એ મુક્તિમાર્ગનો અધિકારી જ નથી. એટલે આ વાત જો સમજે તો ઉકેલ આવે, નહીં તો ઉકેલ ના આવે.

## અધ્યાત્મના અંધકાર ઓગાળે જ્ઞાની !

પચ્ચીસસો વર્ષથી આ દેશમાં અંધારું ચાલ્યું. એમાં એક-બે જ્ઞાનીઓ થયા, પણ તે બધો 'પ્રકાશ' બધે પહોંચી શકે નહીં. અને આ 'પ્રકાશ' તો આખો મનનો થર ઓળંગે, બુદ્ધિનો થર ઓળંગે ત્યારે પહોંચે તેવો છે. હજુ તો ફોરેનવાળા મનના થરમાંય આવ્યા નથી. એ લોકો તો ખાલી નિશ્ચેતન-મનની ક્રિયાઓમાં છે. ચેતન-મન તો એમણે જોયુંય નથી, સાંભળ્યુંય નથી અને ફોરેનવાળાને એની જરૂરેય નથી. ફોરેનવાળાને આજે આપણે કહીએ કે મહીં આત્મા છે, તે એને થોડું ઘણું મહીં સમજાય કે કંઈક તત્ત્વ છે. પણ એ આત્માને ના માને, પણ બીજું કંઈક છે એવું એ માને ખરા. એને આપણે કહીએ, પુનર્જન્મ છે. તો એ સ્વીકારે નહીં.

એટલે એક આત્મા જાણવાનો છે. આપણા હિન્દુસ્તાનના બધા ધર્મો શું કહે છે કે આત્મા જાણો. ફોરેનમાં આત્માની વાત જ નથી. ફોરેનમાં તો 'આ હું જ વીલીયમ છું ને હું જ માયસેલ્ફ' કહેશે. અને એ લોકો પુનર્જન્મને માનતા નથી, ત્યાં સુધી આત્માનું ભાન ના હોય. જે લોકો પુનર્જન્મને માનતા હોય તેને આત્માની ખબર હોય કે ભાઈ, આત્મા મારો જુદો અને હું જુદો.

અને આત્મા એ એક એવી ચીજ છે કે કોઈને જડ્યો જ નથી, ફક્ત કેવળજ્ઞાનીઓને જ જડ્યો હતો, એમ કહે તો ચાલે. જે બીજા કેવળી થયા તે કેવળજ્ઞાનીનાં દર્શન કરવાથી થયા. પણ જો ખરી શોધખોળ કરી હોય તો કેવળજ્ઞાનીઓએ, તીર્થંકરોએ !

એટલે આત્મા જડે એવી વસ્તુ નથી. આ શરીરમાં આત્મા શી રીતે જડે તે ? આત્મા એવો છે કે ઘરોની આરપાર જતો રહે, અહીં લાખ ભીંતો હોય તેની આરપાર જતો રહે, એવો આત્મા છે. હવે એ આત્મા શી રીતે આ દેહમાં જડે 'એને' ?

## 'જ્ઞાની' વર્તાવે, આત્મપરિણતિ !

**પ્રશ્નકર્તા** : તો સાંસારિક માણસોને આત્મા મળે જ નહીં ?

**દાદાશ્રી :** એવું કશું છે નહીં. આત્મા જ છો તમે. પણ 'તમને' પોતાને ભાન થતું નથી કે 'હું' કેવી રીતે 'આત્મા' છું, નહીં તો 'તમે' પોતે જ 'આત્મા' છો.

'જ્ઞાની પુરુષ' આત્મજ્ઞાન આપે, તે કેવી રીતે આપે ? આ ભ્રાંતજ્ઞાન અને આ આત્મજ્ઞાન, આ જડજ્ઞાન અને આ ચેતનજ્ઞાન, એ બેની વચ્ચે 'લાઈન ઓફ ડિમાર્કેશન' નાખી આપે. એટલે પછી ફરી ભૂલ થવાનો સંભવ ના રહે. અને આત્મા નિરંતર લક્ષમાં રહ્યા કરે, એક ક્ષણ આત્માની જાગૃતિ ના જાય.

અત્યારે તમારામાં પણ આત્મા અને અનાત્મા બન્નેના ધર્મ જુદા જ છે. પણ તમારે બન્ને પરિણામ ભેગાં નીકળે છે, એટલે તમને બેસ્વાદ આવે છે. બન્નેના ધર્મનાં પરિણામ મિક્ષ્ચર કરવાથી બેસ્વાદ થાય. અને 'જ્ઞાની પુરુષ'ને ચેતન પરિણામ જુદું રહે અને અનાત્મ પરિણામ જુદું રહે, બન્ને ધારાઓ જુદી જુદી વહે, એટલે નિરંતર પરમાનંદમાં રહે.

એવું છે, ખાવાનું, પીવાનું, નહાવાનું, ઊઠવાનું, સુવાનું, જાગવાનું એ બધો દેહનો ધર્મ છે. અને લોકો બધા દેહના ધર્મમાં જ પડ્યા છે. 'પોતે' 'આત્મધર્મ'માં એકવાર એક સેકન્ડેય આવ્યો નથી. જો એક સેકન્ડેય આત્મધર્મમાં આવ્યો હોત તો ભગવાનની પાસેથી ખસત નહીં.

## જ્ઞાનાંક્ષેપકવંત વિચારધારા કામની...

**પ્રશ્નકર્તા** : જીવે વિચાર કરવો જોઈએ ખરો ને ?

**દાદાશ્રી :** શાનો ?

**પ્રશ્નકર્તા** : જે આપની પાસેથી સાંભળ્યું હોય કે વાંચ્યું હોય, એના ઉપર વિચારણા કરવી જોઈએ ખરીને ?

**દાદાશ્રી :** હા. વિચારણા કરીને એનું તારણ કાઢવું પડે ને !

**પ્રશ્નકર્તા** : એટલે વિચારણા કરવી જરૂરી ખરી ?

**દાદાશ્રી :** હા, જરૂરી ખરી પણ અમુક હદ સુધી.

એવું છે, આ વિચારણા છે ને, તે આત્મા પ્રાપ્ત કરતાં સુધી વિચારણા કરવાની છે અને પછી વિચારણા હોતી નથી. કારણ કે વિચારણા એ તો મનનો ધર્મ છે. એટલે આત્મધર્મ પામ્યા પછી મનોધર્મની જરૂર નથી. પછી તો દેહધર્મ, મનોધર્મ, બુદ્ધિના ધર્મ, અંતઃકરણના ધર્મ, કોઈ ધર્મની જરૂર નથી. કારણ કે પોતાનો સ્વધર્મ પ્રાપ્ત થયો !

**પ્રશ્નકર્તા** : તો સ્વધર્મમાં આવ્યા પછી કઈ જરૂર છે ?

**દાદાશ્રી :** સ્વધર્મમાં આવ્યા પછી બીજા કશાની જરૂર જ નથી. આ બધા મહાત્માઓ સ્વધર્મમાં આવેલા છે. એટલે 'આમને' વિચારની જરૂર નથી. પણ જ્યાં સુધી સ્વધર્મમાં આવ્યો નથી ત્યાં સુધી વિચારની ય જરૂર છે.

**પ્રશ્નકર્તા** : કારણ કે કૃપાળુદેવે કહ્યું કે 'કર વિચાર તો પામ.'

**દાદાશ્રી :** હા, 'કર વિચાર તો પામ' કહ્યું. પણ એ વિચાર બધા આવરણ છે. છતાં કૃપાળુદેવે કહ્યું છે એ બરોબર છે. એ વિચાર બહુ ઊંચા હોય છે, આ જગતના લોકો જે વિચાર કરે છેને એવા વિચાર નથી હોતા.

**પ્રશ્નકર્તા** : નહીં નહીં, એ નહીં, એકલા આત્માના જ વિચાર.

**દાદાશ્રી :** બસ, એકલા આત્મા સંબંધના જ વિચાર. અને તે પણ કેવા ? કે 'લિંક' તૂટે નહીં એવા હોય. એટલે આ વિચારધારામાં વિક્ષેપ ના પડે. એવા વિચારો હોય ત્યારે આત્માનું થોડું-ઘણું કંઈક સમજાય. બાકી આત્મા સમજવો બહુ અઘરો છે. અને 'જ્ઞાની પુરુષ' મળે તો આત્મા સહેજમાં પ્રાપ્ત થાય એવું છે.

આ બધા 'મહાત્માઓ' આત્મા પ્રાપ્ત કરીને બેઠા છે. અને તમારો આત્મા આ બધાને દેખાય છે, દિવ્યચક્ષુથી તમારો આત્મા એ બધા જોઈ શકે છે.

સ્વધર્મ પ્રાપ્ત થયો એટલે મનોધર્મની જરૂર નહીં, કોઈ ધર્મની જરૂર નહીં, પછી દેહાધ્યાસ જ ના હોય ને ! દેહાધ્યાસ જ છૂટી ગયોને !

**પ્રશ્નકર્તા** : દેહાધ્યાસ તો હજુ અમને છૂટતો નથી.

**દાદાશ્રી :** દેહાધ્યાસ એ દેહાધ્યાસીથી શી રીતે છૂટે ? તમારે દેહાધ્યાસ છોડવો છે અને તમે દેહાધ્યાસમાં છો, એટલે એ શી રીતે બને ? દેહાધ્યાસીથી દેહાધ્યાસ જાય નહીં. કૃપાળુદેવે કહ્યું છે કે તરણતારણ થયા હોય એવા 'જ્ઞાની' પાસે જજો, તો ઉકેલ આવશે !

## 'મોક્ષ' ના વર્તાવે, તે 'મોક્ષદાતા' જ નહીં !

**પ્રશ્નકર્તા** : એ આત્મા જાણવાની કંઈ ચાવીઓ તો હશે ને ?

**દાદાશ્રી :** એની ચાવીઓ કશું ના હોય. એ તો 'જ્ઞાની' પાસે જઈ અને કહી દેવાનું કે, 'સાહેબ, હું સાવ અક્કલ વગરનો મૂરખ માણસ છું. અનંત અવતારથી ભટક્યો, પણ આત્માનો એક અંશ, વાળ જેટલો મેં જાણ્યો નથી. માટે આપ મારી ઉપર આટલી કંઈક કૃપા કરો.' તો બસ, કામ થઈ ગયું. કારણ કે 'જ્ઞાની પુરુષ' એ તો મોક્ષનું દાન આપવા જ આવ્યા છે.

અને પછી લોક પાછા બૂમો પાડે કે, 'તો અમારા વ્યવહારનું શું થાય ?' આત્મા જાણ્યા પછી જે બાકી રહ્યો એ બધો વ્યવહાર ગણાય અને વ્યવહાર માટેય પાછું 'જ્ઞાની પુરુષ' પાંચ આજ્ઞા આપે કે, 'ભઈ, આ મારી પાંચ આજ્ઞા પાળજે. જા તારો વ્યવહારેય શુદ્ધ અને નિશ્ચયેય શુદ્ધ અને જોખમદારી બધી અમારી.'

અને મોક્ષ અહીંથી જ વર્તવો જોઈએ. અહીંથી મોક્ષ ના વર્તે તો એ સાચો મોક્ષ નથી. અહીં આગળ 'મને' ભેગા થયા પછી જો મોક્ષ તમને ના વર્તે તો એ 'જ્ઞાની' સાચા નથી ને એ મોક્ષેય સાચો નથી. અહીં જ, આ પાંચમા આરામાં જ મોક્ષ વર્તાવો જોઈએ. અહીં જ આ કોટ-ટોપી સાથે મોક્ષ વર્તાવો જોઈએ. બાકી, ત્યાં તો વર્ત્યાનું શું ઠેકાણું ? એટલે 'જ્ઞાની પુરુષ' પાસે 'પોતે' કેવી રીતે 'આત્મા' છે, એવું નક્કી કરાવી લેવાનું છે.

## અનાદિથી 'સ્વરૂપ' નિર્ધારમાં જ ભૂલ !

**પ્રશ્નકર્તા** : મને એમ લાગે છે કે આત્મસ્વરૂપનો નિર્ણય કરવામાં ઉતાવળ શું કામ કરવી ?

**દાદાશ્રી :** હા, ઉતાવળ કરવાની જરૂર નથી. અહીં તો તમારે જેટલા પ્રશ્નો પૂછવા હોય તેટલા પ્રશ્નો પૂછો, ખુલાસો આપવા અમે તૈયાર છીએ. જે નિર્ણય કરવો હોય તે પણ અહીં થાય એવું છે. પણ તે નિર્ણય પહેલો કરવો, તે વખતે જ ચોકસાઈ કરવાની છે. અને એક ફેરો નિર્ણય કર્યા પછી ચોકસાઈની કંઈ જરૂર રહેતી નથી. એટલે ઉતાવળે નિર્ણય બાંધવાની જરૂર નથી. કારણ કે આ તો અનંત અવતારની ભૂલ ભાંગવાની છે. અનંત અવતારથી જે ભૂલ ભાંગી નથી, તે ભૂલ ભાંગવાની છે અને કઈ ભૂલ થઈ છે અનંત અવતારથી ? અનાદિ કાળથી આત્મસ્વરૂપનો નિર્ણય થવાની ભૂલ થતી આવેલી છે, તે ભાંગવાની છે. એટલે એમાં ઉતાવળ કરવાની હોય જ નહીં ને !

એ આત્મસ્વરૂપ એવું છે કે તમારી દૃષ્ટિમાં આવશે નહીં. હવે તમારું પોતાનું જ્ઞાન અમુક સુધી જાણે છે, તેની આગળ આત્મસ્વરૂપ ઘણું છેટું છે. એટલે તમારું પોતાનું જ્ઞાને ય ત્યાં પહોંચી શકશે નહીં. જ્યાં તમારી દૃષ્ટિ પહોંચતી નથી, જ્યાં તમારું જ્ઞાન પહોંચતું નથી, એવું 'પોતાનું' સ્વરૂપ છે, એ 'આત્મસ્વરૂપ' છે !

એટલે 'હું કોણ છું' એ જાણવું, એ જ પોતાનું સ્વરૂપ છે. અને એ 'જ્ઞાની પુરુષ' એકલા જ 'રિયલાઈઝ' કરાવી આપે. પછી મરવા-જન્મવાનું હોય જ નહીં ને !! પછી મરવાનું તે દેહ મરે, 'પોતાને' મરવાનું નહીં ને એક-બે અવતારમાં મોક્ષ થઈ જાય.

## સહુ સાધન બંધન બન્યા !

**પ્રશ્નકર્તા** : આપ એવું સાધન બતાવી શકો કે જેથી આત્મજ્ઞાન થાય ?

**દાદાશ્રી :** સાધન તો ઘણાં જાણ્યાં છે, પણ જીવ સાધનોમાં જ

અટવાઈ રહેલો છે. જે સાધન હોય છે ને, તે સાધનમાં જ લોકોને પછી અભિનિવેષ થઈ જાય છે. કોઈ પણ પ્રકારનો રોગ ના પેસે એવો જાગૃત હોય, 'એલર્ટ' હોય તો કંઈક આગળ ચાલે. બાકી સાધનોમાં જ અટવાઈ જઈને અભિનિવેષ થઈ જાય છે. એટલે જેમનો છૂટકારો થયેલો છે એવા 'જ્ઞાની પુરુષ' મળે તો કંઈ આપણો છૂટકારો કરાવડાવે. નહીં તો ત્યાં સુધી સંત પુરુષો પાસે બેસી રહેવાય, તો એના જેવીય મોટી પુણ્યૈ કોઈ નથી. બાકી સંસારના ત્રિવિધ તાપમાંથી શી રીતે છટકે ? છતાં એ સંતો પાણી છાંટ છાંટ કરે છે, તેનાથી ઠંડક રહે.

**પ્રશ્નકર્તા** : છતાં કોઈ પણ સાધનના સહારા વગર આગળ કેવી રીતે વધી શકાય ? કંઈક સાધન તો જોઈએ ને ?

**દાદાશ્રી :** બધા સાધનો જ બંધન થઈ પડ્યાં છે. તમને બાંધ્યા છે કોણે ? સાધનોએ જ તમને બાંધ્યા છે. જેટલાં જેટલાં આ લોકોએ સાધન કર્યાં છે ને, એ સાધનોએ જ એમને બાંધ્યા છે.

**પ્રશ્નકર્તા** : તો આગળ કયા વિચારે કરીને વધવું ? ને ગૂંચવાડામાંથી નીકળાય કેવી રીતે ?

**દાદાશ્રી :** એવું છે ને, કોઈ કહેશે, 'આ આકાશ પુષ્પ તમે જોયું હતું ?' તો તમે શું કહો ?

**પ્રશ્નકર્તા** : 'એ તો ભ્રમણા છે' એવું કહું.

**દાદાશ્રી :** તો આ તો આત્મા છે, એ શી રીતે જડે ? એ કંઈ કલ્પિત વસ્તુ નથી.

એટલે આત્મા કઈ રીતે જાણશો ? આત્મા તો પોતે જ વિજ્ઞાન છે. અને તમે જે બધા સાધનો કરો છો, જ્ઞાનનાં સાધનો કરો છો અને એ જ્ઞાન પણ શુષ્કજ્ઞાન છે. એટલે તમારે એમાં બધું કરવું પડે. અને વિજ્ઞાન તો 'ઇટસેલ્ફ' ક્રિયાકારી હોય, ખુદ જ કામ કર્યા કરે, તમારે કશું નહીં કરવાનું. અને વિજ્ઞાનથી આત્મા જણાય એવો છે. બીજું કોઈ એવું સાધન નથી કે આત્મા જણાય. આ તમને સાધન બતાવ્યું. હવે આ વિજ્ઞાન એ તમે કરી લેશો ?

**પ્રશ્નકર્તા** : ખબર ના પડી, કયું વિજ્ઞાન ?

**દાદાશ્રી :** આત્મવિજ્ઞાન. આત્મવિજ્ઞાન એટલે આત્મા પ્રાપ્ત કરવાનું જે વિજ્ઞાન છે, એ વિજ્ઞાન હોય તો જ આત્મા પ્રાપ્ત થાય એવો છે. નહીં તો આત્મા પ્રાપ્ત કરવાનાં શાસ્ત્રમાં તો જ્ઞાન નીકળે છે, પણ તે જ્ઞાનથી કંઈ આત્મા પ્રાપ્ત થાય એવો નથી. કારણ કે આત્મા શબ્દરૂપ છે નહીં, કે શાસ્ત્રમાં ઉતરી શકે. એ તો નિઃશબ્દ છે, અવક્તવ્ય છે, અવર્ણનીય છે. બાકી લોકોએ જે કલ્પ્યો છે, તેવો આત્મા છે નહીં. આ તો મનમાં માનીને બેસી રહે ને આખી રાત ને દહાડા કાઢે છે ને અડસટ્ટે ચાલ્યા કરે છે ને અનંત અવતારથી ભટક ભટક કરે છે, પણ અવતાર તો એકુય હજુ ખૂટ્યા નથી !

## ન મિટે 'પોતાથી' 'પોતાપણું' !

**દાદાશ્રી :** શું નામ આપનું ?

**પ્રશ્નકર્તા** : ચંદુભાઈ.

**દાદાશ્રી :** ખરેખર ચંદુભાઈ છો, એ ખાતરી છે ?

**પ્રશ્નકર્તા** : લોકોએ મારું નામ પાડ્યું છે.

**દાદાશ્રી :** તો તમે ખરેખર શું છો ? 'માય નેમ ઈઝ ચંદુભાઈ' બોલો છો ને ? તો 'માય' કહેનારો એ કોણ ?

**પ્રશ્નકર્તા** : એ જ મારી શોધખોળ છે. એ 'હું કોણ છું' એ તો શોધવાનું છે.

**દાદાશ્રી :** કેટલા વખતથી શોધખોળ કરો છો એ ?

**પ્રશ્નકર્તા** : બે વરસથી.

**દાદાશ્રી :** પહેલાં નહોતી કરી ? કેમ ?

**પ્રશ્નકર્તા** : જરૂર નહોતી ને એ જાતની સમજણ નહોતી.

**દાદાશ્રી :** ઓહો ! એ સમજણ જ નહોતી કે આપણે આ જ્ઞાન જાણવાનું છે, બરોબર છે. એટલે આ જ્ઞાન, 'હું કોણ છું' એ જાણવાની જરૂર છે. એ જાણેને તો બધો નિવેડો આવી જાય. હવે આમાં 'ચંદુભાઈ' 'તમારું' નામ છે. પણ 'તમે' કોણ છો ?

**પ્રશ્નકર્તા** : આમ તો 'હું' એક 'માણસ' છું.

**દાદાશ્રી :** માણસ તો, આ દેહનો માણસ જેવો ફોટો દેખાય, એને માણસ જ કહેવાય. દેહનો આકાર જ માણસનો છે. 'તમે' આ 'માણસ' પણ ના કહેવાઓ. આ દેહ તમારો છે ?

**પ્રશ્નકર્તા** : દેહ મારો નથી.

**દાદાશ્રી :** આ દેહની કંઈ અસર થતી નથી ? ઠંડી લાગે કે ગરમી લાગે છે ?

**પ્રશ્નકર્તા** : દેહને લાગે છે.

**દાદાશ્રી :** દેહને લાગે, પણ તમને નથી લાગતું ને ? આ દેહની અસર થાય છે ખરી ને ? અસર શેની થાય ? જે પોતાનું હોય તેની અસર થાય. જે પરભારી વસ્તુ છે તેની અસર ના થાય. આપને સમજમાં આવે છે ને ? એટલે અસર શેની આપણને થાય ? કે જેમાં પોતાનું મનાયું હોય તે ચીજની જ અસર થાય. 'આ બોડી મારી છે' કહે તેથી એની અસર થાય છે. ઊંઘમાંય એવું ભાન હોય. ઊંઘમાંય કહેશે કે, 'આ દેહ મારો છે. આ નામે ય મારું છે.' હવે તમારું છે, એ તો કંઈ છોડી દેવાય ?

એટલે આ 'હું' કંઈ છૂટે એવું નથી. 'હું' તો મોટામાં મોટું ભૂત છે. કેટલાક કહે છે, 'આ દેહ મારો નહીં, આ છોકરો મારો નહીં, વહુ મારી નહીં, કોઈ મારું નહીં.' આમ બધી માથાકૂટ કર્યા કરે. પણ ત્યારે, છેવટે તું તો ખરો ને ? હવે ક્યાં જઈશ તે ? અને આ મન-વચન-કાયાને ક્યાં નાખી દે ? આ પુદ્ગલ ક્યાં નાખી દે ? બીજાં બધાં પુદ્ગલ નાખી દે, પણ આને ક્યાં ફેંકી દે ? એ તો 'જ્ઞાની પુરુષ' પાસે જાય તો એ મુક્ત કરી આપે. આપને સમજાયું ને ?

## એ સમજવાની કોશિશ, ફળશે ખરી ?

**પ્રશ્નકર્તા** : આમ તો હુંય આત્મા સમજવાની જ કોશિશ કરું છું.

**દાદાશ્રી :** એ સમજવાની કોશિશ ક્યારે થશે ? 'તમે' 'ચંદુભાઈ' છો, તો સમજવાની કોશિશ શી રીતે કરશો ? અને ખરેખર 'તમે' ચંદુભાઈ છો જ નહીં. ચંદુભાઈ તો તમારું નામ છે. 'તમે' આ બાબાના 'ફાધર' છો, એ પણ વ્યવહાર છે. અને એ બધું તો અમે કબૂલ કરીએ જ છીએને ! એમાં નવી વાત શું છે ? એ તો ઓળખવા માટેનું સાધન છે. એટલે 'તમે કોણ છો', એની તપાસ તો 'જ્ઞાની પુરુષ' પાસેથી કરવી જોઈએ, એનું 'રિયલાઈઝ' કરવું જોઈએ.

## આ તો પારકી ટપાલ 'પોતે' લીધી !

**દાદાશ્રી :** તમને તો 'હું ચંદુભાઈ છું', એ ખાતરી જ છે ને ?

**પ્રશ્નકર્તા** : ના, એ તો લોકવાયકાનું નામ છે. બાકી 'હું એક આત્મા છું' બસ, બીજું કંઈ નહીં.

**દાદાશ્રી :** હા, આત્મા છો પણ ચંદુભાઈને ગાળ દે તો એમની ટપાલ તમે લેતા નથી ને ? લઈ લો છો, તો તો તમે ચંદુભાઈ છો. પછી લોકવાયકા ના કહેવાય. ચંદુભાઈને ગાળ દે ને તમે શાની ટપાલ લો છો ? માટે તમે ચંદુભાઈ થયા છો.

**પ્રશ્નકર્તા** : વ્યવહારમાં રહેવા તો બધું કરવું પડે ને !

**દાદાશ્રી :** ના. વ્યવહારમાં રહેવાનું પણ ચંદુભાઈની ટપાલ તમારાથી લેવાય નહીં. એમ કહેવાય કે, 'ભાઈ, આ ચંદુભાઈની ટપાલ છે. મને વાંધો નથી. તમારે જેટલી ગાળો દેવી હોય એટલી દો.' પણ આ તો તમે ચંદુભાઈ થઈને રહો છો. ચંદુભાઈનાં ઇનામ તમારે ખાવાં છે અને પછી કહો છો 'હું આત્મા છું'. એટલે કંઈ આત્મા થઈ જાય એવું બને ?

## સંસારમાં 'અસંગતા', કૃપાથી પ્રાપ્ત !

**દાદાશ્રી :** આ 'તમે આત્મા છો' એવી ખાતરી શી રીતે તમને થઈ ?

**પ્રશ્નકર્તા** : એને માટે આપના જેવા ગુરુ આગળ જઈએ, ત્યાં દેહ અને આત્મા અલગ કેવી રીતે છે, એવો ઉપદેશ બધો સાંભળેલો છે. બાકી અમે અને તમે, આમાં ઘણો ફરકને ? અમે એટલે સંસારી, મોહ-માયામાં રહેલા માણસો....

**દાદાશ્રી :** અને અમે ન્હોય સંસારી ? અમેય સંસારી જ છીએ. આ દુનિયામાં જે સંડાસ જાયને એ બધાય સંસારી. જેને સંડાસ જવાની જરૂર પડે ને જે સંડાસ ખોળે એ બધા જ સંસારી કહેવાય.

**પ્રશ્નકર્તા** : પણ અમારા જેવાને સંસારમાં રહીને આત્મજ્ઞાન મળે, મોક્ષ થાય, એ કેવું ?

**દાદાશ્રી :** એવું છે ને, સંસાર બે પ્રકારનો છે. ત્યાગી એય સંસાર છે અને ગૃહસ્થી એય સંસાર છે. બન્ને પ્રકારના સંસાર છે. ત્યાગવાળાને 'મારે આનો ત્યાગ છે, આનો ત્યાગ છે' એવું જ્ઞાન વર્તે. અને ગૃહસ્થીઓને 'આ હું લઉં છું, આ હું દઉં છું, આ ગ્રહણ કરવાનું છે' એવું જ્ઞાન એને વર્તે છે. પણ જો આત્મા જાણ્યો તો મોક્ષ થઈ જશે.

**પ્રશ્નકર્તા** : પણ સંસારમાં રહીને, સંસારની ફરજો બજાવતાં બજાવતાં પણ એનાથી અલિપ્ત રહી શકાય ?

**દાદાશ્રી :** એ જ 'જ્ઞાની પુરુષ'ની પાસે હોય ને. 'જ્ઞાની પુરુષ'ની પાસે 'વિજ્ઞાન' હોય તે આપે, પછી એનાથી સંસારનુંય થઈ શકે અને આત્માનુંય થઈ શકે. 'જ્ઞાની પુરુષ' પાસે એવું વિજ્ઞાન હોય.

હું તમારી સાથે વાતચીત કરી શકું છું. એટલે સંસારમાંય રહી શકું છું અને હું મારા પોતાનામાંય રહી શકું છું. બેઉ કરી શકું છું. આ સંસારની ક્રિયાઓ બધી કરવાની હોય છે, તેય કરું છું. સંસારમાંય રહેવાય ને આત્મામાંય રહેવાય. 'જ્ઞાની પુરુષ' પાસે બધું 'વિજ્ઞાન' હોય, એ શાસ્ત્રમાં ના હોય. શાસ્ત્રમાં તો આ બધું છોડે જ છૂટકો થાય.

આવાં લોક ભેગાં રહેવું ને દહાડા કાઢવા અને કર્મ બંધાય નહીં એવી રીતે રહેવું, તે શી રીતે રહેવું ? તે બધી વિદ્યા હું તમને શીખવાડી

દઈશ. લેપાયમાન થાય નહીં, એવી વિદ્યા હું બતાવી દઈશ. નહીં તો આ જગત તો લેપાયમાન જ છે. જેમ કમળ પાણીમાં હોય અને નિર્લેપ રહે છે ને, તેવી રીતે નિર્લેપતા તમને બતાવી દઈશ.

એટલે આત્મા જાણવાનો ક્યાં હોય ? 'જ્ઞાની પુરુષ' પાસે. આ શાસ્ત્રના જ્ઞાનીઓ પાસે આત્મા ના હોય. જો આત્મા પ્રાપ્ત થયો હોય તો સમકિત એમને થયેલું હોય અને સમક્તિ એટલે આ સંસારમાં રહીએ છતાં સંસાર અડે નહીં અને એ 'જ્ઞાની પુરુષ'ની કૃપાથી પ્રાપ્ત થાય.

## સર્વાંગી ફોડથી ગૂંચવાડો જાય !

કેટલાક તો ઉપદેશમાં આત્મા એકલો જ કહે છે. કાનમાં આમ ફૂંક મારે કે બોલ, 'હું આત્મા છું.' અલ્યા, પણ આત્મા એટલે શું ? અને 'હું આત્મા છું', તો આ બીજું બધું શું છે ? એવો પ્રશ્ન પાછો ઊભો ના થાય ? આપણે અહીં તો શું કહ્યું કે, 'બાય રીલેટિવ વ્યુ પોઈન્ટ 'આ' ને બાય રિયલ વ્યુ પોઈન્ટ 'આ', એવું બન્ને બોલવું જોઈએ.' એ લોકોને 'પોઈન્ટ' જેવું કશું નહીં, બન્ને બાજુનો બફારો રહ્યો. પેલી ફૂંક મારી હોય, તે થોડું ઘણું રહે. પણ પાછો ગૂંચાઈ જાય, રેલવે લાઈન 'પેરેલલ' ના જોઈએ ? કે વાંકીચૂંકી ચાલે ? ભલે તું તારે વાંકી ફેરવવી હોય તો વાંકી ફેરવજે, ગોળ ફેરવવી હોય તો ગોળ ફેરવજે, પણ 'રિયલ' અને 'રિલેટિવ' બન્ને લાઈન 'પેરેલલ' રાખજે.

## 'રીલેશન'માં ભૂલ્યો 'પોતે' પોતાને !

એટલે આ ચંદુભાઈ એ તો વ્યવહાર ચલાવવા પૂરતું નામ છે. આ તો 'પોતે' 'રિયલ' હતો, તે 'રીલેટિવ' થઈ ગયો. ઘણાં બધાં 'રીલેશન' થઈ જવાથી પોતાને ભ્રાંતિ ઉત્પન્ન થઈ. અને પછી કહે છે કે 'હું ચંદુભાઈ છું', એનું નામ 'ઈગોઈઝમ' કહેવાય.

## બદલાણી બીલિફ 'વસ્તુ' સંબંધમાં !

**પ્રશ્નકર્તા** : 'રિયલ' અને 'રિલેટિવ' શું છે ? તે બન્નેને શું સંબંધ છે ?

**દાદાશ્રી :** સાપેક્ષ બધું વિનાશી હોય. સાપેક્ષને અંગ્રેજીમાં 'રીલેટિવ'

કહે છે. અને 'ઓલ ધીસ રીલેટિવ્સ આર ટેમ્પરરી એડજેસ્ટમેન્ટ્સ એન્ડ રિયલ ઈઝ ધી પરમેનન્ટ.' નિરપેક્ષને 'પરમેનન્ટ' કહે છે. સાપેક્ષ એટલે બીજાનો આધાર રાખે છે, બીજાના આધારે એ જીવી રહ્યું છે.

આ અંધારું છે, તો અજવાળું છે. નહીં તો અજવાળાને અજવાળું કોણ કહે તે ? કાયમ અજવાળું હોય તો એને અજવાળું કોણ કહે ? એટલે અંધારાની અપેક્ષાએ અજવાળું છે. અને અંધારું શેને આધારે ? અજવાળાની અપેક્ષાએ અંધારું છે, એને સાપેક્ષ કહેવાય છે. જેને કંઈ પણ અપેક્ષા હોય, એને સાપેક્ષ કહેવાય. અને એ સાપેક્ષ 'ટેમ્પરરી' હોય, બદલાયા જ કરે. અને 'રિયલ' એ 'પરમેનન્ટ' વસ્તુ છે.

આ જગતમાં છ વસ્તુ 'પરમેનન્ટ' છે. હવે છ વસ્તુમાં શુદ્ધ ચેતન 'પરમેનન્ટ' છે અને બીજી બધી જે વસ્તુ છે તેમાં ચેતનભાવ નથી. છતાં એ પાંચે ય 'પરમેનન્ટ' છે અને એમાં બીજા અનંત પ્રકારના ગુણધર્મો છે. એ બધાના ગુણધર્મને લઈને આ 'રીલેટિવ' ભાવ ઉત્પન્ન થયો છે ખાલી. આત્મા તો નિરંતર આત્મા જ રહે છે, નિરંતર ચેતન રૂપે જ રહે છે. તે બદલાયો નથી, ક્ષણવારે ય બદલાયો નથી. ફક્ત 'બીલિફ' જ 'રોંગ' થાય છે.

જે તમે છો તેની 'બીલિફ' નથી ને જે તમે નથી તેની 'બીલિફ' તમને બેઠી છે. એ બધી 'રોંગ બીલિફો' છે. અને આ 'બીલિફો' બધી 'રીલેટિવ' છે, નોટ 'રિયલ'.

**પ્રશ્નકર્તા** : એ 'રિયલ'ની 'સ્ટેજ'માં જવા માટે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** એ તો 'રિયલ'નું 'રિયલાઈઝ' કરવું જોઈએ. અમે અહીં આગળ 'જ્ઞાન' આપીએ છીએ, ત્યાર પછી 'રિયલ'નું 'રિયલાઈઝ' થઈ જાય છે.

## મુક્તિ માંગે સૈદ્ધાંતિક સમજ !

**પ્રશ્નકર્તા** : પણ ચોપડીમાં તો એમ લખ્યું છે કે મનને આત્મામાં લગાડ, તો ઉદ્ધાર થશે.

**દાદાશ્રી :** હા, પણ એ આત્મા જાણ્યા પછી લગાડાય ને, એમ ને એમ લગાડાય શી રીતે ? જ્યાં સુધી 'રિયલાઈઝ' થાય નહીં ત્યાં સુધી આત્મા કોને કહેવો ? આત્મા બાળ્યો બાળી શકાય એવો નથી, પછી એ પાણીથી ભીંજાય નહીં એવો છે, એવું બધું લખ્યું છે ને ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** તો એવાં તો ઘડિયાળે ય આવ્યાં છે, 'વોટરપ્રુફ' ને 'ફાયરપ્રુફ'! એટલે મારું કહેવાનું કે આવાં તો ઘડિયાળ આવે છે ને ? આત્મા એવો નથી. આત્મા તો અનંત ગુણનું ધામ છે અને એ તો પરમાત્મા જ છે. જ્યારે કેવળીદશામાં આવે છે ત્યારે એ પરમાત્મા કહેવાય અને કેવળીદશામાં ના હોય અને શબ્દસ્વરૂપમાં હોય ત્યાં સુધી અંતરાત્મા કહેવાય, શબ્દનું અવલંબન હોય ત્યાં સુધી અંતરાત્મા કહેવાય. છતાં અંતરાત્મા ને પરમાત્મામાં બહુ ફેર નથી. અંતરાત્મા એ પરમાત્મા થઈ રહ્યા છે ને પેલા પરમાત્મા થઈ ગયા છે, એટલો જ ફેર છે.

**પ્રશ્નકર્તા** : ઘણા સ્તોત્રો, સ્તુતિઓમાં એમ કહ્યું છે કે એ સ્તુતિનો પાઠ નિત્ય કરવાથી સંસારનાં બધાં સુખો ભોગવી અને પરમાત્માને પામી શકાય છે. આવું હોય તો આત્મજ્ઞાનને માટે મહેનત શા માટે કરવી ?

**દાદાશ્રી :** એવું છે ને, એ તો રસ્તો બતાવે છે કે પુણ્ય બંધાયેલી હશે તો ઊંચે ચઢશો, તો કોઈક દહાડો આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો રસ્તો જડશે. પણ પાપ જ બંધાયેલું હોય, તેને આ રસ્તો જ ના જડે ને ? એટલે આવું લોકોને ઉત્તેજના માટે કહેલું. બાકી આ ખરેખર, 'એક્ઝેક્ટ' કારણ નથી.

ધર્મ હંમેશાં ય સિદ્ધાંતિક હોવો જોઈએ. સિદ્ધાંતિક એટલે અસિદ્ધાંતપણાને ક્યારેય પામે નહીં અને ફળદાયી હોય. તરત ફળ આપે તો એ સિદ્ધાંત છે, નહીં તો તરત ફળ ના આપે તો એ સિદ્ધાંત કેમ કહેવાય ? કોઈ પણ વસ્તુ સિદ્ધ થઈ પછી એનો અંત આવી ગયો, ફરી એને સિદ્ધ કરવી પડે નહીં. કાયમને માટે એ ત્રિકાળ સિદ્ધ હોય, એનું નામ સિદ્ધાંત કહેવાય.

આત્મા તો 'સેલ્ફ' વસ્તુ છે. 'સેલ્ફ'નું 'રિયલાઈઝ' થઈ ગયું એટલે આખું જગત 'રિયલાઈઝ' થઈ ગયું. આત્મા જાણે એટલે અહંકાર ને મમતા બેઉ સાથે જતાં રહે. 'એટ એ ટાઈમ' જતાં રહે.

જેમ આપણું પોતાનું એક મકાન હોય, તે આપણને ગમતું હોય. પણ દેવું થઈ ગયું હોય ને આપણને તે વેચવું પડે, વેચી દીધા પછી રૂપિયા લઈ લીધા પછી બીજે દહાડે આપણી મમતા છૂટી જાય ને ?

**પ્રશ્નકર્તા** : છૂટી જાય.

**દાદાશ્રી :** કેમ ? ચાલીસ વર્ષથી મકાન આપણું હતું ને વેચ્યા પછી બીજે દહાડે બળી જાય તો દુઃખ થાય ખરું ?

**પ્રશ્નકર્તા** : ના થાય.

**દાદાશ્રી :** કારણ કે મમતા બધી છૂટી ગઈ. એવું આત્મા જાણ્યો કે એની સાથે અહંકાર-મમતા બધું છૂટી જાય.

## સ્વ-સ્વભાવમાં, વર્તે સમાધિ !

પોતે પરમાત્મા છે, પણ ભાન નથી ત્યાં સુધી શું થાય ? ત્યાં સુધી એને જે ભાન મળ્યું છે એ ભાનમાં વર્તે છે, એને 'હું ચંદુલાલ છું' એ 'બીલિફ' જ હોય, 'હું ચંદુલાલ છું, આ બાઈનો ધણી છું', એવી બધી 'રોંગ બીલિફો'માં જ વર્ત્યા કરે.

**પ્રશ્નકર્તા** : આ સંસારની અંદર જીવો એકબીજાને એવી રીતે જ ઓળખે ને ? એવું મને બધા 'ચંદુલાલ' કહે છે.

**દાદાશ્રી :** 'ચંદુલાલ' એ તો વ્યવહારમાં ઓળખવાનું સાધન છે, એનો વાંધો નથી. એ તો હુંય કહું છું. મને કોઈ પૂછે કે, 'તમારું નામ શું ?' તો કહું, 'અંબાલાલ.' પણ 'હું' મારી જાતને 'અંબાલાલ છું' એવું ક્યારેય, સ્વપ્નામાં પણ ના માનું. અને તમે તો સ્વપ્નામાં તો શું, પણ જાગૃત અવસ્થામાં પણ માન્યા કરો છો કે, 'હું ચંદુલાલ છું !' હવે 'હું ચંદુલાલ છું' એ 'રોંગ બીલિફ' તમને હેરાન કરે. અને હું મારા સ્વભાનમાં

હોઉં, સ્વ-સ્વરૂપમાં હોઉં, એટલે નિરંતર મને સમાધિ રહ્યા કરે. સ્વ-સ્વરૂપમાં આવવું, એનાથી પરમાત્મપણું પ્રગટ થયા કરે છે, પરમાત્માની શક્તિ વ્યક્ત થાય. અત્યારે તો ચંદુલાલની શક્તિઓ વ્યક્ત થઈ છે. મનુષ્યમાં આવ્યા છો એટલે ચંદુલાલની શક્તિઓ વ્યક્ત થઈ છે પણ મનુષ્યપણાની વધારે શક્તિઓ વ્યક્ત થઈ નથી. એટલે સામાન્ય મનુષ્યમાં જ ખપ્યા કરે.

## આવા કાળમાં પ્રયત્નોથી પ્રાપ્તિ શક્ય ?

**પ્રશ્નકર્તા** : એના માટે કંઈ પ્રયત્ન કરવાનો ખરો ?

**દાદાશ્રી :** પ્રયત્ન કરવાનો તમારાથી થશે નહીં. કારણ કે તમે પોતે વ્યગ્ર થઈ ગયા છો એટલે પ્રયત્ન થઈ શકે નહીં. એ તો સંપૂર્ણ એકાગ્ર હોય તો હું બતાવી દઉં. પણ એવું એકાગ્ર આ કાળમાં માણસ રહી શકે નહીં ને આ કાળમાં આટલી ભીડમાં, આવા તોફાની કાળમાં માણસ એકાગ્ર કેમ કરીને રહી શકે ? એટલે હું પહેલાં તમારા પાપ ધોઈ આપું છું, પછી તમને 'રાઈટ બીલિફ' બેસાડી આપું છું.

**પ્રશ્નકર્તા** : પ્રગતિ કરવા માટે એકાગ્રતાની જરૂર ખરી ?

**દાદાશ્રી :** એવું છે ને, એકાગ્રતાવાળી દવાઓ છે, એ 'હેલ્પિંગ' છે. આ જગતમાં કોઈ વસ્તુ ખોટી છે જ નહીં. આ વસ્તુઓ બધી 'હેલ્પિંગ' છે. પણ જો પોતાને સંપૂર્ણ સ્વતંત્ર થવું હોય, એટલી જ તમન્ના હોય. 'સાકર મીઠી છે' એમાં મીઠી એટલે શું, એનું જ ભાન કરવું હોય; તો પછી એણે છેલ્લી વાત કરવા અહીં આવવું. નહીં તો આ બીજા બધા ઉપાય છે અને એ 'સ્ટેપિંગ' છે.

## ક્રિયા નહીં, ભાન ફેરવવાનું છે !

**પ્રશ્નકર્તા** : સંસારની જવાબદારીઓમાં બંધાયેલ માનવી આત્મા કેવી રીતે પામી શકે ?

**દાદાશ્રી :** 'ચંદુલાલ' અને 'આત્મા', બે સાવ તદ્દન જુદા જ છે અને

પોતપોતાના જુદા ગુણધર્મ બતાવે છે. એ જો 'જ્ઞાની' પાસેથી સમજી લેવામાં આવે તો સંસારની જવાબદારીઓ સારી રીતે ચાલી શકે અને 'આ' પણ ચાલી શકે. જ્ઞાનીઓ પણ ખાય-પીએ, નહાય-ધૂએ બધું જ કરે. તમારા જેવી જ ક્રિયાઓ કરે, પણ 'હું કરતો નથી' એ ભાન હોય. અને અજ્ઞાન દશામાં 'હું કરું છું' એ ભાન હોય. એટલે ખાલી ભાનમાં જ ફેર છે.

## આત્મવિકાસમાં ના હોય પ્રતિકૂળતા કદી !

**પ્રશ્નકર્તા** : પણ અંતરની ઈચ્છા હોય છતાં આત્મવિકાસના કાર્યમાં પ્રતિકૂળતા કેમ વધારે જણાય છે ?

**દાદાશ્રી :** આત્મવિકાસના કાર્યમાં પ્રતિકૂળતા કોઈ દહાડો હોતી જ નથી. ફક્ત એની અંતરની ઈચ્છા જ હોતી નથી. જો અંતરની ઈચ્છા હોયને તો આત્મવિકાસનાં કાર્યમાં પ્રતિકૂળતા હોતી નથી. આ તો 'એને' આ દુનિયા ઉપર વધારે ભાવ છે ને આસક્તિ છે. એટલે આમાં પ્રતિકૂળતા લાગે છે. બાકી આત્મા પ્રાપ્ત કરવો એ તો સહજ છે, સરળ છે, સુગમ છે. આત્માને પોતાને ગામ જવાને માટે વાર જ શી લાગે ?

મેં ખેડૂતને પૂછેલું કે, 'આ બળદને અહીંથી ખેતરમાં લઈ જતી વખતે બળદનો શું સ્વભાવ હોય છે ?' ત્યારે કહે, 'અમે ખેતરમાં લઈ જઈએ, તે ઘડીએ એ ધીમે ધીમે ચાલે.' 'અને પાછું ઘેર આવતી વખતે ?' ત્યારે કહે, 'ઘેર ? એ તો સમજી જાય કે ઘરે જ જઈએ છીએ કે ઝપાટાબંધ ચાલે !' એવી રીતે આત્મા, મોક્ષે જવાનું છે, એવું જાણ્યું ત્યારથી ઝપાટાબંધ ચાલે. પોતાને ઘેર જવાનો છે ને ? અને બીજે બધે તો ધીમે ધીમે પરાણે ચાલે.

## 'પ્રત્યક્ષ' પાસે, લાભ ઉઠાવી લો !

**પ્રશ્નકર્તા** : દેહાતીત સ્થિતિ પ્રાપ્ત કરવા માટે પુરુષાર્થ કેટલો ? અને ઈશ્વરકૃપા કેટલી ?

**દાદાશ્રી :** ઈશ્વરની કૃપા તો બધા સંજોગ ભેગા કરી આપે. ઈશ્વરકૃપા થાય ત્યારે દેહાતીત દશા પ્રાપ્ત કરવા માટે દેહાતીત એવા પુરુષ મળી

આવે, તો એ દેહાતીત પ્રાપ્તિ કરાવડાવે. છતાંય દેહાતીત હોય તોય એ દેહાતીત પ્રાપ્તિ ન કરાવી શકે. એ તો કોઈક જ ફેરો એવા 'જ્ઞાની પુરુષ' હોય તો જ આપણને દેહાતીત બનાવી શકે. બાકી દેહાતીત થવું સહેલું નથી.

**પ્રશ્નકર્તા** : દેહાતીત પ્રાપ્તિ માટે ઈશ્વરકૃપા પ્રાપ્ત થાય, એના માટે શું પુરુષાર્થ કરવો ને એ પુરુષાર્થનું પ્રમાણ કેટલું ?

**દાદાશ્રી :** આ પુરુષાર્થ કર્યો ત્યારે તો તમે મને ભેગા થયા છો. જે કંઈ પુરુષાર્થ કર્યો હશે ને, સારો પુરુષાર્થ કર્યો હશે ત્યારે તો ભેગા થયા. હવે ભેગા થયા પછી તમને લાભ લેતાં આવડવો જોઈએ. અહીં તો જે માંગે એ મળે, પણ આપણને લેતાં આવડવું જોઈએ. લોક તો એમની ભાષાનું ખોળે, એમને સમજણ પડે એવું ખોળે. એટલે તમે દેહાતીત પ્રાપ્તિ માટે બોલો છો ને, તે દેહાતીત દશા અહીં પ્રાપ્ત થાય એવું છે. દેહાતીત જેવી દશા છે એવી લોકોને ખબર જ નથી ને ? દેહાતીત દશા ખોળનારા જ કોઈ માણસ હોયને, એ હોતાં જ નથી ને ?

## 'સમજ' વિના સાધના તે શું કરે ?

**પ્રશ્નકર્તા** : પણ આત્મસાક્ષાત્કાર તો ઘણી ઘણી તપશ્ચર્યા કર્યા બાદ, સાધના પછી થાય છે ને ?

**દાદાશ્રી :** ના, એટલી બધી તપશ્ચર્યા સાધના કર્યા પછી ય પાછો ગધેડાનો અવતાર આવે ! કારણ કે દાદરનું સ્ટેશન અડધો માઈલ છેટું હતું, ને તું બાવીસ માઈલ કેમ ફર્યો ? તેં તો રોડ બગાડ્યો માટે જા ગધેડો થાજે. અડધો માઈલ છેટું હતું ને બાવીસ માઈલ ફર્યો, તોય 'દાદર' ના આવ્યું, બીજું જ ગામ આવ્યું. ત્યારે એ કહેશે, 'બાવીસ માઈલ ફર્યો, તેમાં સાડી એકવીસ માઈલનો તો લાભ થયો, ચાલો.' ત્યારે કહે, 'ના, તું ફર્યો એમાં અમારો રોડ ઘસાયો ને, એના પૈસા લાવ.' તે દંડ ભરવો પડે, એટલે આવું છે. એ આત્મા પ્રાપ્ત થાય એવો નથી ને આત્મા કોઈ દહાડોય કોઈને જડ્યો નથી. બધા કહેશે, 'હમ બ્રહ્મસ્વરૂપ હૈં. બ્રહ્મસ્વરૂપ હૈં.' તે જ્યારે ગાળ ભાંડીએ ને, ત્યારે ખબર પડે, તરત ફેણ માંડશે.

## અધ્યાત્મનાં બાધક કારણો !

**પ્રશ્નકર્તા** : આત્મસાક્ષાત્કાર માટે આ જાતિ, પંથ બધું બાધક ખરું ?

**દાદાશ્રી :** એને કશું નડે નહીં. આત્મસાક્ષાત્કાર ગમે તે માણસને થઈ શકે.

**પ્રશ્નકર્તા** : ના, પણ આ બધું પંથ, જાતિ એને બાધક હશે તો ખરું ને ?

**દાદાશ્રી :** એ બાધક તો કઈ રીતે છે કે જ્યાં સુધી જાતિનો અહંકાર છે. પંથનો અહંકાર છે, જાતનો અહંકાર છે, એ બધું બાધક છે અને જે આ બાધકમાંથી આઘોપાછો થઈ અને 'જ્ઞાની પુરુષ' ખોળી કાઢે તો એનો ઉકેલ આવી જાય. બાકી આ મતવાળાને પંથવાળા તો હજુ કેટલુંય ભટકશે. કારણ કે ભગવાનને ત્યાં મત, જાત, કશાનીય જરૂર નથી. પંથ કે વેશનીય ત્યાં જરૂર નથી.

**પ્રશ્નકર્તા** : આવરણો, કપડાંથી માંડીને સંસારનાં બાળબચ્ચાં, એ બધાં આધ્યાત્મિક માટે બાધકરૂપ છે ?

**દાદાશ્રી :** એ બધું ખરેખર બાધક નથી. પણ આ બધાનું દબાણ બહુ હોય ને, તો અમુક હદ સુધી એ બાધક છે ને અમુક હદની બહાર એ બાધક નથી, એવી અમુક લિમિટ છે. મને કોઈ વસ્તુ બાધક થતી નથી. આ જેટલું હું પહેરું છું, બધું મારી પાસે જે છે, તે એમાં મને કોઈ વસ્તુ બાધક નથી. છતાં મને તો કપડાં કાઢી લેને, ખેંચી લે, તોય મને વાંધો નથી અને પછી પહેરાવો તોય વાંધો નથી. મને કોઈ જાતનો આમાં વાંધો નથી. જે પ્રમાણે જે ઉદય હોય તે પ્રમાણે આ દેહ ફર્યા કરે છે. અને હું એનો જ્ઞાતા-દ્રષ્ટા છું. આ દેહ એ મારો પાડોશી છે, તદ્દન પાડોશી.

**પ્રશ્નકર્તા** : એટલે અહંકાર ને મમતા, એ બે હોય ત્યાં સુધી જ બાધક છે ને, આધ્યાત્મિક માટે ?

**દાદાશ્રી :** બાધક અહંકાર એકલો જ છે. મમતા તો, અહંકાર છે

ત્યાં સુધી મમતા છે. બાકી, અહંકાર ના હોય તો મમતા હોતી જ નથી. હવે 'હું પણું' એ અહંકાર નથી. 'હું તો છું જ' પોતાનું અસ્તિત્વ છે જ. પણ 'હું શું છું ?' તેનું ભાન નહીં હોવાથી અહંકાર ઊભો રહ્યો છે.

## જગતમાં અધ્યાત્મમાર્ગ ક્યાં ?

એટલે એવા કોઈક મહાત્મા કે સંતપુરુષ હોય, જ્યાં ક્રોધ-માન-માયા-લોભ ઓછાં થયેલાં હોય, તોય આપણે એને ચલાવી લેવાય. ત્યાં કંઈકેય અધ્યાત્મ હોય. કંઈક એટલે આખું પ્રાયમરી સ્ટેજમાં. બાકી, ખરું અધ્યાત્મ તો જગતમાં છે જ નહીં. આ તો લોકો અધ્યાત્મ ગાય છે એટલું જ છે. બાકી અધ્યાત્મ તો જગતમાં છે જ નહીં, અધ્યાત્મનો અર્થ શું થાય ? અધ્યાત્મ એટલે શું ?

અધ્યાત્મ એક એવો રોડ છે કે એ રોડ ઉપર ગયા પછી, બીજા આધિભૌતિક રોડ દેખાતા જ નથી. એ રોડ જ જુદો છે. માટે અધ્યાત્મ શરૂ ક્યારથી થાય છે કે આ બીજું દેખાતું બંધ થઈ જાય. છતાં એ મનમાં રહ્યા કરે. પેલા એના પર્યાયો, અવસ્થાઓ જે છે, તે મનમાં ચોંટી રહે, પણ એ રોડ દેખાતો બંધ થઈ જાય. એટલે અધ્યાત્મ તો એનું નામ કે ત્યાં આગળ મનમાં રહે, પણ આંખે ના દેખાય.

એવું છે, અધ્યાત્મમાં પહેલું તો સારું અને હિતકારી શું અને શું હિતકારી નહીં, એનો વિવેક કરવો પડે. હિતકારીને આપણે ગ્રહણ કરવું જોઈએ. અને અહિતકારી હોય તેનાથી છેટા રહેવું જોઈએ, એનો પહેલો વિવેક કરવો પડે.

આ 'ચંદુભાઈ' એ તો વ્યવહારમાં રહેવા માટેનું નામ છે. 'તમે એકલા ચંદુભાઈ જ નથી, આ બાઈના ધણી પણ છો. આ છોકરાનો ફાધર થઉં, આનો મામો થઉં, આનો કાકો થઉં' એવાં કેટલાં લફરાં છે ? તે લફરાંને ને અધ્યાત્મને બહુ છેટું છે. તે લફરાં ના હોય ત્યારે જ અધ્યાત્મ થાય. હવે લફરાં છોડ્યાં કંઈ છૂટે એવાં નથી. આપણે છોડીએ તેથી કંઈ છૂટી જાય ? અહીં આવતા રહો તોય એ લફરાં પાછાં તેડવા આવે અહીં આગળ, એ લફરાં છોડે ખરાં ?

એટલે 'હું ચંદુભાઈ છું' એ વ્યવહારથી બરોબર છે, પણ ખરી રીતે તેવું નથી. તો આપણે ખરી રીતે 'શું છીએ' એ જાણવું જોઈએ ને ? ખરી રીત આપણી જોડે આવવાની અને વ્યવહાર તો અહીં પડી રહેવાનો. નામ તો બધું અહીં જ પડી રહેવાનું ને ? આ તમે તો અનામી છો.

હવે સમ્યક્દર્શન થાય ત્યારે અધ્યાત્મમાં આવ્યો કહેવાય. નહીં તો ત્યાં સુધી અધ્યાત્મમાં આવ્યો જ નથી. પછી એ ગમ્મે તેટલાં પુસ્તકો વાંચે તોય એ અધ્યાત્મમાં ના આવે. સમ્યક્દર્શન થાય, 'જેમ છે એવું' દર્શન થાય ત્યારે અધ્યાત્મમાં આવે. એટલે એ બધી 'રોંગ બીલિફ' ફ્રેક્ચર થાય ત્યારે 'રાઈટ બીલિફ' બેસે.

**પ્રશ્નકર્તા** : 'રાઈટ બીલિફ' માટે મારે શું કરવું ? એ માટે 'હું શરીર નથી, હું શરીર નથી' એવું બોલવું ?

**દાદાશ્રી :** એવું નહીં, એમાં દહાડો ના વળે. એવું જો કરશો તો ગાંડા થઈ જશો અને લોકોય આવીને પૂછશે, 'અરે, શરીર નથી ત્યારે શું છે તે ?' એવું નથી કરવાનું. એવું ઘણા કરે છે, તે ગાંડા થઈ ગયા છે.

**પ્રશ્નકર્તા** : તો 'હું એક આત્મા છું' એવું કહેવાનું ?

**દાદાશ્રી :** ના, એવુંય ના બોલાય. કોઈ માણસ ઊંઘમાં આપણને એમ કહે કે, 'તમે જરા બેસો, હું પણ સિનેમા જોવા આવું છું.' તો આપણે ક્યાં સુધી તપાસ કરવી કે એ અડધો કલાક-કલાક બેઠા, ત્યાં સુધીમાં એ ઊઠે નહીં, તો આપણે ના સમજીએ કે એ ઊંઘતો બોલે છે ? એવું 'હું આત્મા છું, હું આત્મા છું' એ ઊંઘતો બોલે તે શું કામનો ?

**પ્રશ્નકર્તા** : એ 'આત્મા છું'નો અનુભવ થવો જોઈએ ને ?

**દાદાશ્રી :** હા, અનુભવ થાય ને ! એ તો 'જ્ઞાની પુરુષ' અનુભવ કરાવી આપે ત્યારે થાય.

**પ્રશ્નકર્તા** : પણ મારે જાતે આત્માનો અનુભવ કરવો હોય તો કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** હું એ રીત કહું ને તો છે તો સહેલી, પણ તમારાથી એ થશે નહીં. અત્યારે માણસોનું મનોબળ બધું તૂટી ગયેલું છે.

છતાં તમને એક રસ્તો બતાવું કે તમારું ગજવું કપાયું હોય, પાંચ હજાર રૂપિયા ગયા હોય, તો તમને ભગવાનનો ન્યાય શું કહે છે ? કે ભાઈ, આ તમારાં જ કર્મનું ફળ છે, તેથી આ ગજવાં કાપનારો તમને મળી આવ્યો. આ તમારાં જ કર્મનું ફળ છે, પેલો તો નિમિત્ત છે. પણ આ લોકો શું કરે છે ? નિમિત્તને બચકાં ભરે છે. એને બચકાં ના ભરવાં જોઈએ. એને તો આશીર્વાદ આપવા જોઈએ કે તે મને કર્મમાંથી મુક્ત કર્યો. આવું રહેવાશે તમારાથી ? આટલી સમજણ પડે તોય બહુ થઈ ગયું ! તમારે પેલા ગજવા કાપનારનો ગુણ માનવો જોઈએ કે આ કર્મમાંથી મને છોડાવ્યો. અગર તો તમને કોઈ ગાળ ભાંડે તે ઘડીએ તમને હાજર રહેવું જોઈએ કે આ મારા કર્મના ઉદયથી છે અને આ ભાઈ તો નિમિત્ત છે. એટલું હાજર રહેવું જોઈએ. પછી કોઈક મારે, હાથ કાપી નાખે, તો ય આ મારા કર્મના ઉદય છે અને આ નિમિત્ત છે, એટલું જ્ઞાન હાજર રહેશે તો જાવ તમને આત્મા પ્રાપ્ત થઈ જશે. પણ એ જ્ઞાન આ દુષમકાળને લઈને હાજર રહેતું નથી. અને માણસનું મન એટલું બધું બળવાન પણ રહે નહીં ને ! અત્યારે આ જમાનામાં ના રહે ને. મન તો બધું ફ્રેકચર થઈ ગયેલું છે. એટલે અમે એક ફેરો જાગૃતિ આપીએ પછી જાગૃતિ જાય નહીં.

## પાપો બળ્યે જ, લક્ષ-જાગૃતિ વર્તે !

હવે જાગૃતિ ક્યારે આવે ? પાપો ભસ્મીભૂત થાય ત્યારે જાગૃતિ આવે. કૃષ્ણ ભગવાને શું કહ્યું છે કે, 'જ્ઞાની પુરુષ' પાપોને ભસ્મીભૂત કરી નાખે છે અને પાપો ભસ્મીભૂત કરે પછી નિરંતર જાગૃતિ રહે અને નિરંતર જાગૃત રહેવું એ છેલ્લી દશા છે. એટલે મૂળ વસ્તુ જાગૃતિ જોઈએ. તમને જાગૃતિ ઓછી છે ?

**પ્રશ્નકર્તા** : હા, દાદા. એટલે સતત આત્માનો અનુભવ થવો જોઈએ.

**દાદાશ્રી :** હા. સતત એટલે નિરંતર, રાત્રેય ભૂલાય નહીં. ત્યારે જ

જાણવું કે આપણે કંઈક પામ્યા. નહીં તો બીજું તો કામનું જ નહીં ને ! આવું તો અનંત અવતારથી ભેળવાળો આત્મા પ્રાપ્ત કર્યો છે. ભેળ પણ બાર રૂપિયે કિલો અને ભેળવાળો આત્માયે બાર રૂપિયે કિલો, તે આ બધા આત્માની બૂમો પાડનારા છે ને, તેય બધા બાર રૂપિયે કિલોનો જ આત્મા કહે છે. કોઈ એમ નથી કહેતું કે લ્યો, હું તમને સાચો આત્મા આપું છું, લઈ જા.

નહીં તો સમરણ (નામસ્મરણ) આપશે કે આ સમરણ કર્યા કરજો. અલ્યા, સમરણ તો એની પર રાગ બેસવો જોઈએ, તો સમરણ કરી શકાય. અને રાગ બેઠો ત્યાં બધોય સંસાર છે ને સંસાર છે ત્યાં સમરણ છે. સમરણ તો હોવું જ ના જોઈએ. સમરણ તો નાછૂટકાનો ઉપાય છે. આમ એકાગ્ર રાખે પોતાને, પણ તે નાછૂટકાનો ઉપાય છે. બાકી એની મેળે નિરંતર લક્ષમાં રહ્યા કરે એ આત્મા. બીજું તો ભેળવાળો આત્મા.

## 'એકડા' વગર શૂન્ય સ્થિતિ નકામી !

**પ્રશ્નકર્તા** : આત્મજ્ઞાન એટલે પોતાને જાણવું ને ?

**દાદાશ્રી :** હા, પોતાને જાણવું એ જ, બસ બીજું કંઈ નથી.

**પ્રશ્નકર્તા** : હવે એક વસ્તુને જાણવી હોય તો તો એની અંદર 'ડીપ'માં ઉતરવું જોઈએ. એમ આત્માને જાણવો હોય તો પોતાનામાં અંદર 'ડીપ'માં ઉતરવું જોઈએ ને ?

**દાદાશ્રી :** પોતાની મેળે બધા ઉતરે જ છે ને ! એવી રીતે વેદાંતના જે બનાવનારા હતા તે બધા ઉતર્યા. છેવટે ચાર વેદ બનાવ્યા, પછી કહ્યું કે, 'ધીસ ઈઝ નોટ ધેટ, ધીસ ઈઝ નોટ ધેટ.' વેદથી આત્મા જણાય એવો નથી.

**પ્રશ્નકર્તા** : આત્મા જણાય એવો નથી, તો કેવો છે ?

**દાદાશ્રી :** જણાય એવોય નથી ને બોલાય એવોય નથી. બોલવું તેય જોખમ છે. એ ચાર વેદે પોતે ના પાડી છે. વાણીથી વર્ણન થાય એવો નથી, વક્તવ્ય થાય એવો આત્મા નથી.

**પ્રશ્નકર્તા** : તો પછી આત્માનુભવ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** અત્યારે તમને શેનો અનુભવ છે ?

**પ્રશ્નકર્તા** : અત્યારે શૂન્યાવસ્થા કરવાનો પ્રયત્ન કરું છું.

**દાદાશ્રી :** શૂન્ય એટલે ?

**પ્રશ્નકર્તા** : સંકલ્પ-વિકલ્પ આવે નહીં, એનું નામ શૂન્ય.

**દાદાશ્રી :** સામાસામી એન્જિનો દોડાવીએ, એક આ દિશાથી આવે અને એક આ દિશાથી આવે અને બેઉ ફૂલ સ્પીડવાળા હોય તો શી દશા થાય ?

**પ્રશ્નકર્તા** : જોશથી 'એક્સિડન્ટ' થાય ?

**દાદાશ્રી :** એવાં અથડાય એ કે એન્જિનોય આમ ઊભા થઈ જાય ! તેમ આપણા લોકો આત્માનું ધ્યાન અને આ બધું જે કર્યા કરે છે ને, શૂન્યની અવસ્થા, તે એના જેવું છે. અને આ તો શૂન્ય શું છે તે સમજ્યા સિવાય લોકો શૂન્ય કરવા મંડી પડ્યા છે. એકડા વગર શૂન્ય બધાં નકામાં છે. એકડા વગરનાં મીંડાં બધાં નકામાં છે. એકડો હોય તો શૂન્ય કામનું. તમે શૂન્ય અવસ્થા શી રીતે કરો છો પછી ?

**પ્રશ્નકર્તા** : આપણે શાંતિથી બેસીએ, પછી સંકલ્પ-વિકલ્પ આવતો હોય એને બંધ કરવાનો પ્રયત્ન કરીએ.

**દાદાશ્રી :** ને તોય સંકલ્પ-વિકલ્પ થયા કરે છે ને ? હા, પણ આપણી ઈચ્છા નથી છતાં કોણ કરે છે એવું ? મહીં કોઈ ગોટાળિયું પેસી ગયું છે ને ?

**પ્રશ્નકર્તા** : એ તો પ્રકૃતિ છે.

**દાદાશ્રી :** તમે પ્રકૃતિમાં છો કે પુરુષમાં છો એ કહો.

**પ્રશ્નકર્તા** : પુરુષમાં.

**દાદાશ્રી :** કોણે 'પુરુષ'માં બનાવ્યા તમને ?

**પ્રશ્નકર્તા** : એ આપણને જ્ઞાન નથી.

**દાદાશ્રી :** તમને કોઈ કહે કે 'આ ચંદુભાઈએ બગાડ્યું', તો અસર થાય ખરી ?

**પ્રશ્નકર્તા** : જો આપણે બગાડ્યું હોય તો પછી આપણે કબૂલ કરવું પડે.

**દાદાશ્રી :** પણ ના બગાડ્યું હોય ને તમને કોઈ કહે કે ચંદુભાઈએ બગાડ્યું તો તમને અસર થાય ?

**પ્રશ્નકર્તા** : એવું તો બોલ્યા કરે.

**દાદાશ્રી :** એમ કે ? ચંદુભાઈના નામ પર અસર થતી નથી તમને ?

**પ્રશ્નકર્તા** : ના.

**દાદાશ્રી :** ને પાંચ હજાર રૂપિયાનું ગજવું કપાય તોય અસર નથી થતી ?

**પ્રશ્નકર્તા** : થાય, એ તો આપણી આજીવિકા છે.

**દાદાશ્રી :** હવે ત્યાં આગળ શૂન્ય ક્યાં જતું રહ્યું ? છતાં આ રીતે શાંતિ રાખો છો એ સારું છે, ખોટું નથી. પણ એ બધો શૂન્યનો રસ્તો ન હોય. શૂન્ય તો, આત્માને પ્રાપ્ત કરવો જોઈએ, આત્મા જાણવો જોઈએ. આત્મા જાણ્યા પછી શૂન્ય સ્થિતિ આવે.

## 'આત્મા' તો, નિરીક્ષકનીય પેલે પાર !

**પ્રશ્નકર્તા** : તો પછી આત્મસાક્ષાત્કાર માટે કયું સાધન સર્વશ્રેષ્ઠ છે ?

**દાદાશ્રી :** એના માટે બીજું કશું સાધન છે તમારી પાસે ? આપ સાધ્ય થવા માંગો છો, પણ બીજું સાધન શું લાગે છે આપને ?

**પ્રશ્નકર્તા** : અડધો કલાક આત્મનિરીક્ષણ કરવાનું.

**દાદાશ્રી :** આત્મા ઓળખીને નિરીક્ષણ કરો છો કે ઓળખ્યા વગર કરો છો ?

**પ્રશ્નકર્તા** : આત્માને ઓળખીએ તો પછી શું બાકી રહે ?

**દાદાશ્રી :** તો પછી આત્મનિરીક્ષણ કોનું કરો છો ?

**પ્રશ્નકર્તા** : જે વિચાર આવે એનું.

**દાદાશ્રી :** ઓહોહો ! વિચારનું ? વિચાર એ તો મનમાંથી આવે છે અને મન પોતે જડ છે, 'કમ્પ્લીટ ફિઝિકલ' છે. એટલે મનના વિચારનો તમે 'સ્ટડી' કરો છો. એ જે 'સ્ટડી' કરે છે ને, તે 'ઈગોઈઝમ' કરે છે. અને 'ઈગોઈઝમ'ની પાર 'આત્મા' છે.

## અનુભૂતિની અવળી આંટી !

**પ્રશ્નકર્તા** : મને જે આત્માનો અનુભવ થાય છે એ કહું છું કે જેમ પાણીના ફૂવારા ઉડતા હોય એમ મહીં આનંદ આનંદ થઈ જાય છે.

**દાદાશ્રી :** હા, આત્માની વાત સંભારતા જ કોઈને પાણીના ફૂવારા જેવું ઉડે, કોઈને અજવાળાં દેખાય, બીજું થાય.

**પ્રશ્નકર્તા** : ફૂવારા ઉડવાની વાત નહીં, પણ આ તો આપણને અંદર આનંદ આનંદ વર્ત્યા કરે.

**દાદાશ્રી :** હા, પણ એ એક જાતની આવી બધી કલ્પનાઓ થાય મહીં. પણ એ બાજુનો વિચાર કરો તો તો આટલો બધો આનંદ થાય છે, તો એ બાજુ ત્યાં પહોંચીએ તો કેટલો આનંદ થાય ?

એક ભાઈ કોઈ સરળ, સ્વચ્છ હૃદયના સંત પાસે ગયેલા. પછી મને આવીને કહે છે કે, 'મને તો અનુભવ થયો છે.' મેં કહ્યું, 'શાનો અનુભવ થયો છે ?' ત્યારે કહે છે, 'આત્માની અનુભૂતિ થઈ છે.' મેં કહ્યું, આત્માનો પડછાયો જોયો નથી કોઈએ. ભલે આત્માને ના પહોંચે પણ આત્માનો પડછાયો, જેમ માણસની પાછળ પડછાયો પડે છે ને એ પડછાયામાં આપણે પગ મૂકીએ, એવી રીતે આત્માના પડછાયામાં જો પહોંચ્યા તો સમકિત થશે. એટલે આ તો આત્માના પડછાયાને પહોંચ્યા નથી.

આપણા હિન્દુસ્તાનના કેટલાક લોકો અનુભૂતિ થઈ કહે છે. હવે

અનુભૂતિ થઈ હોય તો તો ભગવાન જ થઈ ગયો, એ કૃષ્ણ ભગવાન જ કહેવાય ને આવી અનુભૂતિ જે કહેતા આવ્યા છે, તેમાં બધીય ઠોકાઠોક છે ને કશુંય વળ્યું નથી.

મેં પેલા ભાઈને કહ્યું કે, 'શાને તમે અનુભૂતિ કહો છો ?' ત્યારે કહે, 'મને એવું ખબર નથી. પણ મને એટલું લાગે છે કે આ આનંદ થાય છે તે ઘડીએ આત્માનો જ આનંદ થાય છે.' ત્યારે મેં કહ્યું, 'ન હોય એ આત્માનો આનંદ, આત્મા તો પ્રાપ્ત કર્યો નથી. આત્મા સાંભળ્યોય નથી, અરે ! પડછાયો જોયો નથી. આ તો બધો મનનો આનંદ છે. સંજોગ ભેગા થાય એટલે મનનો આનંદ ઉત્પન્ન થાય.' ત્યારે કહે છે, 'જ્યારે આનંદ થાય છે ત્યારે અમે તો એમ જાણીએ છીએ કે આત્માનો આનંદ નીકળ્યો.' 'અરે, ન હોય, આ આત્માનો આનંદ. આ તો મનનો આનંદ છે. આત્માનો આનંદ તો એક ફેરો થયા પછી એ આનંદ જાય નહીં.' ત્યારે કહે, 'હવે સાચી વાત લાગે છે. પણ અમારા ગુરુઓ તો બધા આવું કહેતા હતા કે આ આત્માનો જ આનંદ છે. આ જ અનુભૂતિ છે.' મેં કહ્યું કે, 'ના, આવી અનુભૂતિને લઈને તો બે પગના ચાર પગ થશે !' આવું ઊંધું આ લોકો એ બિચારાને શીખવાડેલું. માનસિક અજ્ઞાનનો આનંદ ભોગવવો, એનું નામ જ અધોગતિનું કારણ. ખરું તો જ્ઞાનનો આનંદ જ ભોગવાય.

એટલે અજ્ઞાનથી માનસિક આનંદ ભોગવવો એ બધું અધોગતિનું કારણ છે. જગતનાં લોકો નિરંતર એ માનસિક આનંદમાં જ રહેવાના. અમુક ઉપાધિ થાય પણ પાછું માનસિક આનંદનો રસ્તો ખોળી કાઢે કે ચાલ્યું પાછું.

## માનેલું નહીં, જાણેલું જોઈશે !

સંસાર રોગ ઓછો થયો કે નહીં એટલું જ જોવાનું છે. જો કદી આ ડૉક્ટરો કર્યા અને જો રોગ ના ઘટ્યો, તો આપણી ભૂલ થઈ છે.

**પ્રશ્નકર્તા** : ઘટ્યો છે.

**દાદાશ્રી :** શું ઘટ્યું છે ?

**પ્રશ્નકર્તા** : મનથી ઘટ્યું એટલે બધું ઘટ્યું. મનથી દરેક વસ્તુનો ત્યાગ થઈ ગયો; એટલે બધું થઈ ગયું.

**દાદાશ્રી :** હા, પણ ગ્રહણ શું થયું ? ત્યાગ થઈ ગયો એટલે ખાલી થઈ ગયા. આપણી પાસે રહ્યું નહીં ને કશું ? પછી ગરીબ થઈ ગયા પછી ગરીબાઈ આવી જાય.

**પ્રશ્નકર્તા** : સંસારનું પૂછો છો ને ? એટલે સંસાર માટે તો ત્યાગ જ જરૂરનો, ગ્રહણ વસ્તુ જે કરવાની હોય તે તો આપણે કરીએ જ.

**દાદાશ્રી :** ગ્રહણ વસ્તુ જ અઘરી છે. બાકી, ત્યાગ તો બધો થઈ શકે.

**પ્રશ્નકર્તા** : ત્યાગેય ના થઈ શકે. ત્યાગ કેવી રીતે થઈ શકે ? ઉપરનો ત્યાગ જુદો, અંતરનો ત્યાગ જુદો. ત્યાગ તો અંતરથી જોઈએ ને ?

**દાદાશ્રી :** અંતરનો ત્યાગ જોઈએ, તો એ થઈ શકે બધો. એ તો બહુ જણ કરનારા છે. ગ્રહણ શું કર્યું એ જોવાનું છે. ત્યાગ થાયને, તો એ જગ્યામાં વેક્યુમ રહે, તો ત્યાં મૂકવું શું ?

**પ્રશ્નકર્તા** : ત્યાં એક જ 'સર્વ ખલ્વિદમ્ બ્રહ્મ.' બીજું શું હોય ?

**દાદાશ્રી :** પણ બ્રહ્મ એટલે શું ?

**પ્રશ્નકર્તા** : બ્રહ્મ એટલે આત્મા.

**દાદાશ્રી :** બ્રહ્મ શી રીતે થાય ? બ્રહ્મ પ્રગટ ના થાયને ! કારણ કે બ્રહ્મ તો પ્રગટ ક્યારે થાય ? ક્રોધ-માન-માયા-લોભ ને મમતા જાય ત્યારે બ્રહ્મ પ્રગટ થાય, નહીં તો ત્યાં સુધી પ્રગટ જ ના થાય ને ! ત્યાં સુધી દેહાધ્યાસ છૂટે નહી ને !

**પ્રશ્નકર્તા** : હવે મારામાં શું ઉણપ છે એ તમે જોઈ શકો છો, હું શી રીતે કહી શકું ?

**દાદાશ્રી :** ના, ઉણપ અમે શું કરવા જોઈએ ? ઉણપ તમને પોતાને

જ દેખાવી જોઈએ કે હજુ મને કંઈક લોભ છે કે મને ક્રોધ છે, એવું તમને પોતાને જ દેખાય. તમને ક્રોધ-માન-માયા-લોભ કશું છે નહીં ને ? હમણે કોઈક છંછેડે તો ?

એવું છે, કોઈ માણસ ઉધના સ્ટેશને બેસી રહેલો હોય અને કહે કે મારે આ વેસ્ટર્ન રેલવેના જે છેલ્લા સ્ટેશને જવું હતું, તે પહોંચી ગયો છું. તો હું કહું કે, 'ભઈ, અહીં ના બેસી રહીશ. આગળ બહુ જવાનું છે.' અને હું કહું કે 'ગાડીમાં ચઢી બેસ, છાનોમાનો.' એટલે મારો ધંધો શો ? કે જ્યાં ને ત્યાં બેસી રહ્યા હોય ત્યાં ઉઠાડીને પછી બેસાડું એને. આ મારો ધંધો છે. બધું મનમાં માની બેસીએ એમાં કશું વળે નહીં.

**પ્રશ્નકર્તા** : મારે હવે નિવૃત્તિમાં જવાનો વિચાર છે, તો તે માર્ગે તેના ઉપર મને સ્થિર કરો. એ સિવાય મારે બીજું કંઈ જોઈતું નથી.

**દાદાશ્રી :** બરોબર છે. એ તો કરી આપીશું. તમારી વાત સાચી છે. સંસાર રોગ જાય તો જ કામનું ને ! એવું છે ને, સંસાર રોગ જાય એવો નથી આ ! આ સંસાર રોગ એવી વસ્તુ નથી કે જાય. આ બાજુનો રોગ ઓછો થાય ત્યારે પેલી બાજુનો રોગ ભેગો થાય.

**પ્રશ્નકર્તા** : એ તો જિંદગીમાં આ બધું ચાલ્યા જ કરવાનું.

**દાદાશ્રી :** હા, ચાલ્યા જ કરવાનું, તે જ કહું છું ને ! એટલે આ તો નામ છૂટે નહીં, મમતા છૂટે નહીં. ત્યાં મૂક્યું હોયને, તો તે યાદ રહ્યા કરે. યાદ રહે છે, એનું શું કારણ ? ત્યાં તાર જોઈન્ટ કર્યો છે, તાર જોડ્યો છે ? પણ ના. વગર તારે યાદ રહ્યા કરે, લક્ષમાં રહ્યા કરે. ફલાણી જગ્યાએ આ મૂક્યું છે, ફલાણી જગ્યાએ આ મૂક્યું છે.

**પ્રશ્નકર્તા** : પણ મૂકે તો યાદ કરે ને ? મૂકે જ ના, તો પછી યાદ શું કરવાનું તે ?

**દાદાશ્રી :** ના, એવું હું તમને નથી કહેતો. આ તો બધી સાહજિક વાત કરું છું. કોઈ એક જણને અમારાથી કહેવાય નહીં. પણ આ બધું તપાસ કરવું પડે. અને ઉધના સ્ટેશને ત્યાં આગળ બેસી રહીએ અને માનીએ કે

વેસ્ટર્ન રેલવેનું છેલ્લું સ્ટેશન આવી ગયું, એટલે પૂરું થઈ ગયું એવું માનીએ તો કંઈ દહાડો વળે ?

**પ્રશ્નકર્તા** : પણ ક્યાં જવું એ નક્કી હોવું જોઈએ ને ?

**દાદાશ્રી :** એ તો બધા લોકો જાણે છે કે અમારે મુક્તિ જોઈએ છે, અમારે મોક્ષ જોઈએ છે. એ શબ્દોથી જાણે છે. લોકો જાણે કે અમારે આત્મા થઈ જવું છે. પણ એ ક્યાં બેઠા છે એ તેમને ખબર ના હોય ને ! એ ખબર હોવી જોઈએ કે ના હોવી જોઈએ ? ક્યાં બેઠા છે એ ખબર ના હોય ? એટલે મારે ચોખ્ખું કહેવું જોઈએ ને ! હું ચોખ્ખું ના કહું ત્યાં સુધી પેલો એનો માલસામાન ઢોળી ના દે.

એટલે આનો ઉકેલ લાવવો જોઈએ. અને માણસ પોતે પોતાની મેળે જાણી ના શકે કે હું કયા સ્ટેશને છું. એ તો જ્યારે 'જ્ઞાની પુરુષ' કહે કે, 'ભઈ, હજુ તો ઘણાં સ્ટેશન બાકી છે. અમથો બેસી ના રહીશ. હેંડ, બેસી જા, કોઈક ગાડીમાં.'

**પ્રશ્નકર્તા** : પણ દાદા, અહીં તો એવું થાય છે કે ઘણાંય કહે છે કે આ ગાડીમાં બેસી જા. એટલે તેમાં બેસી જાય ને વળી ઉતરી પડે. આ જ મુશ્કેલી થાય છે.

**દાદાશ્રી :** આ જ ધંધો બધો માંડ્યો છે, બેસી જાય ને ઉતરી જાય બેસી જાય ને ઉતરી જાય !

## 'જ્ઞાની' વિના કોટી ઉપાય પણ વ્યર્થ !

સંસારરોગ મટવા માટે જગત આખું શું કરે છે કે ઝાડના પાંદડાં કાઢી નાખે છે કે પાદડા કાપે છે. અને મનમાં એમ માને છે કે હવે ઝાડ સૂકાઈ જશે. પણ એ પાછાં બે મહિના પછી ફૂટી નીકળે ત્યારે પાછો પસ્તાવો થયા કરે છે. કેટલાક લોકો ઝાડનાં પાનાં કાપે છે. કેટલાક લોકો આવડાં આવડાં ડાળખાં કાપે છે, તેય ફસાય છે, કશું ચાલતું નથી. ફરી ફૂટી નીકળે છે. પછી કેટલાક લોકો મોટાં મોટાં ડાળાં કાપે છે, એય ફસાય છે અને કેટલાક લોકો થડ કાપે છે, તોય ઝાડ ફરી ફૂટી નીકળે છે. એટલે

આ સંસારરોગનો તો બહુ લોકો ઉપાય કરી કરીને થાક્યા. તેથી ભગવાને કહ્યું ને, કે 'આખી દુનિયામાં કોઈક ફેરો એકાદ એવા જ્ઞાની હોય. તે રોજ નહીં, સૈકે સૈકે નહિ, કોઈક ફેરો એકાદ હોય ત્યાં આપણું કામ થાય.' નહીં તો અહીં આગળ તો બધા દુકાનદારો એમ જ કહે ને, કે અમારી દુકાન સારી છે. અમારી દુકાનમાં, સારામાં સારો, છેલ્લી જાતનો માલ અમારી દુકાનમાં જ છે. અને આપણા લોકો બિચારા ભોળા ખરા ને, ભોળા અને લાલચુ, તે પછી ફસાય. નહીં તો મહીં લાલચ ના હોય તો સાચી વસ્તુ ખોળી કાઢે. જેને માનની, તાનની, કોઈપણ જાતની લાલચ નથી, એક આત્મા જાણવાની જ લાલચ છે, એ સિવાય બીજી કોઈ લાલચ નથી, એ ખોળી કાઢે.

એક જ જો કદી મન-વચન-કાયાથી, આ જગતના લોકો શાંત રહે, પોતે અહંકાર કરીને ક્રોધ-માન-માયા-લોભ ન કરે તોય એનું જ્ઞાન કેટલું બધું વધી જાય. કારણ કે એને કષાયરહિતપણાનો એક દહાડાનો અનુભવ થાય છે. આ બધા મનુષ્યોને તો એ કલાકનોય એવો અનુભવ નથી થયો. અનુભવ શાથી ના થાય ? કારણ કે એનું ચિત્ત તો ક્રોધ-માન-માયા-લોભમાં જ પડેલું હોય. પછી અનુભવ થાય ખરો ? અનુભવ થવા માટે તો 'ચેતન' જાણવું પડે.

## જગતમાં 'ચેતન' જણાય ક્યારે ?

**પ્રશ્નકર્તા** : ચેતનનો અર્થ આપ શું કરો છો ?

**દાદાશ્રી :** ભગવાન. અને ભગવાન એ જ ચેતન છે. એનો અર્થ એક જ હોય ને ! બે અર્થ ના હોય હંમેશાંય. પછી અવળો બીજો અર્થ સમજે એ જુદું હોય. બાકી સાચામાં તો એક જ અર્થ છે ને ! પછી પિત્તળને સોનું માની બેસે એ ચાલે જ નહીં. બજારમાં વેચવા જાય તો ખબર પડી જાય.

**પ્રશ્નકર્તા** : ચેતનને કેવી રીતે જોવું ? ચેતન જોવાનું શું સાધન છે ?

**દાદાશ્રી :** એ દૃષ્ટિ જોઈએ. એ જ્ઞાન જોઈએ.

**પ્રશ્નકર્તા** : એ ક્યાંથી મળે ?

**દાદાશ્રી :** એ તો મોક્ષનું દાન આપવા આવેલા હોય એવા 'જ્ઞાની પુરુષ' હોય ત્યારે ત્યાંથી એ દૃષ્ટિ મળે, એ જ્ઞાન મળી જાય. અને તે કોઈક વખતે, હજારો વર્ષે કોઈક ફેરો આવે.

**પ્રશ્નકર્તા** : તો બીજા બધાંને જે અનુભૂતિ થાય છે એ સાચી કે ખોટી ?

**દાદાશ્રી :** અનુભૂતિ ? એ અનુભૂતિ પિત્તળને સોનું માને એવી છે. અને તેમાં દહાડા વળે નહીં. એ પછી લાખ અવતાર થાય તોય દહાડો વળે નહીં ?

**પ્રશ્નકર્તા** : એવી અનુભૂતિવાળી કોઈ વ્યક્તિ જ અત્યારે દુનિયામાં નહીં હોય ?

**દાદાશ્રી :** એવી વ્યક્તિ હોતી જ નથી. જેને અનુભૂતિ થઈને, એ પરમાત્મા થઈ ગયા. તેવા પરમાત્મા છે અહીં ?

**પ્રશ્નકર્તા** : કદાચ હોય તોય આપણે ઓળખી ના શકીએને ?

**દાદાશ્રી :** ના, તરત જ ખબર પડી જાય. કોઈક દહાડો બે અક્ષરેય બોલેને તો માલમ પડી જાય અને પાંચ શિષ્યોનેય ઠંડા પાડ્યા હોય, એમને મતભેદ જતો રહ્યો હોય.

એવું છે, આત્મા જલદી જણાય એવો નથી. ચેતન જાણવાને માટે મનુષ્ય પાસે એવું કોઈપણ સાધન નથી કે ચેતન જાણી શકે એ.

**પ્રશ્નકર્તા** : તો પછી એ જાણવા માટે પ્રયત્ન ના કરવો ?

**દાદાશ્રી :** પ્રયત્ન જે કરે છે, એમને કોઈ સત્તા પોતાના હાથમાં નથી. આ તો તમને એમ લાગે છે કે, આ બધું હું ચલાવું છું ને હું જ ઊંઘી જઉ છું, હું ઊઠું છું, મેં પ્રયત્નો કર્યા એવું જે લાગે છે ને, એ બધી પરસત્તા છે. એને તમે પોતાની સત્તા માનો છો.

'ચેતન' તો ફક્ત દિવ્યચક્ષુ સિવાય જણાય નહીં અને દિવ્યચક્ષુ 'જ્ઞાની પુરુષ'ની કૃપાથી પ્રાપ્ત થાય.

એવું છે, અત્યારે આપને મિથ્યા દૃષ્ટિ છે. મિથ્યાદર્શન એટલે નાશવંત ચીજોને જ દેખાડે, અવિનાશીને ના દેખાડે. એટલે તમે ચેતન જોઈ શકો જ નહીં ને ! એવું સમજાયું તમને ?

**પ્રશ્નકર્તા** : આત્માનુભવ એટલે જ સમ્યક્દર્શન ને ?

**દાદાશ્રી :** કષાયો ઉપશમ થઈ જાય. બિલકુલ કષાય ના રહે ને અડતાળીસ મિનિટ આનંદ દેખાય, એને સમ્યક્દર્શન કહે છે. કષાયો ઉપશમ થઈ જાય એ પણ અડતાળીસ જ મિનિટ, ઓગણપચાસ મિનિટ નહીં.

**પ્રશ્નકર્તા** : કષાયો ઉપશમ થવું, એ શાની ઉપર આધાર રાખે છે ?

**દાદાશ્રી :** આજુબાજુના સંજોગો ઉપર આધાર રાખે છે. અને એનું એક જ કારણ છે, એવું નથી. ગમે તે કારણથી, કંઈ જોવાથી પણ એને કષાયો ઉપશમ થઈ ગયા હોય.

## દેહાધ્યાસ છૂટ્યે આત્માનુભવ !

**પ્રશ્નકર્તા** : આત્મદર્શન થયું તે કેવી રીતે માલમ પડે ?

**દાદાશ્રી :** આ દેહાધ્યાસ છે તે માલમ પડે છે કે નથી પડતો તમને ? 'હું ચંદુભાઈ છું' એ ના માલમ પડ્યું ? 'આ બાઈનો ધણી થઉં' એવું નથી માલમ પડતું ? છોકરો તમારો જુઓ, એટલે તમને તરત જ જ્ઞાન હાજર થઈ જાય કે 'હું આનો બાપ થઉં' કે ભૂલી જવાય છે ?

**પ્રશ્નકર્તા** : ના.

**દાદાશ્રી :** દેહાધ્યાસ છે ત્યારે આ બધું હાજર થાય. તો આત્મદર્શન થાય ત્યારે પેલું બધું હાજર થાય. અજ્ઞાનમાં આ બધું હાજર થાય છે ને જ્ઞાનમાં પેલું બધું હાજર થાય છે.

જેનો દેહાધ્યાસ છૂટ્યો હોય ત્યાં આત્માની અનુભૂતિ હોય. હિન્દુસ્તાનમાં દીવો લઈને ખોળશો તોય દેહાધ્યાસ છૂટેલો હોય એવો માણસ નહીં જડે. દીવો લઈને ખોળ ખોળ કરશો, ગુફાઓમાં ખોળશો તોય જડશે નહીં. ગુફાઓમાં એવા તો હોય જ નહીં. ગુફાઓમાં તો તપ કર્યા કરે. ગુફાઓમાં હંમેશાં ય જ્ઞાન ના હોય.

એટલે દેહાધ્યાસ એનો ગયો હોય ત્યારે આપણે જાણવું કે એ અનુભૂતિ છે, નહીં તો અનુભૂતિ ના હોય. હવે દેહાધ્યાસ ગયેલો હોય તેને શું શું ગયેલું હોય ? અહંકાર અને મમતા બેઉ ગયેલાં હોય. તેય અમુક અંશે ગયેલાં હોય, સર્વાંશે ગયેલાં હોય નહીં. વખતે અહંકાર ઓછો કરેલો માણસ દેખાશે, પણ મમતા કોઈની ય ઘટી નથી.

અને જમણ આવ્યું હોયને, ત્યાં આગળ તમે જુઓ તો એ દેહાધ્યાસવાળા લોક, તે મહારાજ હોય કે ગમ્મે તે હોય, એ પોતાની થાળીનું જ રક્ષણ. 'બીજાને આપી દઈએ' એવું કશુંય નહીં, એને દેહાધ્યાસ છૂટેલા કેમ કહેવાય ? હવે એ દેહાધ્યાસથી પાર કેવી રીતે નીકળે તે ?

## ઓહોહો ! આત્મજ્ઞાનની અદ્ભુતતા કેવી !

**પ્રશ્નકર્તા** : આત્મજ્ઞાન થાય તો શરીરની અંદર શું પરિવર્તન થઈ જાય કે આપણને સમજણ પડે કે આ આત્મજ્ઞાન થયું છે ?

**દાદાશ્રી :** આત્મજ્ઞાન થયું પછી કોઈક આપણને ગાળો ભાંડે ને તોય મહીં ના પહોંચે ને મનમાં એમ લાગે કે આ નિમિત્ત છે બિચારો, એનો શો દોષ છે ? ગાળ ભાંડનારોય નિમિત્ત લાગે. ગજવું કાપનારોય નિમિત્ત લાગે.

ઊંધું બોલે, એનું નામ અજ્ઞાન અને છતું બોલે, એનું નામ જ્ઞાન. આત્મજ્ઞાની બધું છતું બોલે. જ્યારે અજ્ઞાની તો ઊંધું જ બોલે, ગજવું કાપનારને જ પકડે ને નિમિત્તને બચકાં ભરે.

**પ્રશ્નકર્તા** : એટલે નિરાઅભિમાની બનવું અને કોઈનો દોષ ના દેવો, તો આત્મજ્ઞાન છે એમ સમજાય ખરું ?

**દાદાશ્રી :** હા, બસ નિરાભિમાની થાય અને કોઈનેય દોષ ના દે, અને બધાનાં દુઃખ પોતે વહોરી લે ત્યારે એ છૂટકારો થયો. આત્મજ્ઞાનીને સંસારનાં દુઃખ અડે નહીં.

આત્મ પ્રાપ્ત થયા પછી પાંચ ડીગ્રી તાવ ચઢ્યો હોય તોય આત્મા જુદો રહે. તાવ ચઢે એટલે આત્મા જુદો રહે, એને તો દહાડાના દહાડા આત્માનો અનુભવ રહ્યા કરે.

એક માણસને પક્ષાઘાત થયો હતો ત્યારે કહે, 'આ લોકો મને જોવા આવ્યા છે, પણ હું જ જેને પક્ષાઘાત થયો છે તેને જોઉં છું ને, કે આ પગે આવું થયું છે, આ હાથે આવું થયું છે, એ બધું હુંય એને જોયા કરું છું !' એટલે પોતે જોનારો અને લોકો આવ્યા તેય જોનારાં ! એવો આ જ્ઞાનનો પ્રભાવ છે. પક્ષાઘાત થાય તોય આ પ્રભાવ આવો છે અને જ્ઞાન ના હોય તો 'મને પક્ષાઘાત થયો, મને તાવ ચઢ્યો', એ પછી મરી જવાની નિશાની.

હવે 'મને થયું' કહે, તે 'રીપેરિંગ' કોણ કરે ? અને 'હું' આમાંથી મુક્ત થાય તો એની મેળે 'રીપેર' થાય એવું જ છે. કુદરતનો નિયમ છે એવો કે તરત 'રીપેર' થઈ જ જાય.

એટલે આત્મા પ્રાપ્ત થયો ક્યારે કહેવાય ? એનું તમને લક્ષણ બતાવું કે આત્મા પ્રાપ્ત થયા પછી શરીર દુઃખતું હોય, માથું દુઃખતું હોય, તોય પણ મહીં સમાધિ રહે. બહાર ગાળો ભાંડતા હોય તોય સમાધિ રહે, દુઃખમાંય સમાધિ રહે એ આત્મજ્ઞાનની નિશાની. એ હોય નહીં આ કાળમાં, છતાં અહીં બની ગયું છે.

આત્મા પ્રાપ્ત થાય પછી અત્યારે જે અનુભવ છે એ બધા ઉડી જાય. 'આ મારો છોકરો છે ને આ મારો મામો છે' એ બધા અનુભવો ઊડી જાય. 'આ મેં કર્યું ને આ ફલાણું કર્યું' ને એ બધા અનુભવોય ઊડી જાય. અત્યારે તમને જે જે બધા અનુભવો થઈ રહ્યા છે ને, એ બધા ઊડી જાય.

પોતાને પરમાત્માપણાનો અનુભવ થાય કે 'હું પરમાત્મા છું.' ત્યાં

પછી ચિંતા, દુઃખ હોય નહીં. આપને અત્યારે જે અનુભવ છે એમાંનો એકુય અનુભવ ત્યાં ના હોય. ચિંતા ના હોય. ઉપાધિ ના હોય, વ્યાધિ ના હોય, આધિ ના હોય, કશું જ ના હોય. આપને આમાં સમજાયું ને ? શું શું ના હોય ? અત્યારે છે એ બધું જ હોવા છતાંય પીડા-ઉપાધિ ત્યાં ના હોય.

## એ જાણનારો, કેવો જબરો !

**દાદાશ્રી :** અત્યારે હજુ આપને દેહાધ્યાસ વર્તે છે ને ?

**પ્રશ્નકર્તા** : અત્યારે તો દેહ સાથે એકાત્મતા થઈ ગયેલી છે.

**દાદાશ્રી :** હા, એ જ દેહાધ્યાસ કહેવાય અને દેહાધ્યાસ મટે એટલે છુટકારો થઈ ગયો.

**પ્રશ્નકર્તા** : આપે પૂછયું કે દેહાધ્યાસ વર્તે છે ? ત્યારે એમણે એવું કહ્યું કે દેહ સાથે એકાત્મતા થઈ ગઈ છે. તો એ એકાત્મતા છે જ એવું જાણ્યું શી રીતે ?

**દાદાશ્રી :** 'મૂળ આત્મા' જુદો છેને, એટલે જ એ જાણે છે. મૂળ આત્મા આનાથી જુદો છે. 'તમારો' માનેલો આત્મા એ 'મિકેનિકલ આત્મા' છે. એને કેટલાક લોકોએ 'વ્યવહાર આત્મા' કહ્યો. એને આપણે વળી 'પ્રતિષ્ઠિત આત્મા' કહ્યો. પણ એ આત્માને 'તમે' માનો છો કે 'આ હું છું.' આ ખાય છે, પીએ છે, ઊંઘે છે, તેને 'તમે' એમ માનો છો કે 'હું ઊંઘી ગયો.' અને તેને જ આત્મા કહેવામાં આવે છે, પણ એ 'વ્યવહાર આત્મા' છે. 'ખરો આત્મા' આ સંસારની બાબતમાં પડતો જ નથી. 'ખરો આત્મા' આ બધું 'જાણ્યા' જ કરે છે ને 'એ' 'જાણે' છે ને, તેથી 'તમને' મહીં 'ખબર' પડે છે કે 'આ મને દેહાધ્યાસ જ વર્તે છે, તન્મયાકાર પરિણામ જ વર્તે છે.' એટલે આ જાણ્યું કોણે ? જાણનારે જાણ્યું. તન્મયાકાર પરિણામ ભોગવનારે ભોગવ્યું. ત્યારે એ જાણનાર કેવો જબરો હશે ! એ જાણનારને એક ફેરો ઓળખે તો થઈ રહ્યું. એક જ ફેરો ઓળખાણ થયું કે કામ થઈ ગયું.

## અરૂપીને અરૂપીનો સાક્ષાત્કાર !

**પ્રશ્નકર્તા** : આત્મા અરૂપી છે, તો એનો સાક્ષાત્કાર કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** એવું છે ને, સાક્ષાત્કાર કરનારોય 'પોતે' અરૂપી છે. એ સાક્ષાત્કાર કરનાર રૂપી નથી. એટલે સ્વભાવે સ્વભાવ મળી જાય.

**પ્રશ્નકર્તા** : સાક્ષાત્કાર થાય ત્યારે શું થાય ?

**દાદાશ્રી :** એકદમ જાગૃતિ વધી જાય. કૃપાળુદેવે શું કહ્યું છે,

'વર્તે નિજ સ્વભાવનું, અનુભવ-લક્ષ-પ્રતીત,
વૃત્તિ વહે નિજભાવમાં, પરમાર્થે સમકિત.'

એટલે જ્યારે સાક્ષાત્કાર થાય ને ત્યારે વૃત્તિઓ પછી પાછી આવતી રહે અને નિજ સ્વભાવમાં વર્તે. વૃત્તિઓ બહાર ગઈ હોય તોય તરત પાછી આવી જાય અને આ તો વૃત્તિઓને પાછી બોલાવવી હોય તોય આવે નહીં અને કેટલીક તો ઘરની બહાર જ પડી રહી હોય.

## અનુભવ જુદો ! સાક્ષાત્કાર જુદો !

**પ્રશ્નકર્તા** : આત્માનુભવ અને આત્મસાક્ષાત્કાર, એ બે શબ્દો જે જુદા પડ્યા, એની વચ્ચે 'ડિફરન્સ' શું ?

**દાદાશ્રી :** સાક્ષાત્કાર એ જુદી વસ્તુ છે અને અનુભવ તો, આગળ વધે ત્યારે અનુભવ કહેવાય.

**પ્રશ્નકર્તા** : તો સાક્ષાત્કાર કોને કહે છે આ લોકો ?

**દાદાશ્રી :** 'આ' જ્ઞાન આપીએ છીએ ને એ સાક્ષાત્કાર કહેવાય.

**પ્રશ્નકર્તા** : તો સાક્ષાત્કાર એ પ્રતીતિથીય નીચું થયું ?

**દાદાશ્રી :** સાક્ષાત્કાર થાય એટલે 'એને' પ્રતીતિ બેસે. નહીં તો 'એની' 'હું ચંદુભાઈ છું' એ પ્રતીતિ જાય નહીં ને !

## 'અનુભવી' જ કરાવે, આત્માનુભવ !

**પ્રશ્નકર્તા** : આત્માનો અનુભવ કયે ગુંઠાણે થાય ?

**દાદાશ્રી :** આત્માનો અનુભવ ચોથે ગુંઠાણે પણ થાય, પાંચમે થાય કે છઠ્ઠે થાય.

**પ્રશ્નકર્તા** : આ કાળમાં આત્માનો અનુભવ થાય કે નહીં ?

**દાદાશ્રી :** આ કાળમાં આત્માનો અનુભવ થાય છે અને લગભગ દશ-બાર હજાર માણસોને થયેલું છે આ ! 'આ' બધા 'અહીં' બેઠા છે ને એમને બધાને આત્માનો અનુભવ છે. 'અનુભવી પુરુષ' મળવા જોઈએ. તો આત્માનો અનુભવ થાય, નહીં તો થાય નહીં. કોઈ લાખ અવતારેય થાય નહીં. એ સહેલી વસ્તુ નથી. એટલે અનુભવી પુરુષ મળે નહીં, ત્યાં સુધી કામ થાય નહીં.

## ના ટકે તે આત્માનુભવ નહીં !

**પ્રશ્નકર્તા** : એ આત્માનો અનુભવ કેટલો સમય ટકે ?

**દાદાશ્રી :** કાયમને માટે ટકે. એક મિનિટ, બે મિનિટ માટે નહીં. એક મિનિટ-બે મિનિટ તો આ દરેક વસ્તુઓ છે જ ને, આ દુનિયામાં. આ ખાવા-પીવાની બધી વસ્તુઓ અહીં આગળ જીભ ઉપર રહે તેટલો વખત જ ટકે, પછી જતું રહ્યું. પછી અનુભવ હોય ? આપણે મીઠાઈ ખાઈએ તો કેટલી વાર અનુભવ ટકે ? અને અત્તરનું પૂમડું ઘાલીએ તો ? દશ-બાર કલાક ટકે અને આત્મા તો, એક જ ફેરો અનુભવ થયો કે કાયમ જ ટકે. કાયમ જ અનુભવ રહેવો જોઈએ. નહીં તો એનો અર્થ જ નહીં ને ! એ પછી 'મીનીંગલેસ' વાત છે.

## અનુભવ પછી વર્તે ચારિત્ર !

**પ્રશ્નકર્તા** : આત્મા વર્તાવો અને આત્મા અનુભવાય, એ બેમાં 'ડિફરન્સ' શું ?

**દાદાશ્રી :** ચારિત્રમાં આવ્યો, તે આત્મા વર્તાયો કહેવાય.

**પ્રશ્નકર્તા** : અને અનુભવ ?

**દાદાશ્રી :** અનુભવ તો, તે પહેલાં તો થયેલો જ હોય એને.

**પ્રશ્નકર્તા** : અનુભવ પછી વર્તનામાં આવે ને ?

**દાદાશ્રી :** હા. તે અનુભવ પહેલાં થયેલા હોય, પછી તેને વર્તે.

## 'શુદ્ધ સ્વરૂપ'ની પ્રાપ્તિ 'હું'ને જ !

**પ્રશ્નકર્તા** : શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરવાનો નિર્ણય કોણ કરે છે ? આત્મા કરે છે ?

**દાદાશ્રી :** આત્મા પોતે શુદ્ધ જ છે. જેને કંઈ ચેર (ચળ) આવે છે તે વલૂરે, બાકી વલૂરે કોણ ? જેને ચેર આવે તે વલૂરે છે. તે આ બધું અહંકાર કરે છે, 'હું' કરે છે. આ શુદ્ધ સ્વરૂપ કરવું છે, તે બધો વિચાર કોણ કરે છે ? અહંકાર કરે છે.

આ ભૌતિક બાજુનો વ્યાપાર કરી છૂટ્યા, થાક્યા હવે. એટલે આ બાજુનો વેપાર કરવા માંગે છે અને એમ કરતાં કરતાં પછી પોતાનું અસ્તિત્વ પણ ખોઈ નાખશે. પોતે મૂળ સ્વરૂપે થઈને ઊભો રહેશે.

## અજ્ઞાન છે, ત્યાં સુધી જ અહંકાર !

**પ્રશ્નકર્તા** : આત્મા તરફનો વિચાર ના આવે તો આત્મા તરફની પ્રવૃત્તિયે ના થાય ને ?

**દાદાશ્રી :** હા, ના જ થાય.

**પ્રશ્નકર્તા** : તો શરૂઆતમાં વિચારમાં અહંકાર પણ થોડો રહેવાનો ને, કે હવે 'આમ કરું, તેમ કરું.'

**દાદાશ્રી :** હા, અહંકાર તો ઠેઠ સુધી રહેવાનો જ. જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી અહંકાર રહેવાનો.

## સર્વ અનુભવોથી ન્યારો, આત્માનુભવ !

**પ્રશ્નકર્તા** : આપણે એક બાજુએ એમ કહીએ છીએ કે આત્મા

સિવાય અન્ય કંઈ જ નથી અને બીજી બાજુ આપણે આત્માનુભવ એવો શબ્દ પ્રયોગ કરીએ છીએ, એટલે દ્વિધા થાય છે. આત્મા સિવાય કંઈ જ ન હોય તો અનુભવ નામની વસ્તુ પણ વિચારનો પ્રક્ષેપ હોય, મનનો પ્રક્ષેપ હોય કે માત્ર ડખો હોય, એવું ખરું ?

**દાદાશ્રી :** ના, એવું કશું નહીં.

**પ્રશ્નકર્તા** : પણ આત્માનુભવ શબ્દ વાપરવો તો પડે છે ને, એટલા માટે પૂછ્યું.

**દાદાશ્રી :** એ શબ્દ એટલા માટે જ વાપરવો પડે છે કે 'આત્મા' જ્યાં સુધી પ્રાપ્ત ના થાય, ત્યાં સુધી સીડીની જરૂર છે. 'તમે' જે જગ્યાએ ઊભા છો, ત્યાંથી તમને સમજાવવા માટે વચ્ચે સ્ટેપિંગ બતાવવાની જરૂર છે. અને આત્માનુભવ એટલે શું કહેવા માંગીએ છીએ ? અત્યારે 'તમને' દેહાધ્યાસ છે, એટલે કેવો અનુભવ વર્તે છે ? 'દેહ તે હું છું, આ નામ પણ હું છું, આ મન પણ હું છું' એવો અનુભવ વર્તે છે. અને આત્માઅનુભવ એટલે શું કહેવા માંગીએ છીએ કે આ દેહાધ્યાસના અનુભવ કરતાં આ અનુભવ ન્યારો વર્તે છે. એટલે એવો અનુભવ વર્ત્યા પછી આત્મા પ્રાપ્ત થયો કહેવાય. નહીં તો અનુભવ વર્ત્યો જ ના હોય તો આત્મા કેમ કરીને પ્રાપ્ત થાય ? એટલે અનુભવ શબ્દને વચ્ચે મૂકવો પડે, 'એને' પોતાને સમજાવવા માટે. કારણ કે સીધો આત્મા કહેવાય નહીં. અત્યારે જે અનુભવ છે, દેહાધ્યાસનો, તેના કરતાં કંઈ નવી જ જાતના અનુભવ થાય ત્યારે મનમાં એમ થાય કે પેલા અનુભવ કરતાં આ જુદો અનુભવ છે અને તે આત્મઅનુભવ છે એવી 'તમને' ખાતરી થાય તો પ્રતીતિ બેસે, નહીં તો પ્રતીતિ પણ ના બેસે.

**પ્રશ્નકર્તા** : આપણે વિચારો ને લાગણીઓ અનુભવીએ છીએ, પણ આત્માનુભવ એ આ બીજા બધા અનુભવ પારની સ્થિતિ હોવી જોઈએ ને ?

**દાદાશ્રી :** આ બીજા બધા અનુભવની પારની સ્થિતિ જ છે. જેમ આ અનુભવ આ પાર છે, તો પેલો અનુભવ પેલી પારનો હોય. એટલે

આમાંનો એક અંશ એમાં ના હોય અને એમાંનું એક અંશ આમાં ના હોય. આત્માનો અનુભવ સાવ ન્યારો જ રહે. તદ્દન જુદો જ, એમાં તો ફેર નહીં. છતાં 'પહેલો અનુભવ થવો જોઈએ.' એવું એટલા જ માટે કહેવામાં આવે છે કે એને કંઈક પ્રતીતિ બેસવાનું કારણ મળે અને પ્રતીતિ બેસે કે આત્મા જેવી વસ્તુ છે અને તે પેલાં કરતાં કંઈ જુદું છે. નહીં તો ત્યાં સુધી વસ્તુનું અસ્તિત્વ પણ માન્ય ના થાય. એટલે અનુભવ તો થવો જ જોઈએ.

## વાત ગેડમાં આવે ત્યાં....

હું જે કહેવા માંગું છું એની ગેડ બેસવી, એટલે હું શું કહેવા માગું છું એ 'ફુલ્લી' સમજમાં આવી જાય. અને 'ટુ ધી પોઈન્ટ' પહોંચી જાય, એને હું ગેડ પડી કહું છું. લોકો નથી કહેતા કે, 'હજી ગેડ નથી બેસતી ?'

એટલે 'હું' સમજાવવા માગું છું, તે જ 'વસ્તુ' એને તે જ સ્વરૂપે સમજાય, એનું નામ ગેડ બેઠી કહેવાય. હવે મારો 'વ્યૂ પોઈન્ટ' જુદો, એનો 'વ્યૂ પોઈન્ટ' જુદો, એટલે ગેડ બેસતાં વાર લાગે. પણ ગેડ બેસવી જોઈએ, તો કામ થાય !

**પ્રશ્નકર્તા** : એટલે તમે શબ્દ વાપરો છો; વાત પહોંચવી જોઈએ.

**દાદાશ્રી :** હા, વાત પહોંચવી જોઈએ. એટલે આપણે કહીએ છીએ ને, કે વાત પહોંચતી નથી 'એને'. 'એનું' 'લેવલ' થોડું ઊંચું આવે, 'મારું' 'લેવલ' થોડું નીચું આવે, ત્યારે 'એને' વાત 'ફીટ' થઈ જાય. નહીં તો 'હું' ઊંચેથી વાત બોલ બોલ કરું તોય બરકત ના આવે, એટલે વાત 'ફીટ' કરવા માટે 'લેવલ' કરવાં પડે.

એટલે ગેડ બેઠા વગર તો કોઈ કામ થાય જ નહીં. આમાં બધાને ગેડ જ બેસે છે ને. ગેડ બેઠી કે પછી ચાલુ થઈ ગયું.

## આત્મજ્ઞાન 'જ્ઞાની' કનેથી...

**પ્રશ્નકર્તા** : આત્મજ્ઞાન કેવી રીતે મળે ?

**દાદાશ્રી :** આત્મજ્ઞાની પાસેથી આત્મજ્ઞાન મળે. 'પ્રત્યક્ષ' મળે તો આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય.

**પ્રશ્નકર્તા** : હા, પણ સાચા જ્ઞાનીને કેવી રીતે ઓળખી શકાય ?

**દાદાશ્રી :** એમને આપણે છંછેડીએ તો અહંકાર ઊભો ના થાય, મમતા ઊભી ના થાય, તો સાચા જ્ઞાની છે.

અગર તો 'જ્ઞાની પુરુષ'ને પૂછી જોવું કે આપનો મોક્ષ થઈ ગયો છે ? એમ પૂછવું આપણે એમને. એટલે ખબર પડે આપણને. આ શાક લેવા જઈએ, તો વાસી છે બે-ત્રણ દહાડાનું કે આ તાજું છે, એવું આપણને ખબર ના પડતી હોય તો આપણે એને પૂછીએ કે, 'ભઈ, આ તાજું છે કે વાસી છે, તે કહે.' એવી રીતે આપણે 'જ્ઞાની પુરુષ'ને પૂછીએ કે 'આપનો કંઈ મોક્ષ થઈ ગયો હોય તો અમે તમારી પાસે બેસીએ, નહીં તો બીજી દુકાને જઈએ અહીંથી. એક દુકાને બેસી બેસીને આખી જિંદગી જતી રહે નકામી, એનાં કરતાં અમે દુકાન બદલી નાખીએ.' પૂછવામાં શો વાંધો છે ?

બાકી સહેલો રસ્તો 'જ્ઞાની પુરુષ'ના સત્સંગમાં આવવું. નહીં તો આપણે એમનું એક ફેરો અપમાન કરી નાખીએ એટલે ખબર પડી જાય કે આ રૂપિયો કલદાર છે કે બોદો છે. આ રૂપિયાને આમ ખખડાવીએ, રૂપિયાનું અપમાન કરીએ છીએ ને ? તે તરત ખબર પડી જાય છે ને, કે આ કાપી નાખવા જેવો નથી, કબાટમાં મૂકી દો ? અને કાપી નાખવા જેવો હોય તો કાપી નાખીએ.

**પ્રશ્નકર્તા** : કસોટી કરવા જઈએ તો કર્મ બંધાય ?

**દાદાશ્રી :** ના. તે કસોટી કરનારને અમે રક્ષા આપીએ છીએ. કારણ કે કેવી રીતે પરીક્ષા કરશે ? અમારી પાસે જો અમારી કસોટી કરવી હોય તો અમે રક્ષા આપીશું. તમને પડવા નહીં દઈએ ને તમારી કસોટીમાં તમે પાસ થશો.

**પ્રશ્નકર્તા** : આપ રક્ષા આપો, પણ બીજા કોઈની પાસે એ કસોટી કરવા ગયા તો ?

**દાદાશ્રી :** બીજી જગ્યાએ એવું કરશોય નહીં અને કરો તો પાસે સો રૂપિયા તૈયાર રાખજો. પગ દબાવજો અને કહેવું 'સાહેબ, મગજ ગાંડું છે' એમતેમ કરીને પાછું ફરી જવું. અને સો રૂપિયાની વસ્તુ લાવી આપીએ ને, તો સાહેબ ખુશ થઈ જાય ને પગ દબાવીએ. કારણ કે અહંકારીને ખુશ કરવામાં કંઈ વાર નથી લાગે એવું. ગલીપચી કરો તોય ખુશ થઈ જાય.

**પ્રશ્નકર્તા** : આ બધી કસોટી કર્યા વગર જ સામાન્ય માણસને કેવી રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** એમની વાણી સ્યાદ્વાદ હોય, કોઈ ધર્મને કિંચિત્‌માત્ર અહિત ના થાય એવી હોય, એમની વાણી કોઈને દુઃખદાયી ના હોય અને એમના વાણી, વર્તન, વિનય મનોહર હોય, આપણા મનનું હરણ કરે એવાં હોય.

'ધીસ ઈઝ ધી કેશ બેન્ક ઓફ ડીવાઈન સોલ્યુશન.' બિલકુલ કોઈ દહાડોય ઉધાર નથી, રોકડું જ છે. જે જોઈએ એ રોકડું મળે અહીં આગળ !

આત્મજ્ઞાન રોકડું આપે તો એ 'પ્રત્યક્ષ' 'જ્ઞાની' ! બાકી, ઉધાર હોય ત્યાં આગળ 'પ્રત્યક્ષ' 'જ્ઞાની' છે જ નહીં. રોકડું આપી દે, 'કેશ' આપી દે. એટલે આપણે પરીક્ષા કરવાની રહે જ નહિ ને ! જે બેન્ક 'કેશ પેમેન્ટ' કરતી હોય એની પરીક્ષા કરવાની હોય ? જે બેન્ક એમ કહેતી હોય કે છ મહિના પછી પૈસા આપવામાં આવશે તો આપણે પરીક્ષા કરવી પડે કે આજુબાજુ પૂછવું પડે. બાકી, જ્યાં રોકડું જ આપવાનું હોય ત્યાં એની પરીક્ષા શું કરવાની હોય ?

**પ્રશ્નકર્તા** : જીવને ખ્યાલ કેવી રીતે આવે કે આ રોકડું છે કે નહિ ?

**દાદાશ્રી :** એ તો તરત જ ખ્યાલ આવે. રોકડાનો ખ્યાલ ના આવે તો મહીં આત્મા જ નથી. જો દેહમાં આત્મા હોય તો ખ્યાલ આવે જ. બાકી, પછી પોતાને આડું ચાલવું હોય તો ચાલે. એની પોતાને છૂટ હોય છે જ ને ! અગર તો 'જ્ઞાની' પાસેથી લીધા પછી ઢોળી દેવું હોય તોય છૂટ હોય છે. એને કોઈ એવી ના નથી ! જેને રોકડું સમજાય, એ કોઈ ઢોળે જ નહિ ને !

## 'વસ્તુ' 'પ્રાપ્તિ'ની પ્રતીતિ...

**પ્રશ્નકર્તા** : 'મને' વસ્તુ મળી છે કે નહિ, એની પ્રતીતિ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** 'આત્મા'ની 'તમને' પ્રતીતિ થઈ જ જાય ને ! તમે 'જે' છો 'તે' જ પ્રતીતિ 'તમને' થઈ જાય ને. અત્યારે જે ભ્રાંતિ છે, એ તમારું અસ્તિત્વ જ જતું રહે. 'હું ચંદુભાઈ છું' એ તો ભ્રાંતિ છે. 'તમે' ખરેખર 'આત્મા' છો 'તે આત્મા' જ 'તમે' થઈ જાવ, એટલે પછી ભ્રાંતિ રહે જ નહિ. અને એટલે પછી પૂછવાનું રહ્યું જ નહિ ને ! 'ચંદુભાઈ' તો જતાં રહે, 'ચંદુભાઈ' એને ઘેર જતા રહે. આ 'ચંદુભાઈ' એ શંકાવાળા છે અને તે પોતે જ જતો રહે છે. 'હું ચંદુભાઈ છું' એ 'રોંગ બિલીફ' છે.

## બંધાયા, બિલીફ થકી...

હવે કરોડ અવતાર થાય તોય 'રાઈટ બિલીફ' ના બેસે. જ્યાં 'રોંગ બિલીફ' એકુય જતી નથી, ત્યાં 'રાઈટ બિલીફ' એકુય બેસે જ શી રીતે તે ? એટલે 'રોંગ બિલીફ' એકુંય ખસતી નથી. ને 'રાઈટ બિલીફ' બેસતી નથી ! જગત આખામાં એકેય માણસને એક પણ 'રોંગ બિલીફ' ખસતી નથી. આટલા અવતારોથી ભગવાન મહાવીરનાં શાસ્ત્રો વાંચે છે પણ એક 'રોંગ બિલીફ' ખસતી નથી અને દહાડો વળતો નથી. શાસ્ત્રો વાંચે તો ઠંડક રહે પણ 'બિલીફ' ના બદલાય. 'બિલીફ' તો, 'જ્ઞાની પુરુષ' કે જે મોક્ષદાતા પુરુષ હોય તે જ બદલાવી શકે.

**પ્રશ્નકર્તા** : મોક્ષ પામવો હોય તો 'જ્ઞાની પુરુષ' પાસે જવું પડે.

**દાદાશ્રી :** અને તે 'જ્ઞાની પુરુષ' પાછા મોક્ષદાતા પુરુષ હોવા જોઈએ. મોક્ષનું દાન કોણ આપે ? જે પોતે નિરંતર મોક્ષમાં રહેતા હોય, તે મોક્ષનું દાન આપે. 'રોંગ બિલીફ'માં જ છો, એટલે પછી ગમ્મે તે કરશો, શાસ્ત્ર વાંચશો-કરશો તોય 'રોંગ બિલીફ' જ મજબૂત થયા કરશે, 'રોંગ બિલીફ'ને જ પોષણ મળ્યા કરશે.

અને આ સંસારમાં જન્મથી જ આપણા લોકો 'એને' અજ્ઞાનનું

પ્રદાન કરે છે કે 'આ બાબો. બાબા, આ તારા પપ્પાજી, આ તારા મમ્મી' એમ કરીને અજ્ઞાનનું પ્રદાન કરવામાં આવે છે, પછી 'એને' આખી 'રોંગ બિલીફ' બેસી જાય છે. એ 'બિલીફ' કોઈ 'ફ્રેકચર' કરી શકતું નથી. બાકી, એમ ને એમ કહે કે 'તમે શુદ્ધ છો, એ કેમ કરીને ચાલે ? 'તમારી' સમજણમાં ગેડ બેસવી જોઈએ, તો જ એ 'રોંગ બિલીફ' ફ્રેકચર થાય. નહિ તો 'રોંગ બિલીફ' ફ્રેકચર થાય નહિ ને ત્યાં સુધી 'હું શુદ્ધાત્મા છું' એ કોઈ 'એક્સેપ્ટ' કરે જ નહિ. અત્યાર સુધી આખી જિંદગી 'હું ચંદુભાઈ છું, હું ચંદુભાઈ છું.' એમ કરી કરીને પરમાણુ પરમાણુમાં એ બેસી ગયું છે. હવે એ કાઢવાનું, એ 'રોંગ બિલીફ' 'ફ્રેકચર' કરવી, એ 'જ્ઞાની પુરુષ' જ કરી આપે.

## અંતે આત્મરૂપ થયે જ મુક્તિ !

**પ્રશ્નકર્તા** : એવું પણ કહેવાય છે કે એક મિનિટ આત્માનો વિચાર કરે તોય એ સંસારથી મુક્ત થાય ?

**દાદાશ્રી :** એ આત્મારૂપ થઈ જાય તો સંસારથી મુક્ત થાય. બાકી, આત્મા સંબંધી વિચાર કરે ત્યાં આત્મા જ નથી. વિચાર જે કરેને તે તો આત્મામાં જવાના રસ્તા છે.

**પ્રશ્નકર્તા** : પણ આત્મારૂપ થવાની દશા ઊભી થાય તો સંસારનો ભ્રમ તૂટે ખરો ?

**દાદાશ્રી :** ભ્રમ ધીમેધીમે છૂટે. પણ જે જૂનો એનો હિસાબ છે ને, એટલે ભ્રમ થયા વગર રહે નહિ ને ! એ તો નવું સંવરપૂર્વકનું થાય તો કામનું. એટલે એક મિનિટ જો આત્મા થઈ ગયો તો પછી એ કાયમ જ રહે.

**પ્રશ્નકર્તા** : એક મિનિટ તો શું, અડતાલીસ સેકન્ડ પણ નથી રહેતું.

**દાદાશ્રી :** નથી રહેતું, તો એવું ચાલે નહિ.

**પ્રશ્નકર્તા** : અડતાલીસ સેકન્ડ પહેલાં તો ભાગી જાય છે.

**દાદાશ્રી :** પણ જે ભાગી જાય એ આત્મા જ ન્હોય. આત્મા એનું

નામ કે જે ભાગી ના જાય. 'આત્મા' તેનો તે જ રૂપે છે, જ્યારે જુઓ ત્યારે તે રૂપે જ છે, એટલે આત્મા જુદો લાગવો જોઈએ અને આ બીજું છે એ બધું જુદું લાગવું જોઈએ.

**પ્રશ્નકર્તા** : એની સમજ ખરી, એવો અનુભવ પણ થાય. છતાંય માયાવી જાળ એટલી બધી મજબૂત ઊભી થાય તે વખતે એ બાજુ ખેંચી જાય.

**દાદાશ્રી :** વસ્તુસ્થિતિમાં એવું છે ને, 'આપણ'ને કોઈ કશું ખેંચી જાય એવું નથી. 'આત્મા' પ્રાપ્ત થયો હોય એવું હજુ 'એક્ઝેક્ટનેસ'માં આવી ગયું નથી. જો 'એક્ઝેક્ટનેસ'માં આવે તો કોઈ કશું નામ દે એવું નથી. કારણ કે પછી તો ડિસ્ચાર્જ કર્મ રહે છે, એટલે ભોગવટો જ રહે છે. ખાલી, નવાં કર્મ બંધાતાં જ નથી. જો આત્મા પ્રાપ્ત થયો તો સંવર રહે અને સંવર છે ત્યાં આગળ બંધ ન પડે. આશ્રવ અને નિર્જરા તો અજ્ઞાનીને અને જ્ઞાનીને, બન્નેવને હોય જ. પણ એમાં અજ્ઞાનીને બંધ થાય અને જ્ઞાનીને જ્ઞાનના પ્રતાપે સંવર રહે, એટલો જ ફેર.

**પ્રશ્નકર્તા** : આશ્રવ, નિર્જરા અને સંવર, આ ત્રણેય ભૂમિકામાં આઘાપાછા ઝડપથી થઈ જવાય છે, એ કર્મોનો પ્રભાવ કહેવાય ?

**દાદાશ્રી :** કર્મોનો પ્રભાવ તો બધો બહુ ભારે હોય છે. છતાં પણ કર્મો ન્યુટ્રલ છે, એટલે નપુસંક છે. એટલે એ કશું કરી શકે એમ નથી. જ્યાં સુધી 'આપણો' આધાર ના હોય ત્યાં સુધી એ કશું જ કરી શકે નહિ. 'આપણે' આધાર આપીએ ત્યાર પછી એ કશું કરી શકે, નહિ તો એ ખલાસ થઈ જાય. એ નિરાધાર થયા પછી 'આપણ'ને કશું કરી ના શકે. પણ 'આપણે' આધાર આપીએ છીએ કે 'મેં આ કર્યું.' ત્યારથી એ આપણને હલાવી નાખે.

**પ્રશ્નકર્તા** : એ આધાર અપાય છે એ પૂર્વકર્મ ખરું ?

**દાદાશ્રી :** એ અજ્ઞાનતા કહેવાય છે. કર્મ તો નિર્જરા થયા કરે છે, પણ 'આપણે' આધાર આપીએ છીએ કે 'હું કરું છું.' કર્મો જે ઉદયમાં આવ્યાં છે એ એનો પાઠ ભજવવાનાં છે, પણ એમાં 'આપણે' કહીએ છીએ કે 'મેં' કર્યું છે ?

**પ્રશ્નકર્તા** : તો કર્મો નિષ્કામભાવે ભોગવવાં જોઈએ, તે આપણે ભોગવતા નથી ને વૃત્તિઓ એમાં પેસી જાય છે, એવું થયું ને ?

**દાદાશ્રી :** એ તો જ્ઞાન વગર કર્તાભાવ છૂટવો મુશ્કેલ છે. જ્ઞાન હોય તો કર્તાભાવ થાય નહિ. કર્તાભાવ થાય નહિ એટલે સંવર રહે અને જ્યાં સંવર ત્યાં સમાધિ રહે.

**પ્રશ્નકર્તા** : સંવરની ભૂમિકા સુધી તો પહોંચાય છે, પણ સ્થિર નથી રહેવાતું.

**દાદાશ્રી :** ના, સંવર હોયને તો સમાધિ રહે જ. સમાધિ રહે તો જાણવું કે ભઈને સંવર છે.

**પ્રશ્નકર્તા** : પણ કોઈ કારણોથી બંધ થાય તો, તે વખતે શું કરવું ?

**દાદાશ્રી :** કશું કરવાનું તો છે નહિ. આત્મા થવાની જરૂર છે.

**પ્રશ્નકર્તા** : એને માટે માનસિક રીતે તો વિચારવું પડે ને, કે આનો ઉપાય શું હોઈ શકે ?

**દાદાશ્રી :** એક ફેરો આત્મા થઈ ગયાને, પછી કશું વિચારવાનું નહિ. વિચારવાની ભૂમિકા તો ક્યાં સુધી ? કે 'આ આત્મા છે કે આ આત્મા છે' એવી જ્યાં સુધી શંકા છે ત્યાં સુધી વિચાર કરવાના. જ્યાં સુધી આત્મા સંબંધી સંદેહ છે ત્યાં સુધી વિચાર કરવાના.

**પ્રશ્નકર્તા** : આત્મા સંબંધમાં તો, જ્યાં સુધી આ સંસાર છે ત્યાં સુધી તર્ક-વિતર્કની ભૂમિકા તો રહેવાની જ ને ?

**દાદાશ્રી :** એટલે આત્મા 'જ્ઞાની પુરુષ'ની પાસેથી પ્રાપ્ત થવો જોઈએ અને તે 'આત્મા' જ્ઞાનપૂર્વક, એમની આજ્ઞાપૂર્વક રહેવો જોઈએ.

**પ્રશ્નકર્તા** : તે રીતે તો પ્રયત્ન કરવામાં આવે છે, છતાંય તર્ક-વિતર્ક ઊભા થાય છે.

**દાદાશ્રી :** એક વખત અહીં 'જ્ઞાન' લેવું પડે, પછી આ આજ્ઞામાં રહેવું પડે. ને પછી તમારે સત્સંગમાં આવીને પૂછી જવું જોઈએ. અને આ

તો નિર્વિકલ્પ જ્ઞાન છે. આ નિર્વિકલ્પ જ્ઞાનમાં વિકલ્પ કેમ થાય ? સંકલ્પ-વિકલ્પ થાય તો તો હજુ આત્માની પ્રાપ્તિ થઈ જ નથી કહેવાય. સંકલ્પ-વિકલ્પ કરનારો થયો કે નિર્વિકલ્પ થાય નહિ.

## દેહ છૂટે પણ 'બિલીફ' ના છૂટે !

**પ્રશ્નકર્તા** : આ શરીરનો ત્યાગ થઈ જાય એટલે આ 'રોંગ બિલીફો' પોતાની મેળે જતી રહે ને ?

**દાદાશ્રી :** એટલે મરી જાય ત્યારે ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** ના, એ 'રોંગ બિલીફો' તો ફરી ઊભી થાય છે. કારણ કે મરી ગયો એટલે કંઈ મોક્ષે નથી જતો. મરી ગયો એટલે અહીં જે એની પાસે 'સ્ટોક'માં સામાન હતો તે જોડે લઈને જાય છે, ક્રોધ-માન-માયા-લોભ બધું 'સ્ટોક'માં છે એ બધું જ જોડે લઈ જાય છે, કશું બાકી ના રાખે, આખો પરિવાર જ એની સાથે જાય છે અને ફરી જ્યાં નવો જન્મ થાય ત્યાંથી પાછી શરૂઆત થાય.

**પ્રશ્નકર્તા** : પણ આપણે આમ કહીએ છીએ ને, કે મર્યા પછી બધું છોડીને જવાનું છે, તો પછી બધું 'સ્ટોક'માં શી રીતે રહે ?

**દાદાશ્રી :** એ તો સ્થૂળ બધું છોડી દેવાનું. સૂક્ષ્મ આ, પરિવાર સાથે બધુંય જોડે જ આવવાનું. આ સ્થૂળ એટલે જે આંખે દેખાય એવું, આંખે ના દેખાય એવું ને દુરબીનથી ના દેખાય એવુંય સ્થૂળ છે. એ બધુંય અહીં છોડી જવાનું અને સૂક્ષ્મ ભાગ બધોય જોડે જવાનો, પોતાનાં કર્મો બધાં બાંધીને ત્યાં જોડે લઈ જવાનાં.

## બિલીફ બદલાયે, કર્મો છૂટે !

**પ્રશ્નકર્તા** : આ પછી 'રોંગ બિલીફ' ફ્રેક્ચર કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** એ તમારે નહિ કરવાની, એ અમારે કરી આપવાની. એ તમારાથી ના થાય. તમારાથી થતી હોય તો તો અનંત અવતારથી તમે છો

જ ને ! એટલે એ ડૉક્ટરનું કામ છે. તમારે તો એક કલાક ડૉક્ટરને દેહ સોંપવાનો કે 'ભાઈ, તમારે જે ઓપરેશન કરવું હોય તે કરી નાખો મારું, ને મારો ઉકેલ લાવી આપો.' એટલે કામ થઈ જાય.

**પ્રશ્નકર્તા** : કર્મ છે અને માન્યતા છે, એ બેનો સંબંધ શો ? કારણ કે કોઈ એક ખોટી 'બિલીફ' તૂટી ગઈ, તે ઘડીએ એકદમ હળવાશ અનુભવે. તે ઘડીએ કર્મથી નિવૃત્ત થયો કહેવાય ?

**દાદાશ્રી :** એ તો 'રોંગ બિલીફો'થી નિવૃત્ત થાય છે.

**પ્રશ્નકર્તા** : તો એટલાં કર્મ બળ્યાં કે ના બળ્યાં ?

**દાદાશ્રી :** ના, એ જ કર્મ બદલાય છે ને ! 'બિલીફ' નિવૃત્ત થાય એટલે કર્મો શાંત થઈ જાય, એ શાતા વેદનીયમાં ગયું.

**પ્રશ્નકર્તા** : આ જે કર્મ વળગ્યાં છે એ ?

**દાદાશ્રી :** માન્યતા બદલાઈ એટલે જે કર્મ બધાં વળગ્યાં છેને, એ બધાં છૂટાં થવા માંડે છે. માન્યતા બદલાઈ એટલે કર્મ બધાં છૂટાં થતાં જાય. નહિ તો માન્યતા ના બદલાઈ હોય તો કર્મો છૂટાં થાય નહીં. આ તો બધી 'રોંગ બિલીફો' જ છે. પોતે પરમાત્મા છે, પણ જુઓને આ દશા શી થઈ છે !

## 'બિલીફ'થી 'બિલીફ'નો છેદ !

**પ્રશ્નકર્તા** : હવે આ 'રોંગ બિલીફો'ને પાછી આ 'રાઈટ બિલીફ' બેસાડીએ, તો 'રાઈટ બિલીફ'નોય લાભ મળે ને ? પણ એય 'બિલીફ' તો ખરી જ ને ? અને 'બિલીફ' છે ત્યાં સુધી એનાં ફળમાં કર્મ તો રહે જ ને ?

**દાદાશ્રી :** પણ 'રાઈટ'માં તો 'બિલીફ' જ નથી. આ તો 'રોંગ બિલીફ'ને છેદ કરવા માટે 'રાઈટ બિલીફ' છે. નહિ તો 'રોંગ બિલીફ'નો છેદ થાય નહિ ને ! અને 'રાઈટ બિલીફ'થી 'રોંગ બિલીફ'નો છેદ કરે ત્યારે 'રાઈટ બિલીફ'થી પોતાની મેળે જ, ખુદસે જ ખુદનો છેદ થઈ જાય

છે. એટલે પછી એને કોઈ છેદ કરવાનો રહેતો નથી. એવા ક્રમથી આ બધું ગોઠવાયેલું છે. એવું છે ને, નહિ તો વધતું વધતું પાર જ ના આવે એનો. આ સમ્યક્દર્શન છે ને, 'રાઈટ બિલીફ' છે ને, તે પોતે જ ઓગળી જાય છે. 'રાઈટ બિલીફ' સ્વ-સત્તાધારી છે અને 'રોંગ બિલીફ' પરસત્તા છે.

## નિરાલંબની દૃષ્ટિએ, 'વસ્તુત્વ'નો સિદ્ધાંત !

'જ્ઞાની પુરુષ' તો ભાન કરાવશે કે 'જગત'ને 'તું' અડ્યો છે. નહિ તો વસ્તુ 'તને' કોઈ અડે એવી નથી. ત્યારે એ કહેશે, 'મારે કંઈ જરૂર નથી ?' ત્યારે કહીએ, 'ના, તારે કંઈ જરૂર જ નથી. તને જગતમાં અવલંબનની જરૂર જ નથી.' ત્યાર પછી 'એ' ભાનમાં આવેને ત્યારે એ કહેશે, 'હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું.' પછી મહીં ચિંતા-ઉકળાટ કશું જ ના રહે. ચિંતા-ઉકળાટ એ તો બધું 'પરવસ્તુ'માં થાય છે અને 'પોતે' માથે લઈ લે છે કે 'મને આમ થાય છે.' અરે, આ 'તારું' નથી અને પેલા બીજાને ઘેર ત્યાં થાય છે. 'તને' ક્યાં કશું થાય છે ? થાય છે પાડોશીને ઘેર, ત્યાં આપણે શું ? અને 'આત્મા'ને કંઈ થાય જ નહિ ને ? પણ આ તો અનાદિની ભ્રાંતિ 'એને' આ વાત બધી વિસારે પાડી દે છે.

## જ્ઞાની પ્રયોગે, આત્મા-અનાત્મા ભિન્ન !

**પ્રશ્નકર્તા** : આપ કહો છો 'આત્મા મારાથી એકદમ છૂટો છે', તો એ મને હજુ એકદમ સ્પષ્ટ થતું નથી.

**દાદાશ્રી :** છૂટો પાડ્યા પછી છૂટો થાય, નહિ તો તન્મયાકાર છે. 'અમે' છૂટો પાડી આપીએ, 'અમે' પ્રયોગ કરીએ ત્યારે છૂટો પડે. નહિ તો ત્યાં સુધી ના થાય. એટલે આપણે એમ કહેવાનું કે ખરી રીતે છૂટો તો છે જ, પણ ભ્રાંતિ છે, ત્યાં સુધી બંધાયેલો જ છે. અમે અહીં જ્ઞાન આપીએ છીએ, તે દહાડે આત્મા અને અનાત્મા બેને જુદા પાડી દઈએ છીએ, પછી 'તમારે' 'ભગવાન'નો સાક્ષાત્કાર જાય નહિ અને ત્યારે તમારા દોષ દેખાવા માંડે. નહિ તો ત્યાં સુધી દોષ દેખાય નહિ. અને દોષ દેખાય પછી દોષ ચાલ્યા જાય. જેમ જેમ દોષો દેખાતા થાય એમ જતા રહે બધા.

## જ્ઞાનપ્રાપ્તિ, ભાવનાના પરિણામે !

**પ્રશ્નકર્તા** : મારા નસીબમાં શું છે ? તમે જે કીધું એવું જ્ઞાન મને ક્યારે આવશે ? એ અવધિ કહો.

**દાદાશ્રી :** એ તો આવશે, ભાવના કરી છે તો આવે ને ! ભાવના પહેલી થાયને તો જ આવે ને ભાવના જ ના કરી હોય તો શી રીતે આવે ?

**પ્રશ્નકર્તા** : મને તો એવું લાગે છે કે દિલ્હી બહુ દૂર છે.

**દાદાશ્રી :** અરે, આ દુનિયામાં કશું દૂર હોતું જ નથી. આત્મા જ પાસે છે, તો દિલ્હી શું કરવા દૂર હોય ? આત્મા પોતાની નજીક છે. જે અપ્રાપ્ત વસ્તુ આત્મા, એ પોતાની પાસે છે, તો બીજી કઈ વસ્તુ દૂર કહેવાય ?

## ....તો જ્ઞાનાંતરાય તૂટે !

**પ્રશ્નકર્તા** : અહીં આપની પાસે ઘણા આવે, એમાં કોઈને જ્ઞાન લેવાનું મન ના થાય એ શું છે ? એનું શું કારણ છે ?

**દાદાશ્રી :** એ એનાં અંતરાય કર્મ છે. એ અંતરાય પૂરા થાય ત્યાર પછી જ્ઞાન લેવાનું મન થાય. તો અંતરાય પૂરા કરવા માટે શું કરવું જોઈએ ? કે કાં તો 'પોતે' નક્કી જ કરવું જોઈએ કે આજે અંતરાય તોડી જ નાખવા છે, પછી જે થવાનું હોય તે થાય, પણ અંતરાય તોડી જ નાખવા છે. કાં તો 'જ્ઞાની'ને કહેવું જોઈએ કે, 'સાહેબ, મારા અંતરાય તોડી આપો.' તો 'જ્ઞાની પુરુષ' એ તોડી આપે. બાકી અંતરાય કર્મ તો એને જમવાનું સામે હોય તોય જમવા ના દે. જમવાનું તૈયાર હોય, જમવાની તૈયારી કરે છે, ત્યારે કોઈ બોલાવવા આવે કે, 'ચાલો, જલદી ચાલો.' તૈયાર થાળી મૂકીને પણ જવું પડે, એનું નામ અંતરાય કર્મ.

## ....ત્યારે આત્મવર્તના વર્તે !

**પ્રશ્નકર્તા** : આપની પાસે આત્માની અનુભૂતિ કઈ રીતે કરાવવામાં આવે છે ?

**દાદાશ્રી :** અત્યારે કશી અનુભૂતિ થાય છે કે નથી થતી ? આ ટાઢ લાગે તે અનુભવ નથી થતો ? ગરમી લાગે છે તે અનુભવ નથી થતો ? કોઈ ગાળ ભાંડે છે તો કડવો રસ ઉત્પન્ન થાય છે, એવો અનુભવ નથી થતો ? તમારે કયો અનુભવ જોઈએ છે ?

**પ્રશ્નકર્તા :** આત્માનો અનુભવ.

**દાદાશ્રી :** આત્માનો અનુભવ એટલે શું ? પરમાનંદ સ્થિતિ, આનંદ જાય નહિ, એનું નામ આત્માનો અનુભવ.

**પ્રશ્નકર્તા :** એ કઈ રીતે મળે ?

**દાદાશ્રી :** કામ શું છે તમારે એનું ? તમારે કાયમના આનંદની જરૂર શું છે ? અને પાછી વાઈફની, પૈસાની જરૂર છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** નથી જરૂર.

**દાદાશ્રી :** ત્યારે આ દેહની જરૂર છે કે નહિ ?

**પ્રશ્નકર્તા :** ભગવાન સિવાય મારે કોઈ ચીજની જરૂર નથી.

**દાદાશ્રી :** એ ખરું, તમારું તો શૂરવીરનું કામ છે. પણ એની માટે તમારે 'ભગવાન શું છે' એ જાણવું જોઈએ. 'જગત શું છે ? કોણે બનાવ્યું ? ભગવાન શું છે ? આપણે કોણ છીએ ? આ બધું જગત કેવી રીતે ઉત્પન્ન થયું ? હવે ભગવાનનો સાક્ષાત્કાર આપણને કઈ રીતે પ્રાપ્ત થાય ?' એ બધું જાણવું પડે.

**પ્રશ્નકર્તા :** એનો રસ્તો કયો છે ?

**દાદાશ્રી :** રસ્તો તો આ અહીં જ છે, બીજે વર્લ્ડમાં કોઈ જગ્યાએ આનો રસ્તો છે જ નહીં. અહીં જ બધો રસ્તો છે.

**પ્રશ્નકર્તા :** પણ અનુભવ વગર નકામું ને ?

**દાદાશ્રી :** હા, અનુભવ તો થવો જ જોઈએ.

**પ્રશ્નકર્તા :** એ ક્યારે થાય ?

**દાદાશ્રી :** ભગવાન સિવાય, આત્મા સિવાય કશું જ જોઈતું ના હોય ત્યારે અનુભવ થાય. પછી એમાં સ્ત્રી, પૈસો કશું જોઈતું ના હોય. અને અહીં તો તમને એવો અનુભવ થઈ જશે. ક્યારે ? આ ભવમાં જ, તે પણ બે-ત્રણ મહિનામાં નહીં, કલાકમાં થઈ જશે.

**પ્રશ્નકર્તા** : પછી નિરંતર આત્મામાં તન્મયાકાર કેવી રીતે રહેવું ?

**દાદાશ્રી :** અહીં આગળ જ્ઞાન લે, અને પછી 'અમારી' 'આજ્ઞા'માં રહે તો નિરંતર 'આત્મા'માં રહી શકે. પણ આ જંજાળ છે ને તે નિરંતર 'એને' 'આત્મા'માં રહેવા ના દે. 'તમને' જંજાળ તો ખરી જ ને, પછી ? છોકરાં કહે, 'બાપુજી ફી લાવો.' અલ્યા, ફી તો ઘરમાં છે. પણ સોની નોટ વટાવવા જવું પડે કે ના જવું પડે ? પૈણ્યા ના હોય તો નોકરી, ધંધા હોય. એટલે આ બધી જંજાળ છે અને આ છે ત્યાં સુધી નિરંતર 'આત્મા'માં ના રહી શકાય. પણ 'આપણા' ભાવ જ્યારે આ જંજાળથી ઓછાં થશે અને સુખ 'આત્મા'માં છે એવું સમજાશે, એમ આ જંજાળ ઓછી થતી જશે, તેમ પછી 'આત્મા'માં રહી શકાય.

## 'શુદ્ધાત્મા' શબ્દની સમજ !

**પ્રશ્નકર્તા** : એવું કહે છે કે, આત્મા સચ્ચિદાનંદ ઘન છે. એમાં આ કલ્પના છે કે સાચું છે ?

**દાદાશ્રી :** કેમ ? સાચું છે. આત્મા સચ્ચિદાનંદ ઘન છે, એ સાચી વાત છે. એમાં કલ્પના નથી.

**પ્રશ્નકર્તા** : બીજા લોકો એને કલ્પના પણ કહે છે, તે ?

**દાદાશ્રી :** કલ્પના કરનારને 'સચ્ચિદાનંદ શું છે', એનું ભાન નથી. જો ભાન થાયને તો પોતાને કાયમનો શાશ્વત આનંદ થાય. સનાતન સુખ પ્રાપ્ત થાય, ત્યારે સચ્ચિદાનંદ સ્વરૂપ થાય.

**પ્રશ્નકર્તા** : આત્મા સચ્ચિદાનંદ ઘન છે, તો 'શુદ્ધાત્મા' કેમ કહ્યું ?

**દાદાશ્રી :** આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ જ છે. પણ આ લોકોને

સચ્ચિદાનંદ શબ્દ કેમ નથી આપ્યો ? કારણ કે 'સચ્ચિદાનંદ' એ ગુણવાચક શબ્દ હોવાથી આ લોકોને નહીં સમજાય, આમને શુદ્ધાત્માની જરૂર છે, એટલા માટે આ લોકોને શુદ્ધાત્મા શબ્દ આપ્યો છે. શુદ્ધાત્માની જરૂર કેમ ? આ લોકો કહે છે કે 'હું પાપી છું.' ત્યારે કહે, 'જો 'તું' 'વિજ્ઞાન' જાણે તો તને પાપ અડે એવું નથી. 'તું' 'શુદ્ધાત્મા' જ છે, પણ 'તારી' 'બિલીફ રોંગ' છે.' જેમ એક માણસ અહીં આગળ રૂમમાં રાત્રે એકલો સૂઈ ગયો હોય, અને દિવસે એણે ભૂતની વાત સાંભળી હોય, તો રાત્રે અંદર પ્યાલો ખખડ્યો કે ત્યાં જ 'એની' 'બિલીફ રોંગ' પેસી ગઈ કે કંઈક ભૂત છે. હવે એ 'રોંગ બિલીફ' નીકળે નહીં ત્યાં સુધી 'એની' દશા આવી ને આવી જ રહે, તરફડાટ રહ્યા કરે.

## સોહમ્‌થી શુદ્ધાત્મા સધાય ના !

**પ્રશ્નકર્તા** : 'હું શુદ્ધાત્મા છું' એવું બોલવું અને 'સોહમ્' બોલવું, એમાં શો ફેર છે ?

**દાદાશ્રી :** સોહમ્ બોલવાનો અર્થ જ નથી. 'શુદ્ધાત્મા' તો 'તમે' છો જ. સોહમ્‌નો અર્થ શું થયો ? કે 'તે હું છું', તેમાં આપણું શું કલ્યાણ વળ્યું ? એટલે 'હું શુદ્ધાત્મા છું' એમાં જ પોતાનું કલ્યાણ છે, એમાં 'આ શુદ્ધાત્મા તે હું છું.' જ્યારે સોહમ્ એટલે તો 'તે હું છું.' એમાં કશો અર્થ નથી ! સોહમ્ તો શુદ્ધાત્મા પ્રાપ્ત કરવા માટેનું સાધન છે. જેને સાધ્ય મળી જાય પછી એને સાધન છૂટી જાય છે.

## શુદ્ધ થયે 'શુદ્ધાત્મા' બોલાય !

**પ્રશ્નકર્તા** : 'હું શુદ્ધાત્મા છું' બોલવાથી શુદ્ધાત્મા થઈ જવાય ?

**દાદાશ્રી :** એમ નહીં થઈ જવાનું. એમ તો કેટલાક લોકો બોલે છેને કે 'હું શુદ્ધાત્મા છું' પણ કશું વળે નહીં.

**પ્રશ્નકર્તા** : આપની પાસેથી જ્ઞાન ઉપલબ્ધ ન થયું હોય, એ જો ચોપડીમાંથી વાંચીને અથવા તો કોઈના કહેવાથી 'હું શુદ્ધાત્મા છું' બોલે તો ફાયદો થાય ?

**દાદાશ્રી :** એમાં દહાડો વળે નહીં કશોય. એવું લાખ અવતાર સુધી 'શુદ્ધાત્મા' બોલે ને તોય કશું વળે નહીં.

જેમ તમારો એક ભાઈબંધ હોય, તે તમારી જોડે વાત કરતાં કરતાં ઊંઘી ગયો હોય, પણ તમે એમ જાણો કે એ જાગે છે, એટલે તમે એને રૂપિયા આપવાનું પૂછો, ફરી પૂછો ત્યાર પહેલાં એ બોલે કે, 'હું તને પાંચ હજાર રૂપિયા આપીશ.' તો આપણે શું એ સાચું માનવું ? આપણે તપાસ તો કરવી પડેને કે એ ઊંઘમાં છે કે જાગતાં બોલે છે ? ઊંઘતો બોલેને તો આપણે આખી રાત બેસી રહીએ તોય કશું આપે નહીં અને જાગતો બોલતો હોય તો આપણને આપે. એવી રીતે આ ઊંઘતાં બોલે છે કે 'હું શુદ્ધાત્મા છું.' એટલે કશું વળે નહીં. 'હું શુદ્ધાત્મા છું' એ ભાન 'જ્ઞાની પુરુષ'નું આપેલું હોવું જોઈએ એટલે જાગતો હોય ને બોલે તો કામનું. એવું હું તમને જાગતા કરીને 'શુદ્ધાત્મા છું' બોલાવડાવું છું, એમ ને એમ નથી બોલાવડાવતો ! અને એક કલાકમાં તો આખો મોક્ષ આપી દઉં છું. મોક્ષ એટલે કોઈ દહાડો ચિંતા ના થાય, એવો મોક્ષ આપું છું.

## પ્રગટથી પ્રગટે કે પુસ્તકના દીવાથી ?

**પ્રશ્નકર્તા** : જ્ઞાન લીધા વગર પુસ્તકમાં વાંચીને 'હું શુદ્ધાત્મા છું' બોલે, તોય એનું ફળ મળે ને ?

**દાદાશ્રી :** કશુંય ફળ ના મળે, 'જ્ઞાન' લીધા વગર 'શુદ્ધાત્મા છું' બોલે તો કામ ના લાગે. એને 'શુદ્ધાત્મા' તો યાદ જ ના આવે ને !

અને પેલું ચોપડીમાં તો એવું લખેલું છે કે 'આત્મા શુદ્ધ છે ને તું શુદ્ધાત્મા છે. આ બધું તું ન હોય. અને સંસારમાં આપણે શુદ્ધાત્મા તરીકે કંઈ કરી શકીએ એમ છીએ જ નહીં. એ દ્રવ્ય એનું કામ કરે છે, આ દ્રવ્ય એનું કામ કરે છે.' એવું બધું કહેવા માગે છે. પણ લોકોને શુદ્ધાત્મા શી રીતે રહે ? આ તો અહંકાર ને ક્રોધ-માન-માયા-લોભ બધુંય સાથે છે, તો એને શુદ્ધાત્મા શી રીતે રહે ? આમ આખો દહાડો ગોખીને 'શુદ્ધાત્મા છું' બોલે છે, પણ એમને શુદ્ધાત્માનું લક્ષ બેસે નહીંને ! 'જ્ઞાની પુરુષ' પાપ બાળી આપે ત્યારે શુદ્ધાત્માનું લક્ષ બેસે અને તે લક્ષ આખો દહાડો રહે,

નહીં તો લક્ષમાં રહે નહીં ને ! એટલે પહેલાં પાપ ધોવાઈ જવાં જોઈએ.

**પ્રશ્નકર્તા** : આપની પાંચ આજ્ઞા લખાયેલી હોય તો આજથી સો વર્ષ-બસ્સો વર્ષ પછીથી પણ પાંચ આજ્ઞા વાંચીને એ બોલે, એના પર વિચાર કરે, તો પછી એને શુદ્ધાત્માનું પદ મળે કે નહીં ?

**દાદાશ્રી :** ના, ના. એ તો કોઈ જ્ઞાનીઓ રહેવાના, બસ્સો-પાંચસો વર્ષ સુધી કંઈનું કંઈ ફૂટવાનું. દરેકનામાં વહેલો-મોડો 'પ્રકાશ' થયા કરવાનો, તે એવા કોઈ હોય તો બધાને કામ લાગે. બાકી, એમ ને એમ શુદ્ધાત્મા થવાય નહીં.

## 'સમરણે,' શુદ્ધાત્મા નહીં સાધ્ય !

એક માણસ કહે છે, 'હું શુદ્ધાત્મા છું, એવું યાદ કર્યા કરું છું.' ત્યારે મેં કહ્યું, 'અલ્યા, યાદ કર્યા કરે છે તોય શુદ્ધાત્મા પ્રાપ્ત થયો નહીં ?' ત્યારે કહે છે, 'ના. અને બીજે દહાડે તો મને મનમાં એમ થયું કે પેલો કયો શબ્દ હશે ? કયો શબ્દ, કયો શબ્દ, તે ચાર કલાક સુધી એ શબ્દ યાદ જ ના આવ્યો.' એટલે શબ્દ જ ભૂલી જાય. એ સમરણથી (નામસ્મરણ) કશું લક્ષમાં ના બેસે. આવાં સમરણ કરે એના કરતાં 'વાઈફ'નું સમરણ કરેલું સારું કે ભજિયાં, જલેબી તો કરી આપે. આવા ખોટાં સમરણ આપી આપીને તો ના દેવગતિમાં ગયા ને ના અહીં આગળ સારી સાહેબી મળી, એટલે આમેય રખડાવી માર્યા ને તેમેય રખડાવી માર્યા. અહીં જો સાહેબી મળી હોય તોય જાણીએ કે ઠીક છે.

આ તો કહેશે, 'સમરણ આપીએ છીએ, તમે સમરણ કર્યા કરજો.' અને અલ્યા, એ સમરણ ભૂલાય ત્યારે મારે શું કરવું ? અને સમરણ તો ક્યારે રહે કે જેની પર રાગ હોયને તો એ એની મેળે સમરણ રહ્યા કરે. અગર તો જેને બહુ જ દ્વેષ હોય, જેની પર બહુ જ ચીડ હોય, તે યાદ આવ્યા કરે. એટલે બહુ રાગ હોય તો તે યાદ આવ્યા કરે, એનું સમરણ રહે.

અને સમરણનું ફળ સંસાર, ભટક-ભટક-ભટક કરવાનું. આપને સમજાઈ આ વાત ? સમરણનો અર્થ સમજાયો ને ? એટલે સતત આત્મા

હાજર થઈ એની મેળે જ બોલતો થવો જોઈએ. આપણે બોલાવીએ ને એ બોલે, એવું નહીં. એની મેળે હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા** : પણ આ 'શુદ્ધાત્મા છું' એવું મહીંથી બોલવામાં આવે કે ના આવે ?

**દાદાશ્રી :** આવે ને !

**પ્રશ્નકર્તા** : પછી એ બોલતો હશે કે બોલાવતો હશે ?

**દાદાશ્રી :** એ બોલતા-બોલાવતાનો સવાલ નથી આમાં. કોઈ બોલતોય નથી અને બોલાવે તો એ બોલાવનાર ગુનેગાર થાય.

એટલે તમે જે ખોળો છોને ત્યાં અંધારું છે. તમે આગળ જે માગો છોને, એ બધું અંધારું જ છે. એને બોલાવનાર કોઈ છે જ નહીં. આ 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' બોલે છે અને તમે જે કહો છોને તે બધું તો અંધારું ઘોર છે. તે બાજુ ઘણા લોકો ગયા ને, તે રખડી મર્યા છે બધા.

## વાડાબંધી તો વિભાવિકતામાં !

**પ્રશ્નકર્તા** : તો શુદ્ધાત્માનું જે જ્ઞાન આપની પાસેથી લઈએ, તે એક મંડળ કે વાડો નથી થતો ?

**દાદાશ્રી :** ના, આને વાડો હોય જ નહીં ને ! જ્યાં વિભાવિકતા હોય ત્યાં વાડો હોય. સ્વાભાવિકતા હોય ત્યાં સહજતા ઉત્પન્ન થાય, ત્યાં વાડો હોય જ નહીં ને ! કારણ કે એ ઝાડ-પાન, ગાય-ભેંસ, બધા જીવમાં શુદ્ધાત્માના દર્શન કરે, પછી એમાં જુદાઈ, વાડો જ ક્યાં રહ્યો ? બધે 'એવરીવ્હેર' ભગવાન દેખાય એને.

## 'રોંગ બિલીફ' મટ્યે, ભગવાનમાં અભેદ !

**પ્રશ્નકર્તા** : જો શુદ્ધાત્મા એ જ ભગવાન છે, પોતાની મહીં જ છે, તો પછી એ દૂર કશે હોય જ નહીં ને ?

**દાદાશ્રી :** હા. બસ, મહીં છે એ જ ભગવાન છે, બીજા કોઈ ભગવાન આ જગતમાં છે નહીં.

**પ્રશ્નકર્તા** : તો પછી એ ભગવાન જોડે પોતાને ભેદ ના હોયને ?

**દાદાશ્રી :** પણ અત્યારે તો 'તમને' ભેદ છે. અભેદ થાય તો જ 'ભગવાન' તમને ભેગા થાય એવા છે. પણ 'તમારે' તો 'ચંદુભાઈ' થવું છે અને 'કોઈ બાઈના ધણી થવું છે, છોકરાના બાપ થવું છે, કોઈના મામા થવું છે, કોઈના કાકા થવું છે.' તો પછી 'ભગવાન' 'તમને' ભેગા થાય જ નહીં ને ! 'તમે' 'ભગવાન'નાં થાવ તો 'એ' 'તમારી' જોડે અભેદ થઈ જાય. 'તમે' 'શુદ્ધાત્મા' થયા, 'ભગવાન'ના થયા તો 'તમે' અભેદ થઈ જાવ. આ તો ભેદ 'તમે' પાડ્યો છે, 'ભગવાને' ભેદ નથી પાડ્યો. 'આ બાઈનો ધણી થઉં છું' એવું કહ્યું, એટલે ભગવાન કહે છે, 'જા, ધણી થા.' તે આમ ભગવાન જોડે ભેદ પડ્યો. હવે ભગવાનની જોડે એકાકાર થઈ ગયા કે થઈ ગયું બધું અભેદ. અને એ અભેદ થવાને માટે આ બધું 'વિજ્ઞાન' છે. આખું જગત ભગવાનને ખોળે છે અને તે અભેદ થવા માટે ખોળે છે.

તમારું કહેવું ખરું છે કે આ ભેદ કેમ પડી ગયો ? વાત તો ખરી જ છેને ? ભેદ તો એવું છે ને, ભગવાન તો પોતે મહીં જ છે, પણ કેમ એકતા નથી લાગતી ? ભગવાનની કદી પરવા જ નથી કરીને ! એણે તો 'આ મારી વાઈફ ને આ મારા લડકા, ને આ મારો ભાઈ, આ મારો મામો' એ બધાની જ એને પડેલી છે. 'ભગવાન'ની 'એને' પડેલી નથી. અરે, ભગવાનની કોઈનેય પડેલી નથી. ભગતનેય ભગવાનની નથી પડેલી. ભગતને તો છબલીકાં ને એય બધું તાનમાં ને તાનમાં, મસ્તીમાં રહ્યા છે. ભગવાનની કોઈનેય પડેલી નથી. એ ભગવાન તો મને રોજ કહે છે કે 'કોઈને મારી પડેલી નથી.' કોઈ ચાના તાનમાં, કોઈ ગાંજાના તાનમાં, કોઈ કશાના તાનમાં, કોઈ વ્હીસ્કીના તાનમાં, કોઈ વાઈફના તાનમાં, તો કોઈ લક્ષ્મીના તાનમાં, બસ, તાનમાં ને તાનમાં પડેલું છે આ જગત.

## શુદ્ધતા વર્તવા કાજે, 'શુદ્ધાત્મા' કહો !

**પ્રશ્નકર્તા** : આપે શુદ્ધાત્મા શાથી કહ્યો ? આત્મા જ કેમ ના કહ્યો ?

આત્માયે ચેતન તો છે જ ને ?

**દાદાશ્રી :** શુદ્ધાત્મા એટલે શુદ્ધ ચેતન જ. શુદ્ધ એટલા માટે કહેવાનું કે પહેલાં મનમાં એમ લાગતું હતું કે 'હું પાપી છું, હું આવો નાલાયક છું, હું આમ છું, હું તેમ છું.' એવા બધા પોતાની જાત ઉપરના જે આરોપ હતા, તે આરોપ બધા નીકળી ગયા. શુદ્ધાત્માને બદલે 'આત્મા' એકલો કહેને તો પોતાની શુદ્ધતાનું ભાન ભૂલી જાય, નિર્લેપતાનું ભાન જતું રહે. એટલે 'શુદ્ધાત્મા' કહ્યું.

**પ્રશ્નકર્તા** : તો શુદ્ધાત્માનો મર્મ શું છે ?

**દાદાશ્રી :** 'શુદ્ધાત્મા'નો મર્મ એ અસંગ છે, નિર્લેપ છે; જ્યારે 'આત્મા' એવો નથી. 'આત્મા' લેપાયેલો છે ને 'શુદ્ધાત્મા' એ તો પરમાત્મા છે. બધા ધર્મવાળા બોલે છે ને, 'મારો આત્મા પાપી છે' તોય શુદ્ધાત્માને કશો વાંધો નથી.

શુદ્ધાત્મા એ જ સૂચવે છે કે આપણે હવે નિર્લેપ થઈ ગયા, પાપ ગયાં બધાં. એટલે શુદ્ધ ઉપયોગ માટે શુદ્ધાત્મા કહ્યો છે. બાકી 'આત્મા'વાળાને તો શુદ્ધ ઉપયોગ હોય નહીં. આત્મા તો, બધા આત્મા જ છે ને ! પણ જે શુદ્ધ ઉપયોગી હોય, તેને શુદ્ધાત્મા કહેવાય. આત્મા તો ચાર પ્રકારના છે; અશુદ્ધ ઉપયોગી, અશુભ ઉપયોગી, શુભ ઉપયોગી અને શુદ્ધ ઉપયોગી એવા બધા આત્મા છે. એટલે એકલો 'આત્મા' બોલીએ, તો એમાં કયો આત્મા ? ત્યારે કહે, 'શુદ્ધાત્મા.' એટલે શુદ્ધ ઉપયોગી એ શુદ્ધાત્મા હોય. હવે ઉપયોગ પાછો શુદ્ધ રાખવાનો છે. ઉપયોગ શુદ્ધ રાખવા માટે શુદ્ધાત્મા છે, નહીં તો ઉપયોગ શુદ્ધ રહે નહીં ને ?

એક જણે પૂછ્યું કે, 'દાદા, બધે આત્મા કહેવડાવે છે અને તમે એકલા શુદ્ધ આત્મા કહેવડાવો છો, એવું કેમ ?' મેં કહ્યું કે, 'એ જે આત્મા કહે છે ને તે આત્મા જ ન હોય અને અમે શુદ્ધાત્મા કહીએ છીએ, એનું કારણ જુદું છે.' અમે શું કહીએ છીએ ? કે તને 'રીયલાઈઝ' એક ફેરો કરી આપ્યું કે તું શુદ્ધાત્મા છું અને આ ચંદુભાઈ જુદા છે, એવું તને બુદ્ધિથીય સમજણ પડી ગઈ. હવે ચંદુભાઈથી ખરાબમાં ખરાબ કામ થઈ ગયું, લોકો

નિંદા કરે એવું કામ થઈ ગયું, તે વખતે તારે 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષ ના ચૂકવું જોઈએ, એ 'હું અશુદ્ધ છું' એવું ક્યારેય પણ માનીશ નહીં. એવું કહેવા માટે 'શુદ્ધાત્મા' કહેવો પડે છે. 'તું અશુદ્ધ થયો નથી' એટલા માટે કહેવું પડે છે. અમે જે શુદ્ધાત્મપદ આપ્યું છે, તે શુદ્ધાત્મપદ-શુદ્ધપદ પછી બદલાતું જ નથી. માટે શુદ્ધ મૂક્યું છે. અશુદ્ધ તો, આ દેહ છે એટલે અશુદ્ધિ તો થયા જ કરવાની. કોઈકને વધારે અશુદ્ધિ થાય, તો કોઈકને ઓછી અશુદ્ધિ થાય, એ તો થયા જ કરવાની. અને તેનું પાછું પોતાના મનમાં પેસી જાય કે 'મને તો દાદાએ શુદ્ધ બનાવ્યો તો પણ આ તો અશુદ્ધિ હજી રહી છે.' અને એવું પેસી ગયું તો પાછું બગડી જાય.

## કર્તાભાવ વર્ત્યે કર્મબંધન !

**પ્રશ્નકર્તા** : શુદ્ધાત્માનું જ્ઞાન કોઈએ લીધું હોય અને કોઈ એને લાફો મારે અને એ સામો લાફો મારે, તો પછી એનામાં જ્ઞાનની અસર નથી થઈ એમ સમજવું ? કે એનું શુદ્ધાત્મપણું કાચું છે એમ સમજવું ?

**દાદાશ્રી :** શુદ્ધાત્માનું જ્ઞાન કાચું પડ્યું ના કહેવાય.

**પ્રશ્નકર્તા** : તો પછી એણે શાથી લાફો માર્યો સામે ?

**દાદાશ્રી :** એ લાફો માર્યોને, તે ઘડીએ 'એ' છૂટો હોય છે. અને 'એના' મનમાં પસ્તાવો થાય છે કે 'આવું ના થવું જોઈએ, આવું કેમ થાય છે ?' આ 'જ્ઞાન' એવું છે કે પોતાની એક ભૂલ થઈ હોય તો તરત જ ખબર પડી જાય અને ભૂલ થઈ એવી ખબર પડે ને, એટલે પસ્તાવો થાય જ.

અને આ બન્યું એમાં જ્ઞાનને અને એને લેવાદેવા નથી. આ બધા એના 'ડિસ્ચાર્જ' ભાવો છે.

**પ્રશ્નકર્તા** : શુદ્ધાત્મા થયેલો હોય, આ જ્ઞાન લીધેલું હોય ને 'પરફેક્ટ' હોય, તેની વર્તણૂકમાં શું સમજ પડે અમને ?

**દાદાશ્રી :** એને 'ઈગોઇઝમ' ના હોય, કર્તાપદ ઊડી ગયું હોય.

**પ્રશ્નકર્તા** : એમ માનોને, કે 'હું નથી કરતો' એવું એને વર્તે છે,

તો આ ભાઈને હું લાફો મારું છું ને હું કહું કે 'હું નથી મારતો, શરીરે માર્યું છે. આત્માએ નથી માર્યું' તો ?

**દાદાશ્રી :** એવું કહેવાય નહીં ને ! 'શરીરે માર્યું છે' એવું બોલાય નહીં. એ તો જોખમ છે. 'શરીરે માર્યું છે, આત્માએ નથી માર્યું' એવું કહે, એવો બચાવ કરે તો આપણે કહીએ, 'ઊભા રહો, શરીરમાં મને સોયો ઘોંચવા દો.' એટલે 'શરીરે માર્યું છે' એવું ના બોલે.

એવું છે, મારવું એ તો એક જાતનો 'ડિસ્ચાર્જ' ભાવ છે. આ 'જ્ઞાન' પછી 'પોતે' 'ચાર્જ' કરતો બંધ થઈ જાય છે, પછી એ 'ડિસ્ચાર્જ' બાકી રહે છે. એનો જોખમદાર રહેતો નથી. 'કર્તા મિટે તો છૂટે કર્મ.' કર્તાપણું એને છૂટી ગયું છે.

**પ્રશ્નકર્તા** : 'આપણે કરીએ છીએ' એ ભાવ જતો રહેવો જોઈએ.

**દાદાશ્રી :** બસ, એટલો ભાવ જતો રહ્યો એટલે કામ પૂરું થઈ ગયું.

## શુદ્ધ-અશુદ્ધ, કઈ અપેક્ષાએ ?

આત્મજ્ઞાન થયા સિવાય કોઈ માણસ કહેશે કે મારો છૂટકારો છે, તો એ વાત ખરી નથી, આ તો લોકો આત્મજ્ઞાન માની બેઠા છે. એમાં બે- ચાર વાક્ય બોલે કે 'હું અનંત જ્ઞાનવાળો છું, હું અનંત દર્શનવાળો છું' એવા બે-પાંચ ગુણોને લઈને બૂમાબૂમ કરે છે. એમાં એ આત્મજ્ઞાન નથી. પુસ્તકમાં જે છે કે 'હું શુદ્ધાત્મા છું,' એમાં એવું કહેવા માંગે છે કે, 'તું આ બધું નથી ને તું આ છે' એવી દૃષ્ટિ બદલવા માગે છે, એવા ભાવમાં તું આવી જા, કહે છે. પણ તેથી કંઈ આત્મા પ્રાપ્ત થયો કહેવાય નહીં.

આત્મા પ્રાપ્ત થયો ક્યારે કહેવાય કે આત્મજ્ઞાન થાય અને આત્મજ્ઞાન એ કારણ કેવળજ્ઞાન કહેવાય છે. આત્મજ્ઞાન થાય નહીં કોઈનેય ! અત્યારે આત્મજ્ઞાન કોઈનેય નથી. આત્મજ્ઞાન હોય તો આવી વાણીય ના હોય, આવું વર્તનેય ના હોય, કોઈ આગ્રહ જ ના હોય ને !

આત્મજ્ઞાનીને આગ્રહ ના હોય, એ નિરાગ્રહી હોય. અને આત્મજ્ઞાન છે ત્યાં અહંકાર ના હોય, આગ્રહ ના હોય. બાકી અહંકાર છે, આગ્રહ

છે, ત્યાં કશું જાણતા નથી. એ વાત ખરી છે કે એ શાસ્ત્રજ્ઞાન જાણે છે પણ એમાં અહંકાર છે. જે શાસ્ત્રોથી અહંકાર ના ગયો, તો એ શાસ્ત્રોનું જ્ઞાન બધું આપણને કામ લાગ્યું નહિ.

**પ્રશ્નકર્તા** : કેટલાક દર્શનકારોએ કહ્યું કે આત્મા શુદ્ધ-બુદ્ધ જ છે.

**દાદાશ્રી :** હા, શુદ્ધ-બુદ્ધ કહે છે. હવે આત્મા જો શુદ્ધ ને બુદ્ધ જ હોય, ત્યારે મંદિરમાં શું કરવા જાઓ છો ? અને આ શાસ્ત્રો કેમ વાંચો છો ? આ સમજવા જેવું છે ને ? એટલે ત્યાં આગળ સાપેક્ષ વાત છે. અમુક અપેક્ષાએ શુદ્ધ છે. હા, જ્યાં પોતે ચંદુભાઈ અને પાછા અજ્ઞાની, ત્યાં સુધી આત્મા શુદ્ધ કહેવાય નહિ. હા, 'તારું' અજ્ઞાન જાય તો 'આત્મા' શુદ્ધ જ છે, અંદર તો એ શુદ્ધ જ છે, કોઈ દહાડોય અશુદ્ધ થયો જ નથી, પણ જો તું એમને એમ 'શુદ્ધ છે, બુદ્ધ છે' ગાયા કરીશ તો કશું દહાડો વળશે નહીં. એ શુદ્ધનો તને અનુભવ થવો જોઈએ. એટલે કહેવું હોય તો શું કહેવાય કે 'દેહની અપેક્ષાએ હું અશુદ્ધ છું અને પોતાની અપેક્ષાએ હું શુદ્ધ છું.' કારણ કે પોતે નિરપેક્ષ છે, પણ વાત આવી સાપેક્ષ હોવી જોઈએ. એકલી નિરપેક્ષ વાત કે 'આત્મા શુદ્ધ જ છે' એવું ના બોલાય ! એવું 'આત્મા શુદ્ધ જ છે' કહે તો તો પછી આત્માને ખોળવાનું રહ્યું જ નહીં ને !

## 'શું છે' જાણ્યું (!) પણ...

ગુરુઓ શું કહે, 'તું આ છે' ને પેલો ગા ગા કરે, પણ 'તું શું નથી' એ તેમણે નથી કહ્યું, બેઉ કહેવું પડે. ત્યારે 'શું છે' એ એટલું કહ્યું. 'શું નથી' એ નથી કહ્યું. એટલે પેલા 'શું નથી'માં રહે છે અને શબ્દ 'શું છે'ના નીકળે છે.

અહીં આગળ કેટલાક લોકો મને મળેલા. મને કહે છે કે, 'મારા ગુરુએ આપ્યું છે.' મેં કહ્યું કે, 'કરેક્ટ છે, ખોટું નથી. એ તમને તમારા ગુરુએ આપ્યું છે. પણ એમાં વળ્યું શું અત્યાર સુધીમાં, એ કહો મને. તમને છંછેડે તો છંછેડાતા નથી તમે ?' ત્યારે એ કહે કે, 'એ તો જતું નથી. પણ એ તો ઘણો કાળ થશે ત્યારે વળેને.' મેં કહ્યું કે, 'ના, સ્વરૂપ જો હાથમાં આવ્યું તો વાર જ નથી.' ત્યારે એ કહે, 'શાથી અટક્યું છે ?' ત્યારે મેં

કહ્યું કે, ''તમે શું નથી' એ તમને કહ્યું નથી તમને 'શું છે' એ કહ્યું છે. પણ 'શું નથી' જો કહ્યું હોત તો કામ ચાલે.'' એ કયા ગુરુ જાણે કે 'શું નથી ?' લ્યો, કહી આપો જોઈએ ?

અત્યારે, 'ખાવા-પીવામાં શું તું નથી ?' એણે તો 'એડજસ્ટ' કરી લીધું કે હું શુદ્ધ-બુદ્ધ એ જ છું. પણ હવે તું શું નથી. એ ખોળી કાઢને કે પછી એમ ને એમ જ છે ? હું ય શુદ્ધ-બુદ્ધ ને ઈલાયચી એ હઉ શુદ્ધ-બુદ્ધ છે ? શું નથી હવે ? એટલે એનું વિશ્લેષણ થાય, ત્યાર સિવાય કશું વળે નહીં ને બધું ભટકે છે. અનંત અવતારથી આની આ ભટકામણ ચાલુ છે.

નરસિંહ મહેતાએ બહુ વિશ્લેષણ કર્યું, કારણ કે બહુ વિચારવંત માણસ ! કંઈ નાગર જેવો તેવો હતો ? નાગર બચ્ચો, કભી ન હોય કચ્ચો, એ કંઈ જેવો તેવો નહીં. એણે બહુ બહુ વિશ્લેષણ કર્યું. ને પછી એ બોલ્યા કે, 'જ્યહાં લગી આત્મા તત્ત્વ ચિન્હ્યો નહીં, ત્યહાં લગી સાધના સર્વ જૂઠી.' તે જો પોતાની સાધના જૂઠી દેખાડે છે ! ત્યારે કહે કે, 'આત્મતત્ત્વ જાણવું એટલે શું ?' 'શું છે' એ જાણવું અને 'શું નથી' એ જાણવું, એનું નામ આત્મતત્ત્વ. અને 'શું છે' એ નહીં જાણો તો વાંધો નથી પણ 'શું નથી' એટલું તમે જાણશો તો મારે બહુ થઈ ગયું, કારણ કે 'શું નથી' એટલું જાણો એટલે પેલું 'શું છે' એ અધ્યાહાર રહ્યું. અને અધ્યાહાર તો સાચી જ વાત છે, એ નહીં જાણો તો ચાલશે. પણ આ 'શું નથી' એ જાણવું જોઈએ. ત્યારે લોકોએ પેલું 'શું છે' એ જાણી લીધું અને પછી તે ગા ગા કર્યા કરે છે. લાડવા ખાતી વખતે, પાછું... એવું બને ખરું ? આ જ ચાલ્યું છે, તેથી અનંત અવતાર થયા જ કરે છે.

## 'શું નથી', જાણવું કઈ રીતે ?

**પ્રશ્નકર્તા** : હવે પેલી 'નેગેટિવ સાઈડ' જરા કહોને મને કે 'નેગેટિવ સાઈડ' કેવી રીતે જાણવી ?

**દાદાશ્રી :** એ તો હું તમને, તે દહાડે બધો ફોડ પાડી આપીશ. તે ઘડીએ નેગેટિવ બધો ફોડ પડી જશે. પછી આ વાતોની મઝા આવે ! તે પછી તમને પોતાને પહોંચે, હું શું કહેવા માગું છું તે.

એટલે આ લોકોને કહું છું કે 'શું નથી' એ જાણી લાવ. ત્યારે એ કહે કે, 'મારે 'શું નથી' એ જાણવું છે.' તો હું કહી દઉં, 'માય' એટલું કાઢ. 'મારા હાથ' એ તું નથી. 'મારું માથું' તું નથી, 'મારી આંખો'માં તું નથી, એ બધું બાદ કર્યા કર. પછી મનને બાદ કર. માય માઈન્ડ, માય ઈગોઈઝમ, માય સ્પીચ, બધું બાદ કર.' ત્યારે કહે કે, 'તો તો મારું કલ્યાણ જ થઈ જાય. આવી જ રહે તરત.' તો કર ને, પણ આ બાદ શી રીતે કરે બિચારો ? પેલાં પાપ ભસ્મીભૂત થવાં જોઈએ ને !

આ બધું જગત કેવું છે ? આમ કરે ત્યારે આમ અટકે, આમ કરે ત્યારે આમ અટકે. એટલે બધું સાપેક્ષ, એક આવે તો બીજી પાછી એને અપેક્ષા રહેતી હોય. એટલે અમે પાપ ભસ્મીભૂત કરીએ ત્યાર પછી 'આ છું' ને 'આ નથી' એ બધું સમજાઈ જાય. બાકી 'શું નથી' એ અમે એક ફોરેનર્સને આપ્યું હતું.

અમે લોનાવાલા ગયેલા ને, ત્યાં આગળ એ લોકો આવેલા. તે કહે છે, 'અમને કંઈક આપો.' ત્યારે મેં કહ્યું કે, 'સેપરેટ આઈ એન્ડ માય વીથ જ્ઞાનીસ્ સેપરેટર.' તો મારું સેપરેટર હું તને આપીશ નહિ, પણ હું તને સેપરેશનનો અંદર રસ્તો બતાડું છું. તે રીતે તું 'મારું' બાદ કર, આ બાદ કર, આ બાદ કર. પણ હવે એ શી રીતે પામે ? એનાં જે પાપો નષ્ટ થયા સિવાય, એ પામે શી રીતે ? કારણ કે એ પાપ છે ને, તે આ જ્ઞાન ઉપર આવરણ લાવી નાખે. એટલે પહેલાં પાપ નષ્ટ થવાં જોઈએ. એ પાપ છે તેથી યાદ રહેતું નથી ને ! અને આમને શુદ્ધાત્મા લક્ષમાં કેમ રહે છે ? કારણ કે પાપ નષ્ટ થયાં એટલે નિરંતર લક્ષમાં રહ્યા કરે.

**પ્રશ્નકર્તા** : એ જે સૂક્ષ્મ પડદો છે, એ 'રીમૂવ' થઈ જવો જોઈએ ને ?

**દાદાશ્રી** : તે 'રીમૂવ' અમે કરી દઈએ.

## 'અક્રમ માર્ગે' 'લિફ્ટ'માં લહેરથી મોક્ષ !

**પ્રશ્નકર્તા** : એને માટે, આપે આત્મજ્ઞાન માટે અક્રમ માર્ગ કહ્યો છે, ક્રમિક માર્ગથી એ જુદો છે અને સહેલો છે એમ આપે કહ્યું છે.

**દાદાશ્રી :** હા, અક્રમ માર્ગ એટલે તો લિફ્ટ માર્ગ છે અને ક્રમિક એટલે પગથિયાં, સ્ટેપ બાય સ્ટેપ ચઢવાનું. અને અક્રમ એટલે લિફ્ટમાં બેસી જવાનું. એમાં તમારે કંઈ કરવાનું નહીં, સીધો મોક્ષ ! તમારે જો કરવાનું હોય તો અમે મળ્યા નથી, એવું થયું કહેવાય. એટલે તમારે કશું કરવાનું નહિ. એક ફક્ત પાંચ આજ્ઞા આપીએ કે લિફ્ટમાંથી હાથ-પગ બહાર કાઢે નહીં.

**પ્રશ્નકર્તા** : પણ એ માર્ગ સહેલાઈથી મળતો નથી ને ક્યાંય ?

**દાદાશ્રી :** ના, છે ને ? આ બધો ખુલ્લો છેને અને હજારો માણસોએ લીધેલો છે. ઓછામાં ઓછા, પચ્ચીસ હજાર માણસોએ લીધેલો છે ને તમે કહો છો મળતો નથી, એમ કેમ કહેવાય ? માર્ગ તો છે, પણ તમને તે માર્ગ ભેગો થાય ત્યારે. પણ એ ટાઈમિંગ મળવો જોઈએ ને ? ટાઈમિંગ મળે ત્યારે માર્ગ મળી જાય.

બાકી બધી જાતના મનના ખુલાસા થાય, તો ટાઈમિંગ મળે. મનનાં સમાધાન થઈ જાય કે માર્ગ બરોબર છે. ત્યાર પછી ગાડી પાટા ઉપર ચઢે, નહીં તો ચઢે જ નહીં ને ? ને ગાડી ભ્રાંતિ લાઈનમાં ફર્યા જ કરે બધે, મેઈન લાઈન પર આવે જ નહીં. કોઈ જગ્યાએ મેઈન લાઈન ઉપર કોઈ હોય પણ નહીં. ભ્રાંત લાઈનોમાં જ હોય અને અક્રમ માર્ગ એટલે મેઈન લાઈન. એટલે ફૂલસ્ટોપ માર્ગ છે આ, કોમા માર્ગ નથી આ.

ક્રમિક માર્ગ એટલે શું ? કે સ્ટેપ બાય સ્ટેપ. એટલે કોઈ સંતપુરુષ મળ્યા કે પાંચ હજાર પગથિયાં ચઢી ગયા. પછી કોઈ ઓળખાણવાળો મળે તો પાછો કેન્ટિનમાં તેડી જાય, તો પાછા ત્રણ હજાર પગથિયાં નીચે ઉતરી જાય. એમ કરતાં ચઢ-ઉતર, ચઢ-ઉતર કર્યા કરે. એટલે એ સેફસાઈડ માર્ગ નહીં ને !

**પ્રશ્નકર્તા** : અક્રમ માર્ગે વળવા માટે શું કરવું ?

**દાદાશ્રી :** આ અહીં આવ્યા છો અને તમે કહી દો કે, 'સાહેબ, મારો નિવેડો લાવી આપો.' તો નિવેડો આવી જાય. આ તો અંતરાય તૂટ્યા હોય તો આવું બોલાય. નહીં તો પછી 'થશે' આગળ ઉપર જોઈ લઈશું,

એમ કરીને બે વર્ષ કાઢે. પછી પાછાં આવે. પણ આવ્યા છે એટલે પામે ખરાં. હજારમાં એકાદ-બે જણના કેસ ફેઈલ થાય છે, બાકી નહીં. બીજા બધા કેસમાં પામી જાય છે. કારણ કે આવું રોકડું કોણ છોડે તે ? અને પાછું કશુંય કરવાનું નહીં એને ! ખાલી લિફટમાં બેસવાનું જ છે.

## જ્ઞાની પાસે પહોંચ્યો તે જ પાત્રતા !

**પ્રશ્નકર્તા** : આ જ્ઞાન કોઈને પણ પ્રાપ્ત થઈ શકે, તે એના માટે કોઈ ભૂમિકા હોવી જોઈએ ?

**દાદાશ્રી :** ના. એ અહીં આગળ આવ્યો એ જ એની ભૂમિકા, બીજી કોઈ ભૂમિકાની જરૂર નહીં. અહીં આવ્યો ને એ જ ભૂમિકા. બાકી એવી ભૂમિકા તો ક્યારે પાસ થાય આ લોકો ? અને આપણે અહીંયાં નાપાસ થયેલાય ચાલે. નાપાસ થયેલાને મોક્ષે ચઢાવી દઈશું.

## જિજ્ઞાસુ વૃત્તિ તો વરાવે 'વસ્તુ'ને !

**પ્રશ્નકર્તા** : અમે જ્ઞાન લઈએ તો અમારી પણ એ સ્ટેજ ઊંચી થાય ?

**દાદાશ્રી :** પછી મારામાં ને તમારામાં ફેર જ ના રહે. ફેર એટલો કે મેં મારી દુકાનનો માલ વેચી દીધો બધો અને દુકાન ખાલી કરી. અને તમારી દુકાન ખાલી કરવાની રહે, એટલો જ ફેર રહે. તમારે હજુ બધો સામાન વેચી ખાવાનો, ગોળ-ખાંડ જે પડ્યું હોય તેનો નિકાલ કરી નાખવાનો. અને હું બધો નિકાલ કરીને બેઠો છું. એટલો જ ફેર છે.

એટલે આ તો હું તમને મારી જોડે જ બેસાડું છું, જ્યાં હું પોતે છું ત્યાં. એટલે હવે એવું ઊંચું પદ મળે ત્યારે તો ચિંતા બંધ થાય ને ! બાકી ચિંતા બંધ થવી એ કંઈ સહેલી છે ?

આ વર્લ્ડમાં કોઈ માણસ ચિંતારહિત થયેલો નહીં, તે હું ચિંતારહિત કરું છું તમને ! પણ તે મારી દશાએ બેસાડું ત્યારે જ ચિંતારહિત થાય ને ! એમ ને એમ થાય નહીં ને !

ચિંતા બંધ થઈ જાય તો જાણવું કે હવે એ અવતારમાં મોક્ષે જવાના

છીએ. આપણને ચિંતા જ ના થાય, સંસારમાં રહેવા છતાં, બૈરી-છોકરાં સાથે રહેવા છતાં, આ બધો વ્યવહાર કરવા છતાં ચિંતા ના થાય તો જાણવું કે એક અવતારમાં મોક્ષે જવાના છે, એ ખાતરી થઈ ગઈ.

**પ્રશ્નકર્તા** : એ સ્થિતિ પ્રાપ્ત કરવી મુશ્કેલ છે.

**દાદાશ્રી :** મુશ્કેલ તો છે. પણ આ અક્રમ વિજ્ઞાન નીકળ્યું છેને, તે મોક્ષ તો ખીચડી કરતાંય સહેલો થઈ પડ્યો છે ! એટલે આ અક્રમ વિજ્ઞાન પ્રાપ્ત થવું મુશ્કેલ છે, એવી પુણ્યૈ જાગવી મુશ્કેલ છે. અને પ્રાપ્ત થાય તો આપણું કલ્યાણ થઈ જાય. કારણ કે પુણ્યૈ જાગ્યા પછી તમારે કશું કરવાનું નથી. તમારે લિફ્ટમાં બેસવાનું, ફક્ત હાથ-પગ બહાર ના કાઢો, એટલા માટે આજ્ઞા આપેલી છે, તે પાળવાની.

**પ્રશ્નકર્તા** : અત્યારે તો અમે જિજ્ઞાસુ છીએ, કંઈક જ્ઞાન અને અજ્ઞાનનો ભેદ જાણવા ઈચ્છા છે એટલે આવ્યા છીએ.

**દાદાશ્રી :** એ તો અત્યારે તમારી જિજ્ઞાસુ દશા છે, પણ આખો દહાડો કંઈ જિજ્ઞાસુ રહો છો ?

**પ્રશ્નકર્તા** : લગભગ ખરાં.

**દાદાશ્રી :** ના, આખો દહાડો જિજ્ઞાસુ ના હોય. એ તો, એવું છે અત્યારે તમારી દશા જિજ્ઞાસુ છે. દવાખાનામાં બેઠા હોયને ત્યારે પેશન્ટ તરીકેની દશા હોય. જ્યાં જ્યાં જે અવસ્થા હોય ને, તે અવસ્થાને તમે માન્ય કરો એટલે એવી દશા હોય તમારી પણ 'તમે ખરેખર કોણ છો' એની તપાસ તો કરવી ના જોઈએ અત્યાર સુધી ?

**પ્રશ્નકર્તા** : કરવી જોઈએ.

**દાદાશ્રી :** તો કેમ નથી કરી ?

**પ્રશ્નકર્તા** : એની શોધખોળ ચાલુ જ છે સાહેબ.

**દાદાશ્રી :** ક્યાં શોધખોળ કરો છો ?

**પ્રશ્નકર્તા** : વાંચનથી, સત્સંગથી, જ્ઞાની પુરુષને મળવાથી, આ રીતે શોધખોળ ચાલુ જ છે.

**દાદાશ્રી :** એ શોધખોળ બરોબર છે. એ શોધખોળ કરતાં કરતાં આજે તમે 'જ્ઞાની પુરુષ' પાસે આવી શક્યા ખરા. હવે તમારે 'જ્ઞાની પુરુષ'ને કહેવાનું, તમારે જે જે જોઈતું હોય તે માગી લેવાનું. જે વસ્તુ જોઈતી હોય તે બધી જ વસ્તુ માગી લેવાની તમને છૂટ છે, જેટલી જોઈએ એટલું 'ટેન્ડર' ભરવાની છૂટ છે.

એવું છે, બહાર મૂળા લેવા જઈએ તો મૂળા યે મૂલ્યવાન, તે મૂળાના દસ પૈસા માંગે છે. અને આ તો અમૂલ્ય ચીજ છે. એટલે આપણે શું લેવાનું છે ? આની 'વેલ્યુ' જ ના હોયને ? એટલે આ લેવાનું છે, એનું પોતે લક્ષ રાખવું જોઈએ. એની માટે આપણે તૈયારી કરી રાખવી જોઈએ. સ્કૂલમાં ઈનામ મળતું હોય તોય છોકરો કેટલી તૈયારીથી લેવા જાય છે, કેટલા અદબથી, કેટલા વિનયથી, કેટલા વિવેકથી ઈનામ લેવા જાય છે. તો આની માટે કંઈ પૂર્વ તૈયારી હોઈ શકે ખરી ? ભાવના ને બધી એવી જાગૃતિ થવી જોઈએ. એક ઈનામ તને મળ્યું છે એવું કહે છે, તો છોકરાં બધાં કેટલી મસ્તીમાં આવી જાય છે ! ત્યારે આ તો અમૂલ્ય ચીજ આપવાની વાત છે.

## અક્રમ માર્ગની અદ્વિતીય સિદ્ધિઓ !

જ્યારે આ જગતમાં કોઈ પણ દ્વન્દ્વ અસર ના કરે, કોઈ પણ વસ્તુ અસર ના કરે, 'હું પરમાત્મા છું' એવું ભાન થઈ જાય કે થઈ ગયું કલ્યાણ ! અગર તો 'હું શુદ્ધાત્મા છું' એ શ્રદ્ધામાં બેસે. એને પ્રતીતિમાં બેસે, તોય પછી આગળ વધી જાય. એટલે પહેલું સમજમાં આવવું જોઈએ. અને સમજમાં આવે ત્યાં સુધી વર્તન બદલાય કે ના પણ બદલાય. પણ જ્ઞાનમાં આવ્યો ક્યારે કહેવાય કે વર્તન બદલાઈ જાય તો જ જ્ઞાનમાં આવ્યો કહેવાય. જ્ઞાન તેનું નામ કે વર્તનમાં હોવું ઘટે.

અમે આ જ્ઞાન આપીએ છીએ ને, તે કેવળદર્શનનું જ્ઞાન આપીએ છીએ, ક્ષાયક સમકિતનું જ્ઞાન આપીએ છીએ. પછી જો અમારી આજ્ઞામાં

રહે તો તો બેઉ ફળ મળે. અને એનું ક્ષાયક જ્ઞાન ક્યારેક થાય ? જ્યારે એ સમજ પછી વર્તનમાં આવે ત્યારે ક્ષાયક જ્ઞાન થાય.

હું તમને આપું છું કેવળજ્ઞાન, પણ આ કાળને લીધે પચતું નથી. છતાં અમારે પૂરેપૂરું કેવળજ્ઞાન આપવાનું. કારણ કે પૂરેપૂરું ના આપું તો તો તમને પ્રગટ થાય એવું નથી પણ આ કાળને લઈને એનું પાચન થતું નથી. તે હજમ થતું નથી તોય આપણને તેનો વાંધો નથી. કારણ કે મોક્ષ આપણી પાસે આવ્યો પછી બાકી શું રહ્યું ?

એવો મોક્ષ આપ્યા પછી છોકરા-છોડીઓ પૈણાવાય, તેનોય શો વાંધો ? નહીં તો કોઈ જીવને સહેજ દુઃખ દઈને મોક્ષે જઈએ તો મોક્ષમાં પેસવા દેશે ? કારણ કે બૈરી કહેશે, 'હમણે તમે જશો નહીં. આ નાની છોડી પૈણાવ્યા પછી જજો.' અને આપણે નાસી ગયા તેથી કંઈ મોક્ષ થાય આપણો ? ભગવાને શું કહ્યું કે સંસાર નડતો નથી, અજ્ઞાન નડે છે. અજ્ઞાન ગયું તો પછી શો વાંધો છે ?

## અહો ! આત્મા જાણવો એટલે તો...

બાકી આ બધા આત્મા જે જાણે છે એ મિકેનિકલ આત્માને આત્મા જાણે છે. એ જ ભ્રાંતિ છે ને ! અને પછી આપણે પૂછીએ, 'તમને સમકિત થયું ?' ત્યારે કહેશે, 'ના. સમકિત તો નથી થયું.' આત્મા જાણ્યા પછી બાકી શું રહ્યું ? એ ક્ષાયક સમકિતની ઉપર, કેવળજ્ઞાનની નજીક ગયો કહેવાય. એટલે આત્મા જણાય એવો નથી. તેથી કૃપાળુદેવે લખ્યું ને મોટા પુસ્તકની ઉપર કે, 'જેણે આત્મા જાણ્યો તેણે સર્વ જાણ્યું.' આ જે કહેવાનું છે તે ઉપર લખ્યું છે. અને ના જાણ્યો હોય તો મહીં માથાફોડ કર. અનંત અવતારથી માથાફોડ કરી છે અને ફરી એ જ કર, કહે છે. છતાં આમ કર્યા કર, તો કોઈક દહાડો કંઈક સાચી વસ્તુ મળી જશે.

## ....'જ્ઞાની'નાં ભેદજ્ઞાનથી જણાય !

**પ્રશ્નકર્તા** : અનાત્માને જાણ્યા વગર આત્મા જાણી શકાય ?

**દાદાશ્રી :** આત્મા જાણે તો અનાત્મા જાણે, પણ તે શબ્દથી જાણે.

તેમાં અનાત્માને જાણી શકાતો નથી. તેથી આપણે એવું કહ્યું કે, 'મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાથી 'હું' તદ્દન અસંગ છું.' એ સંગી ક્રિયાઓ બધું અનાત્મા છે. 'મન-વચન-કાયાના તમામ લેપાયમાન ભાવોથી હું સર્વથા નિર્લેપ જ છું.' આ લેપાયમાન ભાવો જે મનમાં બધા આવે છે, તે બધો અનાત્મ વિભાગ છે.

**પ્રશ્નકર્તા** : એટલે અનાત્મા ને આત્મા, એ બે સાથે જાણી શકાય છે ?

**દાદાશ્રી :** બે સાથે તો ના જાણી શકાય. એ તો આપણે અહીં જ્ઞાન આપીએ તો બધું જુદું પડી જાય. પણ જેમ છે તેમ તો બધું જાણવું પડશેને ?

હજુ તો તત્ત્વ શું છે એ જ જાણતા નથી ને 'આત્મા છું, શુદ્ધાત્મા છું' બોલે છે. 'જ્ઞાન-દર્શન-ચારિત્ર' એ બધું બોલે છે. પણ એમાં આત્મા શું છે ? એ ખબર પડે નહીં ને !

**પ્રશ્નકર્તા** : તો હું કાંઈ જ જાણતો નથી એવું રાખવાનું ?

**દાદાશ્રી :** બસ એ જ ડહાપણનું વાક્ય કહેવાય કે હું કંઈ જ જાણતો નથી.

## વીતરાગ દૃષ્ટિએ, વિલય થાય સંસાર !

જ્ઞાન એ તો દૃષ્ટિ છે. આ ચામડાની આંખની દૃષ્ટિ છે અને બીજી જ્ઞાનદૃષ્ટિ છે, એનાથી જોતાં આવડ્યું તો કામ નીકળી જાયને ! આ ચામડાની આંખ નથી ? એનાથી તો એવું દેખાય કે 'આ મારા સસરા થાય, આ મારા મામા થાય, આ ફૂઆ થાય.' એ બધી વાત ખરી હશે ? આ 'કરેક્ટ' છે વાત બધી ? કાયમનો સસરો હોય છે કોઈ ? જ્યાં સુધી 'ડાઈવોર્સ' ના લીધો હોય ત્યાં સુધી સસરો, 'ડાઈવોર્સ' લે તેને બીજે દહાડે એ સંબંધ ખલાસ થઈ જાયને ! એટલે આ બધાં 'ટેમ્પરરી એડજસ્ટમેન્ટ્સ' છે ! બાકી દૃષ્ટિ એ તો 'જ્ઞાની પુરુષ' બદલી આપે.

**પ્રશ્નકર્તા** : બહિર્મુખ દૃષ્ટિથી અંતર્મુખ દૃષ્ટિ કરી આપે.

**દાદાશ્રી :** ના. એવી અંતર્મુખ દૃષ્ટિ નહીં. અત્યારે તમારી દૃષ્ટિ તો

બધી અંદરનીય છે જ. પણ તમને દૃષ્ટિ બદલી આપીએ; તે બહાર પણ પછી આત્મા દેખાય. અંદર છે એવું બહારેય આત્મા નથી ? પણ એ દૃષ્ટિ તમને બદલી આપીએ ! એટલે બાકી અમને તો એક મિનિટેય આ સંસાર યાદ નથી આવતો.

**પ્રશ્નકર્તા** : અમને એક મિનિટેય સંસાર ભૂલાતો નથી.

**દાદાશ્રી :** એટલે આખી 'ડિઝાઈન' ફેર છે. આખી દૃષ્ટિ જ ફેર છે, બીજું કશું જ નથી. તમે આ જોઈ રહ્યા છો, હું બીજી બાજુ આમ જોઈ રહ્યો છું. આખી દૃષ્ટિ જ ફેર છે. આમાં બીજો કશો પ્રયત્ન કરવાનો નથી. જો કોઈ દૃષ્ટિ બદલી આપેને તો તમને પણ બધું એવું જ દેખાય પછી !

એ દૃષ્ટિ એક ફેરો બદલાય પછી એ દૃષ્ટિ ખીલે, ને તેમ તેમ 'પોતે' 'ભગવાન' થતો જાય. પણ દૃષ્ટિ ખીલી નથી ત્યાં સુધી તો ગજવું કપાય એટલે પેલાને ગુનેગાર ગણે. દૃષ્ટિદોષથી પુદ્‌ગલ અન્ય સ્વરૂપે દેખાય છે.

**પ્રશ્નકર્તા** : આ ચર્મચક્ષુવાળી દૃષ્ટિનો દોષ કહેવાયને ? અજ્ઞાનતામાં હોય તો ખબર જ કેવી રીતે પડે કે અમે અજ્ઞાનતામાં છીએ ?

**દાદાશ્રી :** એ ખબર જ ના પડેને ! પછી જેવી એની દૃષ્ટિ હોયને તેવો એ થઈ જાય, આ ચામડાની આંખની દૃષ્ટિ એ દૃષ્ટિ નથી. એને જ્ઞાન પ્રમાણે દૃષ્ટિ હોય, જ્ઞાનના પ્રમાણસર દૃષ્ટિ હોય છે. જે જ્ઞાન 'એને' પ્રાપ્ત થયું છે, એના આધારે 'એની' દૃષ્ટિ હોય છે ને જેવી દૃષ્ટિ હોય તેવું બહાર બધે દેખાય. 'આ અમારો દુશ્મન અને આ અમારો મિત્ર' કહેશે. હવે કોઈ મિત્ર કે દુશ્મન છે નહીં જગતમાં, પણ એની એવી દૃષ્ટિ બંધાઈ ગઈ છે તેથી એવું દેખાય છે.

**પ્રશ્નકર્તા** : જે ખોટી વસ્તુ છે એ ત્યજવી જોઈએ. એટલો પ્રયત્ન ધીમે ધીમે કેળવીએ તો ફેર પડતો જાય છે.

**દાદાશ્રી :** જો મોક્ષે જવું હોય તો ખોટી-ખરીનાં દ્વન્દ્વ કાઢી નાખવાં પડશે. અને જો શુભમાં આવવું હોય તો ખોટી વસ્તુનો દ્વેષ કરો, તિરસ્કાર કરો ને સારી વસ્તુનો રાગ કરો. અને શુદ્ધમાં સારી-ખોટી બન્ને ઉપર રાગ-

દ્વેષ નથી રાખવાનો. કારણ કે વસ્તુ સારી-ખોટી છે જ નહીં, આ તો દૃષ્ટિની મલિનતા છે. આ સારી દેખાય છે ને આ ખરાબ દેખાય છે, એ જ દૃષ્ટિની મલિનતા છે અને એ જ મિથ્યાત્વ છે. એટલે દૃષ્ટિવિષ ખલાસ થવું પડે. એ દૃષ્ટિવિષ અમે કાઢી આપીએ છીએ. એ દૃષ્ટિવિષ જાય પછી આત્માનું લક્ષ પમાય. નહીં તો આત્માનું લક્ષ પામવું એ કંઈ જેવી તેવી વાત છે ! અને વીતરાગતા આવવી જોઈએ, રાગ-દ્વેષ જ ના થવા જોઈએ. રાગ-દ્વેષ બંધ કરવાની 'પ્રેક્ટિસ' કરવાથી બંધ થતા નથી. એને બંધ કરવાની 'પ્રેક્ટિસ' કર્યા કરીએ અને રાગ-દ્વેષ બંધ થાય એવું કદી બને નહીં. વીતરાગ એ તો દૃષ્ટિ છે ! અત્યારે આ તમારી રાગ-દ્વેષવાળી દૃષ્ટિ છે; અને અમારી વીતરાગ દૃષ્ટિ છે. એટલે ફક્ત દૃષ્ટિમાં ફેર છે. આખો દૃષ્ટિફેર જ છે. અને 'જ્ઞાની પુરુષ' સહેજમાં એ દૃષ્ટિ બદલી આપે ! ત્યારે પછી મુક્તિ અનુભવમાં આવે !

## દૃષ્ટિ બદલાયા વિના બધું વ્યર્થ !

**પ્રશ્નકર્તા** : એટલે હું એ પૂછતો હતો કે દૃષ્ટિ મટે પણ વૃત્તિ રહે, એનું શું ?

**દાદાશ્રી :** દૃષ્ટિ શી રીતે મટે ? ના, કોઈ એવો રસ્તો નથી કે દૃષ્ટિ મટે. વૃત્તિ મટે, પણ દૃષ્ટિ ના મટે. દૃષ્ટિને લઈને તો આ બધું જગત રોળાયું છે ! કઈ દૃષ્ટિ ? ત્યારે કહે, 'ઊંધી દૃષ્ટિ.' 'જેમ છે એમ' દેખાતું નથી. એટલે પછી 'એને' જેવું દેખાય છે, એમાં 'એ' તન્મયાકાર રહે છે. વૃત્તિઓ તો બધી તૂટી જાય ને પાછી નવી પેસે. પણ જ્યાં સુધી દૃષ્ટિ ના બદલાય ને, ત્યાં સુધી વૃત્તિઓ બદલાયા કરે. તેથી કંઈ ફાયદો થયો નથી. અરે ! બાવા થયા, ખાવાનું ખાટું-મીઠું કશું યાદ જ ના આવે, એ વૃત્તિઓ બધી તૂટી જાય, તોય દૃષ્ટિ બદલાયા સિવાય કશું વળે નહીં.

એટલે આપણે ત્યાં એવા કેટલાંય સંત છે, કે જેની પાસે આપણે બેસીએ ને, તો હેય... આપણાં મનમાં એકદમ આનંદ થઈ જાય ! તે આપણને એમ લાગે કે ઓહોહો ! આ સંત કેવા હશે ? કારણ કે બરફનો સ્વભાવ છે કે દરેકને ઠંડક આપે જ. હવે એ સંત ઠંડક આપે એટલે તમે

ના સમજો કે અહીં કંઈક છે ? ત્યારે હું કહું કે ત્યાં કશુંય નથી. કારણ કે એણે વૃત્તિઓ માર માર કરી છે. એ વૃત્તિઓ મારી એટલે સ્થિર થઈ ગયું, અને સ્થિર થઈ ગયું એટલે લોકોને હેલ્પફુલ થાય, પણ પેલાએ તો ફરી અસ્થિર કરવું પડશે, તો જ કામ થશે. હવે આ બધી જગતને શી રીતે ખબર પડે ?

**પ્રશ્નકર્તા** : પણ એનાથી દૃષ્ટિ બદલાય ખરી ?

**દાદાશ્રી :** દૃષ્ટિ ના બદલાય, વૃત્તિઓ બધું બદલાય. અમુક અહંકાર ને એવી વૃત્તિ સિવાય બીજી બધી વૃત્તિઓ ખલાસ કરી નાખે, એટલા બધા આપણે ત્યાં પ્રયોગવાળા છે. અને તે આમ બેઠા હોયને, તો આજુબાજુ વાતાવરણ કેવું સુંદર લાગે ! આયે મેં જોયેલું છે પાછું. છતાં મેં શોધખોળ કરેલી કે અહીં કશો માલ નથી. જ્ઞાનની વાત પૂછીએ તો ખબર પડી જાય.

**પ્રશ્નકર્તા** : ના જ હોય ને ?

**દાદાશ્રી :** તો જ્યાં જ્ઞાન નથી ત્યાં અધ્યાત્મયે નથી. આ તો બધા આધિભૌતિક માર્ગો છે. પહેલાંના કાળમાં આધ્યાત્મિક માર્ગો હતા. અત્યારે તો લોકો 'નથી અધ્યાત્મ', તેને અધ્યાત્મ કહે છે.

**પ્રશ્નકર્તા** : દાદા, એ જો એમ સ્વીકારી લે કે હું તો કોરો ધાકડ છું. ક્લિન સ્લેટ છું.

**દાદાશ્રી :** સ્વીકારે તો એ બહુ સારું, ડહાપણની વાત કહેવાય.

**પ્રશ્નકર્તા** : પછી તો એની દૃષ્ટિ પણ બદલાય ?

**દાદાશ્રી :** ચોક્કસ બદલાય, પણ દૃષ્ટિ બદલાવનાર હોવો જોઈએ. પોતાની મેળે દૃષ્ટિ બદલી શકશે નહીં. અનાદિથી આ વ્યવહાર ચાલુ આવેલો છે કે દૃષ્ટિ બદલાવનાર હોવો જોઈએ. દૃષ્ટિ બદલાય ત્યારથી તમારી સૃષ્ટિ બદલાયેલી લાગે, એનું નામ દૃષ્ટિ બદલાઈ કહેવાય. સૃષ્ટિ ના બદલાય તો દૃષ્ટિ બદલાયેલી જ કેમ કહેવાય ? નહીં તો જેવી દૃષ્ટિ એવી સૃષ્ટિ આવીને ઊભી રહે.

## 'જ્ઞાની' કૃપા થકી દૃષ્ટિ બદલાય !

**પ્રશ્નકર્તા** : એટલે મુખ્ય તો અંતર્મુખ દૃષ્ટિ હોવી જોઈએ ?

**દાદાશ્રી :** એવું છે ને, આ કેટલાક લોકો તો મહીં જો જો કરે છે. અલ્યા, મહીં કશુંય નથી. મહીં તો 'જ્ઞાની પુરુષ'ના દેખાડ્યા પછી દેખાય. નહીં તો મહીં તો આમ આંખ મીંચીને સ્ત્રીઓ બધું દેખાય.

**પ્રશ્નકર્તા** : એટલે અંતર્મુખ થવા કોઈના ટેકાની જરૂર પડે ?

**દાદાશ્રી :** એ તો કૃપા હોય ત્યારે અંતર્મુખ થવાય. કૃપા સિવાય અંતર્મુખ કેમ કરીને થાય ? નહીં તો લોકોને મહીં કારખાનાં દેખાય, ને મોટું મોટું ચિતરામણ દેખાય.

**પ્રશ્નકર્તા** : એ કૃપા ક્યારે થાય ?

**દાદાશ્રી :** કૃપા તો 'જ્ઞાની પુરુષ'નાં દર્શન કરે, એમનો વિનય કરે, એમની આજ્ઞામાં રહે ત્યારે કૃપા થાય. બાકી એમ ને એમ તે કૃપા થતી હશે ? અથવા કંઈ સામાવાળિયા થવાથી કૃપા થાય ? એવું સામાવાળિયા થાય તોય 'જ્ઞાની પુરુષ'ને વાંધો નથી, પણ સામાને કેટલું બધું નુકસાન થાય ! અમને તો ગાળ દે તોય વાંધો નથી. પણ આમાં તમારી શી દશા થાય ? એટલે અમે તમને સમજણ પાડીએ કે પાંસરા રહો. સાપ દરમાં પેસતી વખતે પાંસરો ચાલે ? વાંકો ના ચાલે ? તે ઘડીએ સીધો થઈ જાય ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** તેવું અહીં 'જ્ઞાની પુરુષ' આગળ સીધું થઈ જવાનું હોય. અહીં આગળ વાંકું ના ચાલે. અહીં તો આજ્ઞામાં રહેવાનું હોય. કારણ કે આ 'જ્ઞાની પુરુષ' તો દર્શન જ કરવા ના મળે.

## ઈન્દ્રિયો અંતરમુખ કે આત્મારૂપ થવું ?

**પ્રશ્નકર્તા** : પણ આ પાંચ ઈન્દ્રિયોનું જે કહ્યું છે, કે આ બધા બાહ્ય વેપાર છે, તો એ ઈન્દ્રિયોને અંતર્મુખ કરવી જોઈએ ?

**દાદાશ્રી :** ના, એ અંતર્મુખ તો પહેલાં બહુ દહાડા કરી છે. કારણ કે અંતર્મુખ કરે ને, ત્યાર હોરી એ બહાર જતી રહે પાછી. બાહ્યમુખી માલ ભેગો થયો કે એ બહાર જતી રહે, વાર જ ના લાગે ને ! અને આ ઈન્દ્રિયો કોઈ દહાડો કોઈની જંપીને બેઠેલી નહીં. અને આ ઈન્દ્રિયોનું તળાવ કોઈનું બંધાયેલું નહીં. પણ તોય છતાં પેલા જમણ જમી ગયા ને પછી કહેશે કે સદા ઉપવાસી હોય. પેલા કોણ ?

**પ્રશ્નકર્તા** : દુર્વાસા.

**દાદાશ્રી :** હા, અને કૃષ્ણ ભગવાનને માટે શું કહ્યું કે સદા બ્રહ્મચારી. કારણ કે મૂળ સ્થિતિમાં આવ્યા પછી કોઈ ચીજ એને અડતી નથી. એટલે ઈન્દ્રિયોને તો અભિમુખ કરો કે ફલાણું કરો કે સન્મુખ કરો, તે બધુંય, એ તો એક જાતની કસરત છે. એનાથી શરીર સારું રહે, મન જરા સારું રહે, પણ 'આપણું' કામ થાય નહીં.

એવું છે, અહીંથી આગળ સ્ટેશનનો રસ્તો જાણતા ના હોય ત્યાં સુધી આપણે ફર ફર કરીએ, એમાં કંઈ સ્ટેશન પ્રાપ્ત થાય ખરું ? એટલે કોઈને પૂછવું તો પડે જ ને ? એટલે આ અજ્ઞાનને લઈને કશું કામ થતું નથી. એટલે 'પોતે કોણ છે અને શાથી બંધાયેલો છે' એવું તેવું જ્ઞાની પુરુષ પાસેથી બધું જાણી લેવું જોઈએ.

## ...એ બધાંય 'મિકેનિકલ એડજસ્ટમેન્ટ' !

**પ્રશ્નકર્તા** : હવે અંતરમુખ દશામાં આપણને અંદરથી જવાબ આપે છે, 'આ તું ખોટું કરે છે ને એવું બધું', તો એ કોણ આત્મા કહે છે ?

**દાદાશ્રી :** ન હોય એ આત્મા, એ તો 'ટેપરેકર્ડ' છે. આ બહાર જેવી 'ટેપરેકર્ડ' છે, એવી અંદર 'ઓરિજિનલ ટેપરેકર્ડ' છે. તમે એને આત્મા કહો છો ? મોટા મોટા 'ઓફિસરો'ય કહે છે, 'મારો આત્મા બોલે છે.' અરે, એ ક્યાં આત્મા છે ? એ તો 'ટેપરેકર્ડ' છે.

**પ્રશ્નકર્તા** : આત્મા નથી બોલતો, તો 'આ તું ખોટું કરે છે' એવું કોણ કહે છે ?

**દાદાશ્રી :** એ 'ટેપરેકર્ડ' છે. જે વ્યવહારિક જ્ઞાન તમે જાણ્યું, એ વ્યવહારિક જ્ઞાન એ આત્મા નથી. નિશ્ચય જ્ઞાન એ આત્મા છે. તમે વ્યવહારિક જ્ઞાન જે જાણ્યું એ તો 'ટેપરેકર્ડ' થયેલું છે, તેનો તમને અવાજ સંભળાય છે. એટલે તમને ખૂંચ્યા કરે છે, કે 'વ્યવહારમાં આવું હોવું જોઈએ ને આપણે તો આવું ઊંધું કરીએ છીએ.' એટલે એ આત્મા ન હોય.

બાકી, આત્મા તો બોલી શકે નહીં, ખાઈ શકે નહીં. પી શકે નહીં, આત્મા શ્વાસ લઈ શકે નહીં. બધું આત્માનું કામ નથી, આત્માનો એવો ધંધો જ નથી. આત્માના ગુણધર્મ જુદા છે.

જેમ આ વીંટીની મહીં સોનું અને તાંબું બે ભેગું થયેલું હોય, ને એને છૂટું પાડવું હોય તો કોને આપવું પડે ?

**પ્રશ્નકર્તા :** સોનીને.

**દાદાશ્રી :** હા. કારણ કે સોની એનો જાણકાર છે. તેવું આ દેહની મહીં આત્મા અને અનાત્મા, એ બે વિભાગ છે. જે આત્માના ને અનાત્માના ગુણધર્મ જાણતા હોય તે એને છૂટું પાડી આપે, આખી 'લેબોરેટરી' મૂકીને છૂટું પાડી આપે.

આ તો બધું 'મિકેનિકલ એડજસ્ટમેન્ટ' છે. આ બોલે છે એ બધું 'રેકર્ડ' છે. સાંભળનારને શું કહે છે ? 'રિસીવર' કહે છે ને ! એટલે આ બધાં 'મિકેનિકલ એડજસ્ટમેન્ટ્સ' જ છે. આ આંખોય બધું 'મિકેનિકલ એડજસ્ટમેન્ટ' છે. મગજ આખુંય 'મિકેનિકલ' છે, તે માથા ઉપર ઠંડું પાણી રેડીએ ત્યારે પાંસરું પડે. નહીં તો મગજ ઉકળીયે જાય અને બહુ તપી જાય છે ત્યારે પોતાં મૂકવાં પડે છેને કે નથી મૂકવાં પડતાં ? આ તો મહીં કેવડો મોટો આત્મા ભગવાન તરીકે બેઠેલો છે, છતાં પણ જો પોતાં મૂકવાનો વખત આવ્યો, પણ પોતાં મૂકવા પડે ત્યારે મહીં ટાઢું થાય, નહીં તો મહીંયે ઉકળ્યા કરે.

જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી આત્મા વેદક છે અને જે વેદના થાય એ પોતે સ્વીકારી લે છે કે 'મને વેદના થાય છે.' આ બધું તો 'મિકેનિકલ એડજસ્ટમેન્ટ' છે. એમાં અમુક લિમિટ સુધી વેદના થાય ત્યાં

સુધી આત્મા મહીં રહે. અને બહુ વેદના થાય, જબરજસ્ત વેદના થાય તો બેભાન થઈ જાય અને એથીયે ભયંકર વેદના થાય તો આત્મા બહાર નીકળી પડે.

'શેઠને શું થયું હતું' પૂછીએ તો કહેશે, 'ફેઈલ' થઈ ગયા.' અલ્યા, 'સ્કૂલમાં' તો એ પાસ થતા હતા ને ! પણ અહીં 'ફેઈલ' થઈ ગયા. આ તો બધું 'મિકેનિકલ એડજસ્ટમેન્ટ' છે. અને મહીં ગભરામણ જોરદાર થાય તો આત્મા નીકળી પડે. એને 'હાર્ટ એટેક' કહે છે ને ? પેલો 'લશ્કરી એટેક' જુદો અને આ 'એટેક' જુદો. તે આ 'એટેકમાં' તો આત્મા જ આખો બહાર નીકળી જાય. હિન્દુસ્તાનમાં માણસની આવી દશા તે હોતી હશે ? જે નિયમો છે એની વિરૂદ્ધ ચાલ્યા, તેથી આ દશા ઉત્પન્ન થઈ છે.

## બધી 'અસરો'નું 'અહંકાર' જ કારણ !

**પ્રશ્નકર્તા** : શરીરને દુઃખ થાય એટલે જીવને દુઃખ થાય ?

**દાદાશ્રી :** હા, શરીરને દુઃખ થાય એટલે જીવને દુઃખ થાય. કારણ કે આ શરીરને પોતે 'મારું માને છે' એ જીવ અને પાછો 'હું જ છું આ' એમ કહે છે, એટલે એને અસર થયા વગર રહે જ નહીં.

હવે 'આ' જ્ઞાન હોય, તેને મનની અને વાણીની આ બે અસરો ના થાય. દેહની અસર તો એનેય થાય. હમણે દાઢ દુઃખતી હોયને તો જ્ઞાનીનેય ખબર પાડી દે ! એટલે આ 'બોડી'માં 'ઈફેક્ટિવ' ચેતન છે. પણ 'જ્ઞાન' છે એટલે 'કોઝીઝ' ઉત્પન્ન ના કરે એ. એનો હિસાબ સમભાવે શાંતિથી ચૂકવી દે.

**પ્રશ્નકર્તા** : તો પછી આત્મા છૂટ્યા પછી શરીરને દુઃખ કેમ થતું નથી ?

**દાદાશ્રી :** પછી શરીરને દુઃખ શી રીતે થાય ? અત્યારે તો આમાં હજુ અહંકાર છે. એ શરીરને 'હું છું અને મારું છે' એમ કહે છે. અને એ જ આ બધું દુઃખ ભોગવે છે. એટલે અહંકારનું જ આ બધું છે.

**પ્રશ્નકર્તા** : પણ અહંકાર તો જડ છે.

**દાદાશ્રી :** અહંકાર એ જડ નથી, એ મિશ્રચેતન છે.

**પ્રશ્નકર્તા** : આ મિશ્રચેતન એટલે શું, એ સમજાયું નહીં.

**દાદાશ્રી :** મિશ્રચેતન એટલે ચેતનના ભાવ આની મહીં પડેલા છે. તે ચેતનના ભાવ ને આ જડ બેઉ ભેગું થઈને, 'મિક્ષ્ચર' થઈ ગયું, એટલે મિશ્રચેતન કહેવાય. અને મન એ જડ છે. મન વિચાર કરે છે, એ બધું જડ છે. પણ અહંકાર મિશ્રચેતન છે. આ શરીર એ તો જડ છે. પણ મિશ્રચેતનનો થોડોક સ્પર્શ થાય છે, એટલે એને અસર થાય છે.

મૂળ આત્મા સિવાય બીજો પણ ભાગ છે. મૂળ આત્માને તો જગત જાણતું જ નથી. આ દેખાય છે, એને જ ચેતન માને છે. જગત જેને ચેતન માને છે તેમાં ચેતન જરાયે નથી, એક અંશ ચેતન નથી, 'ગીલેટ' કરવા જેટલુંય ચેતન એમાં નથી, એનું નામ માયાને ! જે ચેતન નથી છતાં ચેતન મનાવડાવે છે, એ જ ભગવાનની માયા ! અને 'જ્ઞાની પુરુષે' એ માયા 'સોલ્વ' કરી હોય.

**પ્રશ્નકર્તા** : 'મારી માયા ફેરવી શકાય એવી નથી, બહુ મુશ્કેલ છે' એવું ભગવાને કહ્યું છે ને !

**દાદાશ્રી :** એટલી બધી મુશ્કેલ છે કે એ માયા આઘીપાછી થાય નહીં. એટલે પછી છૂટે જ શી રીતે ? એટલે 'જ્ઞાની પુરુષ' એ માયાથી મુક્ત કરી શકે. કારણ કે પોતે એ માયાથી મુક્ત થયેલાં હોય એટલે માયાથી મુક્ત કરે, નહીં તો આ માયા તો ખસે જ નહીં ને !

## શુદ્ધતાની શંકા શમે શી રીતે ?

**પ્રશ્નકર્તા** : પુદ્‌ગલ અને આત્મા જ્યારે જુદાં થાય ત્યારે મુક્ત થાય ને ?

**દાદાશ્રી :** પુદ્‌ગલને કશું લેવાદેવા નથી. આત્મા પોતાનું સ્વરૂપ સમજે, એનું ભાન થાય તો પ્રગટ થાય, ને એ ચાખે એટલે કામ થઈ ગયું. એટલે

આત્માને ને પુદ્‌ગલને લેવાદેવા નથી. આ ‘ચંદુભાઈ’ તો આત્માની બહાર છે. આત્માથી તો કેટલેય દૂર ગયા ત્યારે ‘હું ચંદુભાઈ છું’ એવું બોલે છે.

આખા સંસારકાળમાં આત્મા, આત્મા જ રહ્યો છે ને સહેજેય ચાલ્યો નથી. છેક છેલ્લે જ્યારે મોક્ષે જવાનું થાય છે ને, તોય ગતિસહાયક તત્ત્વ એને લઈ જાય છે. એમાં આત્મા, આત્મા જ રહે છે. મારું કહેવાનું કે આત્માને કશું અડચણ પડે એવું નથી, એવો આ સંસારકાળ છે. પણ એ તો મહીં અહંકાર ઊભો થાય છે, તે બધું વેદે છે, શાતા વેદે છે ને અશાતાય વેદે છે. એ વેદનથી ઊભું થયું છે આ બધું; ‘રોંગ બિલીફ ઊભી થઈ છે. ‘આત્મા ફેરફાર નથી થયો, આત્મા કંઈ બગડ્યો નથી. અહીં અમે એની ભ્રાંતિ ઊડાડી દઈએ છીએ ને આત્મા તો આખો આપી દઈએ છીએ.’

કોઈ પૂછે કે, ‘મહાવીર ભગવાન જેવો આત્મા અજ્ઞાનીનો છે ?’ હા, દ્રવ્ય, ગુણ, પર્યાયથી સર્વથા. પણ એને જ્યાં સુધી અહંકાર જાય નહિ ત્યાં સુધી નિઃશંકતા ઉત્પન્ન થાય નહિ ને ! કારણ કે શંકા કરનારો જ અહંકાર છે. એટલે એ અહંકાર છે ત્યાં સુધી કોઈ જીવ નિઃશંક થઈ શકે નહિ ને એની શંકા જાય નહિ. ‘જ્ઞાની પુરુષ’ સિવાય કોઈની શંકા જાય નહિ. ‘જ્ઞાની પુરુષ’ શંકા નિર્મૂળ કરી આપે તો એ નિઃશંક થાય.

## ‘દર્શન’ બદલાયું, ‘આત્મા’ નહીં !

**પ્રશ્નકર્તા** : તો પછી આત્મા ઉપર બીજાં તત્ત્વો અસર કરી શકે ?

**દાદાશ્રી :** કરે જ છે ને ! આ બધી બીજાં તત્ત્વોએ જ અસર કરી છે ને ! એટલે જ્યારે અહીંથી પોતે સિદ્ધક્ષેત્રમાં જાય છે કે જ્યાં બીજાં તત્ત્વો નથી, એટલે ત્યાં એની કશી અસર ના થાય. જ્યાં સુધી બીજાં બધાં તત્ત્વો છે ત્યાં સુધી અસર થયા કરે છે. પણ ‘જ્ઞાની પુરુષ’ એને અસરમુક્ત કર્યા પછી ‘એ’ મોક્ષે જતો રહે. છતાં આખા વ્યવહારકાળમાં ‘આત્મા’ જરાય બગડ્યો નથી. ફક્ત જે ભ્રાંતિ પડી ગઈ છે, જે દર્શન ઊંધું થઈ ગયું છે તે દર્શન ‘જ્ઞાની પુરુષ’ છતું કરી આપે, એટલે ‘એ’ અસરમુક્ત થઈ જાય ને પછી મોક્ષે ચાલ્યો જાય છે.

હવે એ દર્શન કેવી રીતે ઊંધું થઈ ગયું છે ? આ ઉત્તર પ્રદેશમાં જઈએ, ત્યાં માંકડાં બહુ થાય છે. તેને પકડવા એ લોકો શું કરે છે ? એક સાંકડા મોઢાનો ઘડો હોય, એમાં ચણા નાખી અને ઝાડ નીચે મૂકી આવે. તે પછી માંકડા એ ચણા લેવા ઝાડ પરથી નીચે ઉતરે ને ચણા લેવા માટે ઘડામાં હાથ ઘાલે. તે ચણા લેતી વખતે હાથ ધીમે રહીને દબાવીને ઘાલે. પણ ચણા લીધા અને મુઠ્ઠી વાળી એટલે પછી હાથ બહાર નીકળે નહિ, પછી ચીસાચીસ કરી મૂકે. તોય પણ એ હાથની મુઠ્ઠી ના છોડે. એ શું જાણે ? કે મને મહીંથી આ કોઈકે પકડ્યો છે, એવું એને લાગ્યા કરે. મહીં હાથ ઘાલ્યો ત્યારે મેં ઘાલ્યો હતો, પણ હવે આ નીકળતું કેમ નથી ? માટે એને ભ્રાંતિ પડી જાય છે, સમજણની આંટી પડી જાય છે કે 'કોઈકે મને પકડ્યો.' એટલે ચીસાચીસ કરે, પણ મુઠ્ઠી નથી છોડતો. એવું આ લોકો, જગત આખુંય ચીસાચીસ કરે છે પણ મુઠ્ઠી નથી છોડતું.

## નિવેડાની રીતિ નોખી !

એવું છે, હંમેશાં આ દૃષ્ટિ તો કેવી છે ? આમ બેઠાં હોય તો આપણને એક જ લાઈટને બદલે બે લાઈટ દેખાય. આંખ જરા આમ થઈ જાય તો બે દેખાય કે ના દેખાય ? હવે ખરેખર તો એક જ છે. છતાં બે દેખાય છે. આપણે રકાબીમાં ચા પીતાં હોઈએ તોય ઘણી વખત રકાબીની અંદર એ સર્કલ હોય ને, તે બબ્બે દેખાય. એનું શું કારણ ? કે બે આંખો છે, એટલે બધું ડબલ દેખાય છે. આ આંખોય જુએ છે અને પેલી મહીંલી આંખોય જુએ છે. પણ તે મિથ્યાદૃષ્ટિ છે. એટલે આ બધું ઊંધું દેખાડે છે. જો છતું દેખાડે તો બધી ઉપાધિ રહિત થાય, સર્વ ઉપાધિ રહિત થાય. વીતરાગ વિજ્ઞાન એવું છે કે સર્વ દુઃખોનો ક્ષય કરનારું છે, એ વિજ્ઞાન જ એવું છે કે સર્વ દુઃખોથી મુક્ત કરે. અને 'વિજ્ઞાન' જ એવું હોય, વિજ્ઞાન હંમેશાં ક્રિયાકારી હોય. એટલે એ વિજ્ઞાન જાણ્યા પછી વિજ્ઞાન જ કામ કર્યા કરે, તમારે કશું કરવાનું નહિ. તમારે જ્યાં સુધી કરવું પડે ત્યાં સુધી બુદ્ધિ છે. અને જ્યાં સુધી બુદ્ધિ છે ત્યાં સુધી અહંકાર છે અને અહંકાર છે ત્યાં સુધી આનો નિવેડો લાવવો હોય તોય નહિ આવે.

**પ્રશ્નકર્તા** : આ દૃષ્ટિ બદલવાની શરૂઆત શી રીતે થાય ?

**દાદાશ્રી :** દૃષ્ટિ બદલવાની શરૂઆત તો, જ્યારે 'જ્ઞાની પુરુષ' મળે અને એમની પાસે સત્સંગ સાંભળવા આવીએ તો આપણી દૃષ્ટિ ધીમે ધીમે બદલાય. અત્યારે તમે સાંભળો છો તે તમારી થોડી થોડી દૃષ્ટિફેર થાય. એમ કરતાં કરતાં અમુક પરિચય થાય એકાદ મહિનો, બે મહિનાનો, એટલે દૃષ્ટિ બદલાય. અને નહિ તો 'જ્ઞાની પુરુષ'ને કહીએ કે સાહેબ, મારી દૃષ્ટિ બદલી આપો, તો એક દહાડામાંય, એક કલાકમાં જ બદલી આપે.

## 'જ્ઞાન' તો કરે 'ઓપન' હકીકત !

એટલે આ તો ભ્રાંતિની આંટી પડી ગઈ છે. બાકી, આત્માને કશું થયું નથી. આત્મા જેવો છે તેવો જ છે. એના પર ફક્ત આવરણની આંટી પડી ગઈ છે અને તેનાથી 'ઇગોઈઝમ' ઊભો થયો છે. પછી 'ઇગોઈઝમ' બધું કર્તા-ભોક્તા થાય છે; દુઃખેય ભોગવે છે એ અને સુખેય એ જ ભોગવે છે.

આ તો બુદ્ધિશાળીઓને બુદ્ધિથી એવું ભાસે છે કે આત્મા કંઈક કરે છે, માટે એ ભોગવે છે. હવે, જગત આખુંય બુદ્ધિના આધીન છે. કારણ કે જ્યાં સુધી 'હું' છે, અહંકાર છે, ત્યાં સુધી બુદ્ધિના આધીન છે, ત્યાં સુધી બુદ્ધિની 'થ્રૂ' જોયા કરે. એટલે સત્ય વસ્તુનું નિરીક્ષણ થાય નહિ. બાકી, 'એક્ઝેક્ટ' જ્ઞાનને જગતમાં જ્ઞાનીઓ ખુલ્લું ના પાડે. છતાં અમે તો ખુલ્લું કહીએ છીએ આ દુનિયાને કે 'એક્ઝેક્ટ' જ્ઞાનથી જાણવું હોય તો આત્માએ આવું કશું કર્યું જ નથી. આ જે દેખાય છે ને તે બધું કશું બન્યું જ નથી. આ તો ફક્ત બિલીફ જ 'રોંગ' છે. એટલે 'રોંગ બિલીફ' જો કદી કોઈ ફેરફાર કરી આપે તો પાછું હતું તેવું ને તેવું જ થઈ જાય. આત્માનો કશો ભાગ બગડ્યો જ નથી કે એને કશો વાંધો આવ્યો જ નથી. જે 'બિલીફ રોંગ' થઈ છે એ 'બિલીફ' આખી ફેરવી આપે કે પછી હતું તેનું તે જ થઈ જાય, પોતાના સ્વરૂપમાં આવી જાય ને પોતાની શક્તિઓ ખીલી જાય.

માત્ર 'બિલીફ' બદલાઈ ગયેલી છે. બાકી, આત્મા એવું તેવું કશું કરે નહિ. આત્મા તો પરમાત્મા જ છે. આત્મામાં એક ગુણ આવું કરવાનો હોતને તો એનું સંસારીપણું કાયમનું મુક્ત જ ના થાત. આત્મા પોતે નિર્લેપ જ છે, અસંગ જ છે, પણ જો સમજાય તો. નહિ તો ભગવાનની વાત તમને

નહિ સમજાય. એવું છે, બુદ્ધિશાળી સાંભળનાર અને બોલનાર જ્ઞાની, હવે એ બેનો મેળ શી રીતે પડે ? સાંભળનાર બુદ્ધિશાળી છે, તે બુદ્ધિના માપથી માપે છે. પેલાં જ્ઞાનીના માપથી બોલે છે. એ આને પહોંચે કઈ રીતે ? પછી પોતપોતાની ભાષામાં બધાં સમજી જાય.

આ તો ખાલી 'રોંગ બિલીફ' જ બેઠેલી છે. ખરી રીતે 'એક્ઝેક્ટલી ફિગર' જોવા જાય તો આત્માને આખા સંસારદશામાં 'રોંગ બિલીફ' જ હતી, બીજું કશું નથી. આ 'રોંગ બિલીફ' નીકળી ગઈ કે બીજું કશું જ થયું નથી. કર્મ આત્માને ચોંટતાં નથી. 'રોંગ બિલીફ'થી પ્રકૃતિ ઊભી થઈ ગઈ છે.

હમણાં અરીસાની સામું તમે જાવ તો અરીસાને તમારે કશું કહેવું પડે કે મારું મોઢું દેખાડ ? કશું કહેવું ના પડે ને ? કેમ એમ ? અને તોય એ 'એક્ઝેક્ટ' મોઢું દેખાડે ને ? જરાય ખોડખાંપણ વગરનું દેખાડે છે ને ? હવે આ અરીસાનો પ્રયોગ રોજનો લાગુ થયો તો એની કિંમત નથી લાગતી. બાકી, એની બહુ મોટી કિંમત સમજવા જેવી છે.

અત્યારે ઘરમાં તમારો પડછાયો દેખાય ? ના. અને બહાર રસ્તા ઉપર નીકળશો તો પડછાયો થશે. તે પછી તમે આમ થશો તોય પડછાયો ઊભો થશે ને આમ થશો તોય પડછાયો ઊભો થશે. એ પડછાયાને બનાવતાં કેટલો વખત લાગે ? એટલે 'ઓન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' છે આ જગત. કશું જ થયું નથી, કશું જ બન્યું નથી. જગત તો 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' જ છે. આમાં ભગવાનને કશું કરવું પડ્યું નથી. આ પ્રકૃતિ ઊભી થાય છે તેય 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ'થી છે અને પ્રકૃતિ 'ઈફેક્ટિવ' છે. આ મન-વચન-કાયા 'ઈફેક્ટિવ' છે, અને તે 'ઈફેક્ટિવ'ની 'આત્મા'ને અસર થાય છે. કારણ કે 'પોતાની' 'બિલીફ રોંગ' બેઠેલી છે. 'જ્ઞાની પુરુષ' એ 'રોંગ બિલીફ' ફેરવી આપે, પછી 'એને' આ બધી અસર થતી નથી.

## સંસારકાળમાં, અમલ અજ્ઞાનતાનો જ !

**પ્રશ્નકર્તા** : તો ચૈતન્ય જો શુદ્ધ થઈ જાય, તો ફરી એને આવવું પડે ?

**દાદાશ્રી :** આવવું જ ના પડે ને ! એકે ફેરો શુદ્ધતામાં આવી ગયો એટલે અહંકાર ગયો, એટલે પછી આવવું જ ના પડે. અહંકાર હોય ત્યાં સુધી બીજ નાખે કે 'મેં કર્યું' ને એમાંથી ફરી પાછો અહંકાર ઊભો થાય. 'મેં કર્યું' એવું માને છે ત્યાં સુધી અહંકાર ફરી ઊભો થશે.

**પ્રશ્નકર્તા** : તો આત્મા પહેલેથી અશુદ્ધ જ હોવો જોઈએ ?

**દાદાશ્રી :** ના, આત્મા શુદ્ધ જ છે.

**પ્રશ્નકર્તા** : તો પછી આત્મા અશુદ્ધ થયો જ કેવી રીતે ?

**દાદાશ્રી :** એ તો લોકોએ 'શાંતિ, શાંતિ' કહ્યું ને ! આ લોકો અજ્ઞાનનું પ્રદાન કરે છે ને, તેનાથી દર્શન બદલાઈ જાય છે. આખું દર્શન ફરે છે, તેનો અમલ છે.

આ અત્યારે એક શેઠ હોય તે સરસ વાતો આખો દહાડો કરે, કેવી ન્યાય-નીતિની બધી વાતો કરે. આમ વિનયવાળા પણ અચ્છેર દારૂ પી જાય તો શું થાય ?

**પ્રશ્નકર્તા** : પછી ગાંડપણ આવે.

**દાદાશ્રી :** તો શું શેઠ બગડી ગયા ? ના, આ તો દારૂનો અમલ છે. એવું આ અજ્ઞાનનો અમલ ચઢ્યો છે.

**પ્રશ્નકર્તા** : આપણે જો શુદ્ધ હતા એક વખત, તો મલિન થયા કેવી રીતે ?

**દાદાશ્રી :** આ પેલા શેઠ હમણે સારી રીતે બેઠા હતા, તે પછી અચ્છેર પીધો તો મલિન શી રીતે થયા ? એના એ જ શેઠ પછી ગમે એવું બોલે. 'હું સયાજીરાવ મહારાજ છું' એવું તેવું બોલે. ત્યાંથી ના સમજી જઈએ કે શેઠને ચઢી છે ?

**પ્રશ્નકર્તા** : પણ પહેલાં તો શુદ્ધ હતો ને ? તો એનામાં એટલી શક્તિ નહોતી, તે ફરી અશુદ્ધ કેમ થઈ ગયો ?

**દાદાશ્રી :** શુદ્ધ જ છે, અત્યારેય શુદ્ધ છે, કશું થયું જ નથી. આ

તો અમલ છે. અમલ ઉતરી જાય તો કશું થયું જ નથી. તો આગલે દહાડે ચંદુભાઈ હતા અને બીજે દહાડે અમલ ઉતરી ગયો એટલે શુદ્ધ જ થઈ ગયા. બીજે દહાડે એક જ કલાકમાં શુદ્ધ થઈ ગયા, આત્મા જો અશુદ્ધ થતો હોય તો એક કલાકમાં શુદ્ધ શી રીતે થાય ? આ તો જેમ પેલા દારૂ પીને બોલે છે ને એવું આ કેફ ચઢ્યો છે, અમલ છે. તેથી 'એને' 'હું ચંદુભાઈ, હું ચંદુભાઈ' એવો કેફ ચઢી ગયો છે, 'રોંગ બિલીફ' બેસી ગઈ છે !

**પ્રશ્નકર્તા** : તમે કહ્યું, આત્મા શુદ્ધ જ હતો. તો એના કરતાં બીજી કોઈ અશુદ્ધ શક્તિનું વધારે જોર છે, તો જ આત્મા અશુદ્ધ થાય ને ?

**દાદાશ્રી :** આત્મા અનંત શક્તિવાળો છે, એવું પુદ્ગલ પણ અનંત શક્તિવાળું છે ! એ પુદ્ગલ શક્તિ જે છે એણે તો આખા આત્માને બાંધી. જ દીધો છે, છૂટવા જ નથી દેતું હવે. એટલે જડની પણ અનંત શક્તિ છે. આ અણુબોમ્બ ફોડેલા એ જોયેલું નહિ ? એટલે જડની પણ અનંત શક્તિ છે.

**પ્રશ્નકર્તા** : જડની શક્તિ આત્માની શક્તિ કરતાં જો વિશેષ ગણવામાં આવે તો ફરી આત્માને એ લઈ જશે ?

**દાદાશ્રી :** ફરી એટલે ?

**પ્રશ્નકર્તા** : કેમ ? શુદ્ધ થઈ ગયો પછી ફરી અશુદ્ધિમાં લઈ જાય તો ?

**દાદાશ્રી :** ના. શુદ્ધ થયા પછી કશું એને અડતું જ નથી.

**પ્રશ્નકર્તા** : પણ પહેલાં શુદ્ધ તો હતો જ ને ? એ પછી અશુદ્ધ થયો હતો ને ?

**દાદાશ્રી :** મૂળ સ્વરૂપે શુદ્ધ જ છે. પણ આ જે દર્શન બગડ્યું છે ને, એ દર્શન ફરી શુદ્ધ થઈ જાય છે. એટલે પછી અહંકાર ખલાસ થઈ જાય છે.

**પ્રશ્નકર્તા** : મારે કહેવાની વાત એ જ છે કે આત્મા શુદ્ધ હતો, નિર્વિકારી હતો...

**દાદાશ્રી :** ને અત્યારે નિર્વિકારી છે.

**પ્રશ્નકર્તા :** એ બરોબર છે. પણ આપે કહ્યું ને કે જડશક્તિએ બાંધી દીધો ?

**દાદાશ્રી :** એટલે શું કે આત્માની શક્તિ આવરાઈ છે અને આવરાઈ એટલે પછી એ શક્તિનું આ જડશક્તિમાં મિક્ષ્ચર થયું, તે જડશક્તિ જ હવે ઉપર ચઢી બેઠી છે, તે છૂટવું હોય તોય છૂટાય નહિ. એ તો જ્ઞાનીની પાસે જાય ત્યારે છૂટે, નહિ તો લાખ અવતારેય એ હવે છૂટે નહિ. એના કરતાં લોખંડની સાંકળ હોત તો કાપી કરીને છૂટી જાત, પણ આ સાંકળ તો તૂટે નહિ ને ! અને જેમ દારૂ પીવે ને તેનો અમલ ચઢે છે એવી રીતે અહીં આ અહંકારનો અમલ છે. તેથી ગાડું ચાલ્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** અમલ ભલે છે, તો પણ આત્મા તો શુદ્ધ જ રહ્યો છે ને ?

**દાદાશ્રી :** એવું છે, આત્મા બિલકુલ ઉદાસીન છે. જ્યાં સુધી 'આપણે' 'અહંકાર'માં છીએ ત્યાં સુધી 'આત્મા' ઉદાસીન છે. આત્માનો આમાં રાગેય નથી ને દ્વેષેય નથી. એ તો શું કહે છે કે 'જ્યારે તને અનુકૂળ આવે ત્યારે મારી પાસે આવજે. જ્યારે તારો બધો હિસાબ ચોખ્ખો થઈ જાય, તને બધું ગમતું પૂરું થઈ જાય ત્યારે આવજે.' આપને સમજાયું ને ?

**પ્રશ્નકર્તા :** મારે એ કહેવાનો મતલબ છે કે જ્યારે આત્મા શુદ્ધ હતો તો પછી શુદ્ધને કોઈ અશુદ્ધ કરી શકે નહીં. તો એ અશુદ્ધ કેમ થયો ?

**દાદાશ્રી :** એ અશુદ્ધ થયો જ નથી. ફક્ત એની એક શક્તિ, દર્શનશક્તિ આવરાઈ છે. જેમ આ શેઠ હમણે શુદ્ધ જ છે અને દારૂ પીધો એટલે એમની કોઈ એક શક્તિ આવરાઈ, એટલે એ અવળું-હવળું બોલે છે. એવી રીતે આ 'હું ચંદુભાઈ છું' બોલે છે. લોકોએ 'તમને' 'ચંદુભાઈ' કહ્યું ને 'તમે' માની લીધું એટલે એક શક્તિ આવરાઈ. એ આવરાઈ એટલે આ ઊંધું થયું છે. તે એનો કેફ જો કોઈ કાઢી આપે તો મટી જાય. આમાં બીજું શું થયું છે તે ? બીજું બન્યું જ નથી ને કશું. જેમ શેઠનું બન્યું છે એવું જ બન્યું છે. શેઠનું આવરાય કે ના આવરાય ? સમજણ બધી આવરાઈ જાય ને ? એવું આ થયું છે.

**પ્રશ્નકર્તા** : એ વાતને તો આપણે માની લઈએ. પણ મૂળ શુદ્ધાત્મા જે છે, એની શક્તિ જો વધારે હોય તો પછી અમલ કેમનો ચઢે ?

**દાદાશ્રી :** પણ એની શક્તિ અત્યારે હોય જ નહિ ને ! અત્યારે તો મૂળ આત્મા સંપૂર્ણ ઉદાસીન છે.

**પ્રશ્નકર્તા** : પહેલેથી ઉદાસીન છે ?

**દાદાશ્રી :** એ કાયમને માટે ઉદાસીન જ છે, વીતરાગ જ છે. એ તો શું કહે છે કે 'તમને' જ્યાં સુધી આ બધું ગમે છે ત્યાં સુધી એ કરો ને ના ગમે તો મારું નામ યાદ કરો ને 'જ્ઞાની પુરુષ'નું કે ગમે તે અવલંબન લઈને મારી પાસે પાછા આવતા રહેજો. જ્યાં સુધી બહાર ગમે છે ત્યાં સુધી ભટકો, અનુકૂળ આવે ત્યાં સુધી ફરો. નહિ તો પછી 'પોતાની પાસે આવી જાવ', કહે છે.

એટલું જ જો સમજે ને કે 'દારૂ પીએ છે ને શેઠ ફેરફાર થઈ જાય છે' તો બધાય પ્રશ્નોનું સોલ્યુશન થઈ જાય. આમાં આ આટલો જ દારૂ પીવડાવ્યો છે કે 'તું ચંદુ છે, ચંદુ છે.' આ આટલો જ દારૂ પીધો, એનો 'તમારા'માં 'અહંકાર' ઊભો થઈ જાય કે 'હું ચંદુ છું' એવો અહંકાર પછી ઊભો થયા કરે છે. એટલે આ તો બધો અમલ થયેલો છે ને વાતેય બધી અમલની કરે છે. કેફમાં ને કેફમાં બધી વાતો ચાલે ને એ વાતનો 'એન્ડ' જ ના આવે.

બાકી, આત્મા તો આખા સંસારકાળમાં ઉદાસીન જ છે. હવે આ વાત લોકોને શી રીતે પહોંચે ? એક અચ્છેર દારૂ પીધો ને એ શેઠનામાં ફેરફાર થાય છે, તો આ તો રોજનો દારૂ ! સવારના ઉઠ્યો ત્યારથી લોક દારૂ પા પા કરે છે. લોકો ના કહે કે, 'આવો ચંદુભાઈ, આવો ચંદુભાઈ. તમે તો અમારા વેવાઈ થાવ, તમે આમના ધણી થાવ, આના મામા થાવ, આના કાકા થાવ ?' ને પછી 'તમે' પણ એવું માનો છો. એટલે આ જ દારૂ પીધો છે અને એનો નર્યો કેફ જ ચઢ્યા કરે છે. આ દારૂ પીને જ તમે બોલી રહ્યા છો અને પાછા કહો છો, 'મેં દારૂ શી રીતે પીધો ?' આખું જગત જ આ દારૂ પીને ફરે છે. આ તો પાછા પેલો દારૂ યે પીવે છે ને

મહીં, ત્યારે લોક એના દારૂની ખોડ કાઢે. અલ્યા, એના દારૂની શું કરવા ખોડ કાઢો છો ?

## 'કર્મનો કર્તા' કોણ ?

વાસ્તવિક જાણ્યા પછી કશું જાણવાનું બાકી રહેતું નથી. પછી 'પોતે' જ્ઞાતા-દ્રષ્ટા, પરમાનંદી ને સનાતન સુખનો સ્વામી થયો, પછી કોઈ માલિકીપણું રહેતું નથી. પાછું આ સંસારમાં જે સુખ દેખાય છે એ બધાંય આરોપિત સુખ છે. 'આત્મા' ભણી તો નર્યું સુખ જ છે, પણ 'તમે' બહાર બધે આરોપ કર્યો કે આ ચીજોમાં સુખ છે, આમાં સુખ છે. એટલે એમાં 'તમને' સુખ આવે, પણ સુખ એમાં નથી હોતું. સુખ પોતાના સ્વભાવમાં છે.

**પ્રશ્નકર્તા** : તો એ ભ્રાંતિને રોકે કોણ ?

**દાદાશ્રી :** એ ભ્રાંતિને 'જ્ઞાની પુરુષ' રોકી શકે.

**પ્રશ્નકર્તા** : હું અત્યારે આપની પાસે જ્ઞાન લઈને જઉં. પછી કાલે ઊઠીને અંદર જે ભ્રાંતિ છે એ પાછું એવું ને એવું જ કરાવે ને કે, 'ના, ભાઈ, તારે આ કરવું જ જોઈએ. નહિ તો તારું ચાલે નહિ.'

**દાદાશ્રી :** ના, એવું નથી. પછી તો પ્રકાશ થાય ને ! એવું છે ને, પેલાં શેઠ સાંજે આટલુંક પીને બેઠા એટલે પછી શું કહે કે 'હું તો આ ફલાણો રાજો છું.' એ શાથી બોલે છે ? એ શેઠ ગાંડો થયો છે ? ના. પેલા દારૂના અમલથી એને ભ્રાંતિ ઉત્પન્ન થઈ છે.

**પ્રશ્નકર્તા** : એ જે પરિસ્થિતિમાં મૂકાણો, એમાં એને આત્માએ મૂક્યો કે ભ્રાંતિએ મૂક્યો ? અને આત્મા એને કંટ્રોલ ન કરી શકે ?

**દાદાશ્રી :** આત્માને આમાં લેવાદેવા જ નથી. આ તો અહંકારનું જ છે બધું. જે ભોગવે છે તે અહંકાર ભોગવે છે. આ દુઃખો ભોગવે છે તેય અહંકાર છે અને સુખો ભોગવે છે તેય અહંકાર છે. અને 'અહંકાર' ખલાસ થાય એટલે 'તમે' 'આત્મા' થઈ ગયા ને મુક્તિને માટે લાયક થઈ ગયા. અહંકારથી તો આ બધો સંસાર ઊભો રહ્યો છે અને અહંકારથી જ રાગ-દ્વેષ છે ને 'અહંકાર'થી જ 'તમે' કર્મના કર્તા છો. જ્યારે

'અહંકાર' નહિ હોય ત્યારે કર્મનું કર્તાપણું 'તમને' નહિ હોય. અત્યારે 'તમે' કર્મના કર્તા છો. માટે ભોક્તા છો. એ કર્તાપણું 'તમને' ભ્રાંતિથી ઉત્પન્ન થાય છે.

એટલે આ શેઠે દારૂ પીધો નહોતો ત્યાં સુધી કશું અવળું બોલતા નહોતા. પણ દારૂ પીધો કે પછી અવળું બોલવા માંડ્યા, એમાં ત્યાં આગળ કોઈને ગાળો ભાંડી દે, તો એ કર્મ દારૂના ઘેનમાં કર્યું કહેવાય, ભ્રાંતિમાં કર્યું કહેવાય. પણ પછી ભોગવવું તો પડેને ? પેલો કંઈ છોડે નહીં ને ? કે તમે તો મને દારૂ પીને ગાળો ભાંડતા હતા, એવું વઢે ને ? એટલે એવી રીતે આ કર્મો ભોગવવાં પડે છે. અને કર્મનો કર્તા 'પોતે' થાય છે, તો 'પોતે' કર્મને આધાર આપે છે. 'હું કરું છું.' ઓહોહોહો ! સંડાસ જવાની શક્તિ નથી ને શું કહે છે કે 'હું કરું છું આ બધું.' તેથી આ બધાં કર્મ બંધાય છે અને પછી ચારેય ગતિઓમાં ભટક ભટક કર્યા કરે છે. જ્યારે 'જ્ઞાની' પાસેથી વાત સમજી લે, તો ભટકવાનું બંધ થઈ જાય.

## અશુદ્ધતાની ઉત્પત્તિ કોનામાં ?

**પ્રશ્નકર્તા** : ગમે તેટલી સાવધાની રાખવા છતાં આત્મામાંથી અશુદ્ધ પર્યાય કેમ ઊઠતા હશે ?

**દાદાશ્રી :** પણ આમાં 'તમને' શું ફાયદો ?

**પ્રશ્નકર્તા** : આપણને બંધ પડે ને ?

**દાદાશ્રી :** તે 'તમારા'માંથી અશુદ્ધ પર્યાય ઊઠે તો 'તમને' જ બંધ પડે ને ! 'આત્મા'માંથી ઊઠતાં જ નથી. આત્મામાં અશુદ્ધ પર્યાય હોતા જ નથી. એટલે વસ્તુસ્થિતિમાં જો વાત સમજવી હોય તો આ અશુદ્ધ પર્યાયને શુદ્ધ પર્યાયને બધા 'તમારા'માં ઊભા થાય છે.

તમને મૂળ હકીકત કહી દઉં. બે પ્રકારના આત્મા છે, એક મૂળ આત્મા છે ને એ મૂળ આત્માને લઈને બીજો ઊભો થયેલો આ વ્યવહાર આત્મા છે. મૂળ આત્મા નિશ્ચય આત્મા છે, તેમાં કશો ફેરફાર થયો જ નથી. એ જેવો છે તેવો જ છે અને તેના અંગે વ્યવહાર આત્મા ઊભો થયેલો

છે. જેવી રીતે આપણે અરીસા સામા જઈએ ત્યારે બે 'ચંદુભાઈ' દેખાય કે ના દેખાય ?

**પ્રશ્નકર્તા** : હા, બે દેખાય.

**દાદાશ્રી :** એવું આ વ્યવહાર આત્મા ઊભો થયેલો છે. એને અમે 'પ્રતિષ્ઠિત આત્મા' કહ્યો. એમાં પોતાની પ્રતિષ્ઠા કરેલી છે. માટે જો હજુ 'તમે' પ્રતિષ્ઠા કરશો, 'હું ચંદુભાઈ છું, હું ચંદુભાઈ છું' કરશો તો ફરી આવતા ભવ માટેનો પ્રતિષ્ઠિત આત્મા ઊભો થશે. આ વ્યવહારને સત્ય માનશો તો ફરી વ્યવહાર આત્મા ઊભો થશે. નિશ્ચય આત્મા તો તેવો ને તેવો જ છે. જો એનો સ્પર્શ થઈ જાય ને, તો કલ્યાણ થઈ ગયું ! અત્યારે તો વ્યવહાર આત્માનો જ સ્પર્શ છે.

આ તો અહંકાર ઊભો થયેલો છે. લોક કહે છે, 'આત્માને દુઃખ પડે છે. મારો આત્મા બગડી ગયો છે.' તો અલ્યા, આત્મા બગડેલો હોય, તો કોઈ દહાડોય સુધરે જ નહિ. જેનામાં બગડવાની શક્તિ છે તો એ વસ્તુ સુધરે જ નહિ અને અહીં બગડે છે તો પછી ત્યાં સિદ્ધક્ષેત્રમાંય બગડે. આત્મા તેવો નથી. આત્મા સિદ્ધક્ષેત્રમાં છે તેવો જ અહીં છે. પણ એ નિશ્ચય આત્મા છે અને વ્યવહાર આત્મા બગડેલો છે. હવે બગડેલો વ્યવહાર છે, વ્યવહારને શુદ્ધ કરવાનો છે. જો 'જ્ઞાની' ના મળે તો વ્યવહાર શુભ કરવાનો છે અને 'જ્ઞાની' મળે તો શુદ્ધ વ્યવહાર કરવાનો છે. બસ, એટલું જ કરવાનું છે.

એટલે આત્મામાંથી અશુદ્ધ પર્યાય હોતા જ નથી. બધા અશુદ્ધ પર્યાયો વ્યવહાર આત્મામાંથી છે. હવે એ પર્યાય તો બહુ સૂક્ષ્મમાં સૂક્ષ્મ, સૂક્ષ્મતર અવસ્થાને પર્યાય કહેવાય. આ તો બધી મોટી મોટી અવસ્થાઓ છે, અશુદ્ધ અવસ્થાઓ છે, જાડી અવસ્થાઓ છે. 'હું ચંદુભાઈ છું' એ અવસ્થા કંઈ જેવી તેવી છે ?

## 'વ્યવહાર આત્મા', મનાયો 'નિશ્ચય આત્મા' !

**પ્રશ્નકર્તા** : વ્યવહારિક આત્મા ને નિશ્ચય આત્મા, એ બન્નેના જુદા જુદા ગુણ થયા ?

**દાદાશ્રી :** એ જુદા જ હોય ને ! નિશ્ચય આત્મા એટલે મૂળ આત્મા.

**પ્રશ્નકર્તા** : એમાં આત્મા એક જ અને ગુણ જુદા, એવું છે ?

**દાદાશ્રી :** એવું નથી. એક માણસ ખારેકનો મોટો એજન્ટ છે, સહુ લોક એને કહે કે 'આ ખારેકવાળા શેઠ છે.' પણ કોર્ટમાં એ વકીલ ગણાતા હોય. એ વકીલાત કરતા હોય તો વકીલ ગણાય ને ? એવી રીતે 'તમે' વ્યવહારિક કાર્યમાં જો મસ્ત છો તો 'તમે' વ્યવહારિક આત્મા છો અને નિશ્ચયમાં મસ્ત છો તો 'તમે' 'નિશ્ચય આત્મા' છો. મૂળ તમે ને તમે જ છો પણ કયા કાર્યમાં છો, એના ઉપર આધાર છે.

એટલે વ્યવહારિક આત્માને આ લોકોએ નિશ્ચય આત્મા માન્યો. બોલે ખરા કે વ્યવહારિક આત્મા, પણ એમના જ્ઞાનમાં તો એને નિશ્ચય આત્મા જ જાણે. એ જાણે કે 'આત્મા તે આ જ આત્મા અને આત્મા ના હોય તો આવું બોલાય શી રીતે ? ચલાય શી રીતે ?' આ હાલવું-ચાલવું, વાતચીત કરવી, સ્વાધ્યાય કરવો, વાંચું છું ને મને યાદ રહે છે, એ બધાને કહેશે કે 'આ જ આત્મા છે. બીજો તો આત્મા હોય જ નહિ.' એવું એ જાણે. અને આ બધો તો આત્માનો પડછાયો જ છે. આ પડછાયો પકડે તો કરોડો અવતારેય તને મૂળ આત્મા ના જડે. અક્રમ વિજ્ઞાને તો ખુલ્લું પાડ્યું કે પડછાયો શું કરવા પકડો છો ? છતાં એ ક્રમિક માર્ગ એ લાઈન ખોટી નથી. પણ પડછાયાને જ આત્મા માને છે. આત્માને આત્મા માનો અને પડછાયાને પડછાયો માનો, એવું હું કહેવા માગું છું.

**પ્રશ્નકર્તા** : માન્યતામાં જ મોટી ભૂલ થઈ.

**દાદાશ્રી :** માન્યતામાં ભૂલ થાય એટલે બધુંય ભૂલ. પછી રહ્યું જ શું ?

## 'રૂપક'ની નિર્જરા, પણ 'બિલીફ'થી 'બંધ' !

**પ્રશ્નકર્તા** : એટલે એક પ્રતિષ્ઠિત આત્મા અને બીજો શુદ્ધાત્મા ?

**દાદાશ્રી :** નિશ્ચય આત્મા એ શુદ્ધાત્મા અને જે વ્યવહારમાં ચાલે છે વ્યવહાર આત્મા, એ પ્રતિષ્ઠિત આત્મા. કારણ કે 'આપણે' એની

પ્રતિષ્ઠા કરીએ છીએ. હમણાં કોઈ 'જ્ઞાન' પામેલો માણસ ના હોય ને એનું નામ ચંદુલાલ હોય, તો 'હું ચંદુલાલ છું, હું આનો મામો થઉં, આનો કાકો થઉં' એ જે બોલી રહ્યા છે, એ પહેલાંનું કર્મ છે, એ આ કર્મ રૂપકમાં બોલે છે. પહેલાં જે યોજના રૂપે હતું ને તે આ રૂપકમાં આવ્યું. હવે રૂપકમાં આવ્યું તેનો વાંધો નથી, પણ ફરી એવું ને એવું જ એને શ્રદ્ધામાં છે માટે એનું બીજ પડે છે પાછું. એટલે આમ પ્રતિષ્ઠા કરે છે, દેહમાં જ પ્રતિષ્ઠા કરે છે કે 'આ હું છું.' એટલે ફરી પાછો દેહ ઉત્પન્ન થાય છે, મૂર્તિ ઉત્પન્ન થાય છે. એટલે આમ પ્રતિષ્ઠા કરી કરીને નવી મૂર્તિ ઉત્પન્ન કરે છે અને જૂની મૂર્તિ ઊડી જાય છે. અને તે પ્રતિષ્ઠા કરેલી એટલે ફળ આપ્યા જ કરે.

પ્રતિષ્ઠિત આત્માની માન્યતા જ છે, એ 'રોંગ બિલીફ' ઊભી થઈ ગઈ છે એટલે પ્રતિષ્ઠા જ કર્યા કરે છે 'આ હું છું, આ હું છું.' તે પેલું પાછલી પ્રતિષ્ઠા ઊડે છે અને નવી પ્રતિષ્ઠા ઊભી થાય છે. એક તો કહે છે 'હું ચંદુલાલ છું', પછી 'આનો મામો થઉં, આ વિચાર મને આવ્યો.' હવે પાછલી પ્રતિષ્ઠાનું આશ્રવ છે. તે આશ્રવ પછી નિર્જરા થાય છે. તે નિર્જરા થતી વખતે ફરી એવું જ ઘાટ ઘડી અને નિર્જરા થાય છે. હવે આ જ્ઞાન આપેલું હોય, તે શું કહે કે 'હું ચંદુભાઈ છું અને આનો મામો થઉં' એ બોલે છે, તે પાછલી પ્રતિષ્ઠાનું જ. પણ આજે જ્ઞાન છે એટલે 'ખરેખર હું ચંદુભાઈ છું' એ શ્રદ્ધા ઊડી ગયેલી છે, એટલે નવી પ્રતિષ્ઠા નથી કરતો. એટલે એ સંવર કહેવાય છે, બંધ થતો નથી અને અને નિર્જરા થયા કરે. બંધ કોનું નામ કહેવાય ? જ્ઞાન ના હોય ત્યારે બંધ પડે. એટલે જેવું આપણે પ્રતિષ્ઠા કરીએ, એવી જ પાછી ફરી પ્રતિષ્ઠા ઊભી થઈ ગઈ.

હવે કોઈ માણસ કહેતો હોય, 'ચોરી કરવી જ જોઈએ' ને એ ચોરી કરતો હોય, લાંચ લેતો હોય. લોકોની જોડે સારી સારી વાતોચીતો કરે અને કહે કે 'તને આમ કરી આપીશ, તેમ કરી આપીશ, તારું બધું કામ પૂરું કરી આપીશ.' એની પાસે હજાર રૂપિયા લાંચના લે છે, આ બધું કાર્ય જે કરે છે, એ પ્રતિષ્ઠિત આત્મા છે. આ યોજના હતી તે રૂપકમાં આવ્યું છે. એ જે વાત કરે છે તેય રૂપક, પેલો ભેગો થયો તેય રૂપક અને હજાર રૂપિયા

લે છે તેય રૂપક છે. લાંચ લે છે, લાંચ લેવાનાં ભાવ, એને એ 'ડિસાઈડેડ' છે અને તે પણ રાજીખુશીથી લે છે. પણ પછી મહીં મનમાં ભાવ થાય છે, હવે એણે 'જ્ઞાન' લીધેલું નથી, એમ ભાવ થાય છે કે 'આ બધી લાંચો લઈ અને ભોગવવાનું તો મારે જ છે ને ?' આ 'લાંચ લેવી ના જોઈએ.' એ આવતા ભવના પ્રતિષ્ઠિત આત્મામાં લાંચ નહિ લેવી જોઈએ, એવી ત્યાં આગળ યોજના ઘડાઈ ગઈ. તે આવતા ભવમા ફરી લાંચ લેશે નહિ. આપને સમજાય છે આ રૂપરેખા ?

હવે, કેટલાક માણસો લાંચ લેતા નથી. તે માણસને એને ઘેર એની વાઈફ કહે છે, 'આ તમારી જોડે બધા ભણતા હતા, તે બધાએ બંગલા બાંધ્યા, તમે એકલા જ ભાડાની રૂમમાં રહો છો.' એટલે પેલાને થયું કે 'આ તો મારી જ ભૂલ છે કે શું છે આ ?' એ પોતાનો સિદ્ધાંત ખરો માને છે, પોતાને શ્રદ્ધા છે કે મારો સિદ્ધાંત ખોટો નથી, આ સિદ્ધાંત સુખદાયી છે, એ બધું જ જાણે છે. જ્યારે એની સ્ત્રી એને આવું કહે છે, ત્યારે મનમાં એને એમ થાય કે 'લાંચ લેતો નથી એ મારી જ ભૂલ થાય છે.' ત્યારે કુબુદ્ધિ ફરી વળે કે 'ભઈ, આપણે એનું કામ કરી જ દેવાનું છે. તો એમાં લાંચ લેવામાં શું વાંધો છે ?' તે પછી એ ભાવ કરે છે કે લાંચ લેવી જ જોઈએ. એટલે પછી એ પેલા માણસને કહે છે કે, 'તારું કામ હું કરી આપીશ.' ત્યારે પેલો માણસ કહેશે, 'સાહેબ, હું પાંચસો રૂપિયા આપીશ.' પણ પછી જ્યારે પેલો આપવા આવે ત્યારે એનાથી લેવાય નહિ, મહીં ગભરામણ થઈ જાય, ઉપાધિ થઈ જાય છે. કારણ કે પૂર્વભવે પ્રતિષ્ઠા કરેલી કે 'લાંચ લેવી એ ખોટી છે, લાંચ ન જ લેવી જોઈએ.' તે લાંચ ન લેવા દે. પેલાને કહ્યું હોય તું લાવજે. પણ એ હાથમાં લે તે ઘડીએ આમ ધ્રૂજી જાય, સ્પર્શ ના થવા દે. એટલે એનાથી એક પૈસો લેવાય નહિ, પણ આવતે ભવે 'લાંચ લેવી છે' એવું એને પાછું નવું બીજ પડે છે. આ અવતારમાં કશું લીધું નહિ ને આવતાં ભવનાં બીજ નાખ્યાં. આવડા મોટા જગતમાં માણસ કઈ જાતનાં બીજ નહિ નાખતો હોય ? અને શું શું ફસાતા હશે, એ શી ખબર પડે ? તમને સમજ પડીને ? સિદ્ધાંત છે ને ? પદ્ધતિસર સૈદ્ધાંતિક છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આપણે અહીં પાંચ વર્ષની યોજના ઘડે છે, તેમાં 'પહેલા વર્ષમાં આ પ્રમાણે અમુક અમુક જગ્યાએ બંધ બાંધવા, અમુક જગ્યાએ આમ કરવું, અમુક જગ્યાએ આમ કરવું' એવું બધું નક્કી કરે છે. પછી એ બધું કાગળ ઉપર લખે છે અને ડ્રોઈંગ બધું જ કાગળ ઉપર તૈયાર થાય છે. એ જ્યારે સેંક્શન થાય ત્યાર પછી એ યોજના રૂપક માટે મૂકે, ત્યારે એ જન્મ થયો કહેવાય, ત્યારથી એ યોજનાને આકાર મળ્યા કરે. એવી રીતે આ યોજના પહેલી થાય છે, તે એક અવતારમાં યોજના થાય છે, બીજા અવતારમાં આકાર લેવાય છે અને આકાર લેતી વખતે ફરી મહીં નવી યોજના ઘડાતી જાય છે કે આ પ્રમાણે નાખવું જોઈએ, આવું હોવું જોઈએ, એમ ઘટમાળ ચાલ્યા કરે છે. એટલે આ બહુ સૈદ્ધાંતિક વસ્તુ છે.

## 'પ્રત્યક્ષ' જ્ઞાની જ, 'હકીકત' પ્રકાશે !

હવે આવી વાત પુસ્તકોમાં તો લખેલી હોય નહિ. એટલે શી રીતે માણસ ફરે ? પુસ્તકમાં લખેલું તો કેવું હોય કે કઢીમાં મરચું, મીઠું, હળદર, ગોળ બધું નાખજો. પણ શું શું વસ્તુ ને કઈ રીતે એનું પ્રમાણ લેવું, એ તો ના હોય ને ! એટલે આ વસ્તુ એને અંદરખાને સમજાય નહિ ને ! એટલે આ પ્રતિષ્ઠિત આત્માને જ જગત આખું આત્મા માની બેઠું છે અને એને સ્થિર કરવા માગે છે. અને તેય ખોટી વસ્તુ નથી, સ્થિર તો કરવું જોઈએ. અને સ્થિર કરવાથી એને આનંદ થાય. જેટલો વખત આ પ્રતિષ્ઠિત આત્મા સ્થિર થાય; રાત્રે ઊંઘમાં તો સ્થિર થાય છે, પણ દહાડેય જેટલો વખત સ્થિર થાય એટલો વખત એને આનંદ થાય. પણ એ આનંદ કેવો કે બસ, સ્થિરતા તૂટી કે હતો તેવો ને તેવો જ થઈ જાય. હવે જો એ જોડે જોડે એમ જાણે કે મૂળ આત્મા તો સ્થિર જ છે, તો 'પોતે' 'એડજસ્ટમેન્ટ' લઈ શકે. પણ મૂળ આત્માની વાત લોકોને ખબર જ નથી. આ પ્રતિષ્ઠિત આત્માને જ આત્મા સ્વીકારવામાં આવેલો છે અને આ ખરેખર આત્મા છે નહીં. પ્રતિષ્ઠિત આત્મા એ પુદ્ગલ છે, એમાં ચેતન જ નથી.

જેમાં જગત ચેતન માની બેઠું છે, એમાં ચેતન નથી. આ મારી

શોધખોળ છે. અમે જાતે જોઈને કહીએ છીએ. એ શાસ્ત્રમાં લખ્યું નથી. શાસ્ત્રોમાં તો આને (પ્રતિષ્ઠિત આત્માને) સુધારવાનું કહ્યું છે, 'સુધાર સુધાર કરો' એવું કહ્યું છે. એટલે કંઈ પદ્ધતિ તો હોવી જોઈએ ને ? સુધારવાની પદ્ધતિ હોય છે ને ? શાસ્ત્રમાં પદ્ધતિ બતાડવામાં આવી છે એ લોકોનાં લક્ષમાં નથી, બહુ સૂક્ષ્મ રીતે બતાવવામાં આવી છે. પણ એ તો શબ્દથી બતાવવામાં આવી હોય ને ? એટલે શું કે શબ્દથી બતાવવામાં આવ્યું કે મુંબઈ જાવ તો મુંબઈમાં આવું છે, આમ છે, ત્યાં આગળ જુહુનો કિનારો આમ છે, તેમ છે પણ શબ્દથી. તેમાં તમને શું લાભ થયો ? એટલે શાસ્ત્રો શું બતાવે ? શબ્દોથી બતાવે. એ અનુભવથી ના હોય ને ? શાસ્ત્રમાં અનુભવથી ઉતરે નહિને ? એટલે 'જ્ઞાની પુરુષ'ની હાજરી સિવાય કશું આનો ફોડ પડે નહિ.

## અવક્તવ્ય અનુભવ, મૌલિક તત્ત્વના !

**પ્રશ્નકર્તા :** આપને જે સુરતના સ્ટેશને બાંકડા ઉપર, ૧૯૫૮માં જ્ઞાન થયું, એ વખતનો અનુભવ કહોને.

**દાદાશ્રી :** અનુભવ તો, એવું છે ને, એ તમને કહી શકું કેટલો ? કે મને આનંદ થયો, મને જગત વિસ્મૃત થઈ ગયું હતું અને બધું જોયું મેં કે, 'જગત શું છે, કોણ કર્તા છે, કેવી રીતે ચાલે છે, તમે કોણ છો, હું કોણ છું ?' એ બધું વિવરણ મને જણાયું. પણ આ બધું હું શબ્દોથી તમને સમજાવું છું. મૂળ વસ્તુ તો તમે જાણી શકશો જ નહીં. કારણ કે ત્યાં શબ્દો નથી. વિગતવાર વાણીમાં આવે નહીં. આ તો શબ્દો જેટલા બોલી શકાય, એટલા બહારના ભાગમાં હું તમને વાત કરું છું, એ મૂળ વસ્તુ તો નહીં ને ! એ તો તમે ચાખો ત્યારે, એ જગ્યાએ તમે આવો ત્યારે તમને ખબર પડે કે શું હતું ?

આત્મા સૂક્ષ્મતમ વસ્તુ છે તે આત્માના જે બહારના પ્રદેશો છે, તે સૂક્ષ્મતર છે, તે સૂક્ષ્મતર સુધી અમે ત્યાં આગળ બધું જોયેલું. હવે સૂક્ષ્મતર વાણી નથી, એટલે ત્યાં તો વાણી બંધ થઈ જાય છે, વાણી અટકી જાય છે બધી. એટલે એમ કહેવું પડે કે તું ચાખ અનુભવમાં. તેથી અનુભવનું

કહ્યું ને કે જાણ્યાથી જણાય એવું નથી, અનુભવથી જણાય છે. નિવેડોય અનુભવથી જ છે !

## ‘આત્મા’ વડે ‘આત્મા’નું દર્શન ?(!)

**પ્રશ્નકર્તા** : પણ દાદા, એવું કીધું છે કે ‘આત્માને આત્મનિષ્ઠ’ આત્મા વડે આત્માને જુઓ, આત્મા વડે આત્માનું દર્શન કર એટલે શું ?

**દાદાશ્રી :** આત્મા વડે એટલે આ જે ‘વ્યાવહારિક આત્મા’ માન્યો છે ને, તેનાથી જ ‘તું’ ‘આત્મા’ જો, કહે છે. પણ વચ્ચે નિમિત્તને લાવ. જેણે જોયો છે એ નિમિત્તને લાવ. એ તારું ‘એડજસ્ટમેન્ટ’ એવું કરી આપશે, એટલે તને ફળ મળશે. બાકી આમ જાતે જોવા જઈશ તો કશું વળશે નહીં. કારણ કે તારી પાસે દૃષ્ટિ જ ઇન્દ્રિયગમ્ય છે ને ! અને ત્યાં આગળ અતીન્દ્રિય જોઈશે. ઇન્દ્રિયગમ્ય જ્યાં સુધી ‘જ્ઞાની પુરુષ’ છોડાવે નહીં અને અતીન્દ્રિય ભાગ આપે નહીં, દૃષ્ટિ બદલી આપે નહીં, ત્યાં સુધી દેખાશે નહીં. એટલે ‘અમે’ દૃષ્ટિ બદલી આપીએ છીએ !

## ‘સોની’ની દૃષ્ટિ તો સો ટચ પર જ !

આપણે આ સોનાની વીંટી હોય ને તે બહુ ફેરો સોની પાસે ફરે, એટલે પછી એ સોનું છાસિયું થઈ જાય. લોક કહેશે, ‘શું જોઈને વીંટી પહેરો છો ? આ સોનું તો છાસિયું થઈ ગયું.’ એટલે આપણે મનમાં વિચાર કરવાનો કે આ છાસિયું સોનું થઈ ગયું છે, હવે શું કરવું આનું ? તો ચોક્સી પાસે છાસિયું સોનું લઈને જઈએ તો ચોક્સી વઢશે ? કે આવું છાસિયું શું કરવા કરી નાખ્યું તે ? એવું ચોક્સી પાછો વઢે ને ? બગાડી નાખ્યું એવું કહે ને ? ના, ચોક્સી વઢવા હારું નથી બેઠો ! છાસિયાને શુદ્ધ કરવા બેઠો છે !! આખું જગત છાસિયું કરીને જ લાવવાનું છે, એની પાસે !

એટલે પેલો પછી શુદ્ધ કરવા બેસે. તે બે-ચાર રૂપિયા એનેય મળવાના હોય. તે પછી આમ ઘસે. છાસિયું કેટલું છે એ ના જુએ, બીજી ધાતુઓ કેટલી છે એ ના જુએ, પણ સોનું કેટલું છે એ જુએ. એટલે ‘એક વાલ સોનું છે આમાં’ કહેશે. અને વીંટી છે તે ત્રણ વાલની છે. એટલે બે

વાલ બીજો જૂઠો માલ મહીં પડ્યો છે. એટલે પછી આમ કસથી જ કાઢે. પછી પેલો કહેશે કે, 'પણ મારે કસથી નહીં, આમાંથી જેટલું સોનું નીકળેને, એમાંથી મારા બાબાની નાની વીંટી કરી આપો.' તે પછી પેલો એસિડમાં નાખે. એના જાણકાર કરી આપે કે ના કરી આપે ?

**પ્રશ્નકર્તા** : જાણકાર કરી આપે.

**દાદાશ્રી :** અને જાણકાર ના હોય અને લુહારને આપીએ તો ? લુહાર કહેશે, 'જા લઈ જા પાછું, મારી પાસે લોખંડ લાવજે. આ સોનું મારી પાસે શું કરવા લાવ્યો ?' ત્યારે સુથારને આપીએ તોય ના પાડે ! હવે શેઠિયાઓને આપીએ કે, 'ભઈ, આટલું કરી આપો ને !' ત્યારે કહે કે, 'અલ્યા, સોનીને ત્યાં જા, કોઈ ચોક્સીને ત્યાં જા ને, અહીં શું છે ?' એટલે આ જે, આત્માનું જે છાસિયું થઈ ગયેલું છે, એને શુદ્ધ કરવા જવું હોય, તો 'જ્ઞાની' પાસે જવું. જ્યાં કારખાનું બધું છે અને જે જાણે છે કે આત્માના આટલા ગુણ છે અને અનાત્માના આટલા ગુણ છે. આના આટલા ગુણધર્મ છે એમ ગુણધર્મથી જે જાણે છે તે જ છૂટા કરી શકે. બાકી બીજો કોઈ છૂટો કરી શકે નહીં.

## રિયલ-રિલેટિવ, ફોડ 'વિજ્ઞાન'ના !

**પ્રશ્નકર્તા** : સમસ્યાઓ અને પ્રશ્નો જે કંઈ થાય છે, એ પ્રતિષ્ઠિત આત્માના જ હશે ને ?

**દાદાશ્રી :** હા, પ્રતિષ્ઠિત આત્માનું જ છે બધું. પ્રતિષ્ઠિત આત્મા આપણે પ્રકૃતિને જ કહીએ છીએ. પણ પ્રકૃતિ એકલીને આપણે કહીએ છીએને તો લોકોને બરોબર સમજાતું નથી. એટલે આપણે એને પ્રતિષ્ઠિત આત્મા કહ્યો.

પ્રતિષ્ઠિત આત્મા એ 'રિલેટિવ આત્મા' છે અને બીજો શુદ્ધાત્મા છે. શુદ્ધાત્મા એ 'રિયલ આત્મા'. અને 'રિલેટિવ આત્મા' એ 'મિકેનિકલ આત્મા' છે, એ પૂરણ-ગલન સ્વરૂપ છે. તમે અહીંથી ખાવાનું પૂર્યું એટલે તમારે સવારમાં સંડાસ જવું પડે. અહીં પાણી પૂર્યું એટલે બાથરૂમમાં જવું

પડે, શ્વાસ લીધો એટલે ઉચ્છ્વાસ થયા કરે, એ પૂરણ-ગલન અને શુદ્ધાત્મા બે જ વસ્તુ છે !

**પ્રશ્નકર્તા** : 'રિલેટિવ આત્મા' અને 'રિયલ આત્મા', એ બેમાં શું ફેર છે ?

**દાદાશ્રી :** 'રિલેટિવ આત્મા' એ પોતાની 'રોંગ બિલીફ'થી ઊભો થયેલો છે. એ રોંગ બિલીફ ફ્રેક્ચર થઈ જાય એટલે પોતે 'રિયલ આત્મા'માં આવે. 'રોંગ બિલીફો' બધી 'જ્ઞાની પુરુષ' ફ્રેક્ચર કરી આપે અને 'રાઈટ બિલીફ' બેસાડી આપે. એને સમ્યક્દર્શન કહેવાય. એટલે પોતાનાં શુદ્ધાત્માની પ્રતીતિ બેસે.

**પ્રશ્નકર્તા** : અહમ્ અને પ્રતિષ્ઠિત આત્મામાં કંઈ ભેદ ખરો ?

**દાદાશ્રી :** ના. પ્રતિષ્ઠિત આત્મા તે જ અહંકાર છે. 'આપણે' પ્રતિષ્ઠા કરી માટે તો એ ઊભો થયો છે. ફરી પાછો પ્રતિષ્ઠા કર્યા જ કરે છે કે 'દેહ તે હું, ચંદુભાઈ તે હું, આ બાઈનો ધણી તે હું, આ છોકરાનો બાપો તેય હું, આનો ભઈ તેય હું.' આવા કેટલા પ્રકારના હું, હું, હું, હું......

## 'જ્ઞાની' તો સહજમાં 'સિદ્ધાંત' પ્રકાશે !

**પ્રશ્નકર્તા** : આ બધા લોકો આત્મા કહે છે, તે પ્રતિષ્ઠિત આત્માને જ ને ?

**દાદાશ્રી :** હા, પ્રતિષ્ઠિત આત્માને જ આત્મા માને છે. પણ એ 'રોંગ બિલીફ' છે. હવે એ એમને ખબર ના હોય ને ! અને એ તો પ્રતિષ્ઠિત આત્માને 'એ જ મારો આત્મા છે' એમ માનીને આગળ જાય છે. મોહના એક-એક પરમાણુ પરમાણુ ઓછા કરતાં કરતાં આગળ જવાનું, એ આખોય ક્રમિક માર્ગ છે. ક્રમિક માર્ગમાં 'પ્રતિષ્ઠિત આત્મા'ને આત્મા કહે છે, અહીં અક્રમ માર્ગમાં મૂળ આત્માને આત્મા કહીએ છીએ. એટલે ક્રમિક માર્ગમાં અને અક્રમ માર્ગમાં, બેઉમાં કહેવાનો દૃષ્ટિ ફેર છે. ક્રમિક માર્ગમાં એ લોકો સાચું જ કહે છે, એ આત્માને વેદકતા હોય જ. 'આ વેદકતા, એ બધા આત્માના આટલા ગુણ હોય' એમ ક્રમિક માર્ગમાં કહે

છે, જ્યારે આપણે અક્રમ માર્ગમાં એ વેદકતા ને બધું પ્રતિષ્ઠિત આત્મામાં કહ્યું. આ ક્રમિક માર્ગમાં, આપણે જેને પ્રતિષ્ઠિત આત્મા કહીએ છીએ, એને એ લોકો વ્યવહાર આત્મા કહે છે અને એ વ્યવહાર આત્માને જ મૂળ આત્મા માની બેઠા છે. અને એને જ સ્થિર કરવો છે, એને જ કર્મરહિત કરવો છે, એવું માને છે. એટલે આ આત્મા કર્મથી બંધાયો છે અને એને જ કર્મરહિત કરવો છે એવું માને છે. બાકી મૂળ આત્મા આવો નથી. મૂળ આત્મા તો કર્મથી મુક્ત જ છે. ફક્ત 'તને' એનું ભાન નથી, 'તારે' એ ભાન આવે એની જરૂર છે.

આપણે શું કહેવા માંગીએ છીએ કે 'તને' આ ભાન નથી આવ્યું. તને આ ભ્રાંતિ છે. જે 'આત્મા' નથી ત્યાં 'તું' આરોપ કરે છે કે આ 'આત્મા' છે અને જ્યાં 'આત્મા' છે, ત્યાં તેનું 'તને' ભાન નથી. માટે 'તું' 'આત્મા'ને જાણ, તો આ બધાથી 'તું' મુક્ત જ છે. આ જ 'અજ્ઞાન' કાઢવાનું છે, નહિ તો કરોડ અવતાર સુધીય 'તારું' અજ્ઞાન જાય નહિ.

પચ્ચીસેય પ્રકારના મોહ છે, એ પચ્ચીસ પ્રકારના મોહ 'ચાર્જ' થાય અને એ પચ્ચીસ પ્રકારના મોહ 'ડિસ્ચાર્જ' થાય. 'ડિસ્ચાર્જ' તો નિયમથી થવાનું અને 'રોંગ બિલીફ' છે એટલે પાછું 'ચાર્જ' થયા કરે. આપણે અહીં, અમે જ્ઞાન આપીએ પછી 'ચાર્જ' થતું બંધ થઈ જાય છે ને 'ડિસ્ચાર્જ' એકલું રહે.

એટલે આ 'પ્રતિષ્ઠિત આત્મા' નવો શબ્દ 'અમે' આપ્યો છે. ભગવાને લોકોને કહ્યું હતું, પણ લોકોને એ સમજાયું નહિ. એટલે અમારે આ પ્રતિષ્ઠિત આત્મા શબ્દ મૂકવો પડ્યો, લોકોને પોતાની ભાષામાં સમજાય એવી રીતે. અને ભગવાનના કહેવાને નુકસાન ના થાય એવી રીતે આ શબ્દ, 'પ્રતિષ્ઠિત આત્મા' મૂકેલો છે. કારણ કે તમને તમારી ભાષામાં સમજાવું જોઈએ ને ? સમજાય નહિ, તો તમે શું કરો તે ?

## જગ-અધિષ્ઠાન, જ્ઞાનીના જ્ઞાનમાં...

જગત જેમાંથી ઉત્પન્ન થયું છે અને જેમાં લય થાય એ અધિષ્ઠાન કહેવાય. ત્યારે કહે, 'મહીં શાસ્ત્રોમાં આવું અધિષ્ઠાન કેમ બતાવ્યું નથી ?'

ના, તીર્થંકરોએ કોઈ વસ્તુ બતાવવામાં બાકી નથી રાખી. પછી તમને ભેગી ના થાય એ વાત જુદી છે.

એટલે અમે શું કહ્યું ? આ જગત શેમાંથી ઉત્પન્ન થયું છે ? ત્યારે કહે, 'પ્રતિષ્ઠિત આત્મામાંથી આ બધું ઉત્પન્ન થયું છે ને એમાં જ પાછું લય થાય છે. આમાં મૂળ આત્માને કશી લેવાદેવા જ નથી. એટલે આ તો ફક્ત વિભાવિક દૃષ્ટિ જ ઉત્પન્ન થઈ છે.

## 'દર્શન' શુદ્ધ થયે, શુદ્ધમાં સમાવેશ !

એક પ્રતિષ્ઠિત આત્મા અને એક દરઅસલ આત્મા. પ્રતિષ્ઠિત આત્મા 'મિકેનિકલ' છે. એ ખાય-પીએ તો જ જીવે અને નહિ તો શ્વાસ આમ બંધ કરી દઈએને તો ખલાસ થઈ જાય. એ પ્રતિષ્ઠિત આત્મા જે કરે છે તેમાં 'આપણે' 'હું કરું છું' એવો અહંકાર કરીએ છીએ, એટલે પાછો બીજો નવા ભવનો પ્રતિષ્ઠિત આત્મા ઊભો થાય છે.

એવું છે ને, મૂળ અસલ આત્માને કશું થયું નથી. આ તો લોકોએ અજ્ઞાનનું પ્રદાન કર્યુંને એટલે સંસ્કાર બધા ઊભા થઈ ગયા છે, તે જન્મતાં જ લોક 'એને' 'ચંદુ, ચંદુ' કરે. હવે પેલા બાબાને તો ખબર જ ના હોય કે આ શું કરે છે તે ? પણ એને આ લોક સંસ્કાર પાડ પાડ કરે છે. પછી 'એ' માની બેસે છે કે 'હું ચંદુ છું.' પછી મોટો થાય ત્યારે કહે છે, 'આ મારા મામા થાય ને આ મારા કાકા થાય.' એવું આ બધું અજ્ઞાન પ્રદાન કરવામાં આવે છે, તે ભ્રાંતિ ઊભી થઈ જાય છે. આમાં થાય છે શું કે આત્માની એક શક્તિ આવરાય છે, દર્શન નામની શક્તિ આવરાય છે. એ દર્શન નામની શક્તિ આવરાવાથી આ બધું ઊભું થઈ ગયેલું છે. એ દર્શન જ્યારે ફરી સમું થાય, સમ્યક્ થાય, ત્યારે પાછા 'પોતે' પોતાનાં 'મૂળ સ્વરૂપ'માં બેસી જાય. આ દર્શન મિથ્યા થઈ ગયું છે અને એટલે આ ભૌતિકમાં જ સુખ છે એવું માની બેઠો છે, તે દર્શન સમું થાય તો આ ભૌતિક સુખની માન્યતા પણ ઊડી જાય. બીજું કશું બહુ લાંબું બગડ્યું જ નથી. દર્શન જ બગડ્યું છે, દૃષ્ટિ જ બગડી છે. એ દૃષ્ટિ અમે ફેરવી આપીએ છીએ.

**પ્રશ્નકર્તા** : એટલે આત્માને ફક્ત ભ્રાંતિ જ થયેલી છે ?

**દાદાશ્રી :** આત્માને ભ્રાંતિ નહિ, આ તો દર્શન જ એનું આવરાયું છે. જે મૂળ આત્માનું દર્શન છે, એ દર્શન જ આખું આવરાયું છે. આ બહારના અજ્ઞાન પ્રદાનથી આ બહારના લોકો જન્મતાં જ 'એને' અજ્ઞાન આપે છે. પોતે તો અજ્ઞાનીઓ અને પેલાને અજ્ઞાનનાં ઢબે ચઢાવે છે. એટલે એય માની બેસે છે ને માની બેસે છે એટલે દર્શન આવરાય છે. દર્શન આવરાય છે એટલે કહે છે કે 'આ મારા સસરા છે ને આ મારા મામા છે.' અને હું કહું છું કે આ બધી રોંગ બિલીફો છે.

## 'મૂળસ્વરૂપ'નાં ભાને, 'પોતાનો' ઉદ્ધાર !

**પ્રશ્નકર્તા** : એટલે આત્માનો ઉદ્ધાર આત્માએ પોતે જ કરવાનો છે, એમ જ થયું ને ?

**દાદાશ્રી :** આત્માનો ઉદ્ધાર આત્માએ પોતે કરવાનો એટલે શું કે, આત્મા મૂળ ઉદ્ધાર થઈ ગયેલી જ વસ્તુ છે. પણ તેમાં આપણો જે માનેલો આત્મા છે, પ્રતિષ્ઠિત આત્મા છે, એની માન્યતામાં એ હકીકત નથી આવતી. મૂળ આત્માનો તો ઉદ્ધાર થઈ ગયેલો જ છે, પણ પ્રતિષ્ઠિત આત્મા એટલે કે પોતે પોતાની જાતને જે આત્મા ગણે છે, એ 'પોતે' જ્યારે એમ જાણશે કે, 'મારું સ્વરૂપ જ આવું છે, ને હું તો જ્ઞાન-દર્શન-ચારિત્રમય છું' એટલે 'એનો' પણ ઉદ્ધાર થઈ જાય. એટલે પોતે પોતાનો ઉદ્ધાર એ આવી રીતે આમ પુરુષાર્થ કરે ત્યારે જ તો થાય ને ! પણ 'જ્ઞાની પુરુષ' એને ભેગા થાય ને પોતાના સ્વરૂપનું ભાન કરાવી આપે પછી પુરુષાર્થ કરી શકે ને ત્યારે 'એનો' ઉદ્ધાર થઈ જાય.

**- જય સચ્ચિદાનંદ**

**સંપર્કસૂત્ર**

**દાદા ભગવાન પરિવાર**

**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦
**e-mail :** info@dadabhagwan.org

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, ગામ - માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૬૨૪૧૨૪૧૨૪

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોનઃ** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

| | | | |
|---|---|---|---|
| **અમરેલી** | : ૯૪૨૬૯ ૮૫૬૩૮ | **ભરૂચ** | : ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **નડીયાદ** | : ૯૯૯૮૯ ૮૧૯૬૫ |
| **જામનગર** | : ૯૮૨૪૨ ૭૭૭૨૩ | **સુરત** | : ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીનગર** | : ૯૯૨૪૧ ૨૪૦૪૨ | **મુંબઈ** | : ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **ગાંધીધામ** | : ૯૯૨૪૩ ૪૮૮૪૪ | **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **મહેસાણા** | : ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **પાલનપુર** | : ૯૮૨૫૨ ૮૦૯૨૩ | **કોલકતા** | : ૯૮૩૦૦ ૯૩૨૩૦ |
| **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **પૂના** | : ૯૪૨૨૬ ૬૦૪૯૭ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **New Zealand** | : +64 21 0376434 |
| **Kenya** | : +254 722 722 063 | **Singapore** | : +65 81129229 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**

## આમાં છે વિજ્ઞાન !!!

જ્ઞાની પુરુષ પાસે આત્મા-અનાત્માની લક્ષ્મણ રેખા સમજી લેવી જોઈએ. એમના ફોડ ત્રણે ય કાળ સત્ય હોય. લાખો વર્ષો પછી પણ એનો એ જ 'પ્રકાશ' હોય.

એટલે આ બધું સાયન્સ છે, વિજ્ઞાન છે આખું. હું વિજ્ઞાન આજ અઠ્ઠાવીસ વર્ષથી બોલું છું, તો ય એ વિજ્ઞાન પૂરું થયું નથી. એ બધું આ ટેપરેકર્ડમાં રેકર્ડ થયેલું છે. એના બધાં પુસ્તકો છપાશે. એટલે આ તો બહુ મોટું સાયન્સ છે. રોજ બે-ત્રણ ટેપો નીકળ્યા જ કરે. તે કેટલાય વર્ષોથી બોલું છું. આખા જગતના કલ્યાણ માટે છે આ બધું.

- દાદાશ્રી

આત્મવિજ્ઞાની 'એ. એમ. પટેલ'ની મહીં પ્રગટ થયેલા

# દાદા ભગવાનના અસીમ જય જયકાર હો

dadabhagwan.org

ISBN 978-81-89725-71-6

9 788189 725716

Printed in India

MRP ₹100